સ્વ. લાલશંકર ઉમીયાશંકર સ્મારક ગ્રંથમાળા નં. ૪

# ઓખાહરણ

## પ્રેમાનંદ, નાકર અને વિષ્ણુદાસનાં

સંપાદક,
શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા,
એમ. એ., બી. ટી.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી
રસિકલાલ છોટાલાલ પરીખ
આસિ. સેક્રેટરી–અમદાવાદ

~~કીમત એક રૂપિયો~~

## સ્વ. રા. બ. લાલશંકર ઉમિયાશંકર સ્મારક ફંડનો

# પરિચય

તા. ૧૯–૧૦–૧૯૧૨ ના રોજ ગુ. વ. સોસાયટીના ઑન. સેક્રેટરી રા. બ. લાલશંકર ઉમિયાશંકરના ખેદકારક મૃત્યુ માટે દિલગીરી દર્શાવવાને સોસાયટીની એક અસાધારણ સભા તા. ૨ જી નવેમ્બર ૧૯૧૨ ના રોજ મળી હતી અને તેમાં એમના નામનું સ્મારક રાખવાને નીચે પ્રમાણે ઠરાવ પસાર થયો હતો:–

### ઠરાવ

"સોસાયટીના માનવંતા ઑન. સેક્રેટરી રા. બ. લાલશંકર ઉમિયાશંકરના દુઃખદાયક મૃત્યુની, સોસાયટીના તમામ મેમ્બરોની આ અસાધારણ સભા બહુ દિલગીરી સાથે નોંધ લે છે અને વિરુદ્ધ મત વિના ઠરાવ કરે છે કે સ્વર્ગસ્થે સોસાયટીની લગભગ, ૨૨ વર્ષ સુધી અવિશ્રાંત અને ખરા દિલથી પોતાની તન મન અને ધનથી જે અમૂલ્ય સેવા બજાવી છે તેના યત્કિંચિત સ્મારક રૂપે રૂ. ૫૦૦૦ અંકે પાંચ હજાર સોસાયટીના ફંડમાંથી તેમને નામે જુદા કાઢવા અને તેમાંથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી:—

(૧) રા. બ. લાલશંકર ઉમિયાશંકરનું એક ઑઇલ પેઇન્ટીંગ રૂ. ૩૦૦) અંકે ત્રણસો સુધી ખર્ચ કરીને તૈયાર કરાવી સોસાયટીમાં મુકાવવું.

(૨) તેમનું જીવનચરિત્ર સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ પાસે લખાવીને તેમની છબી સાથે છપાવવું અને તે સોસાયટીના જૂના તેમજ નવા થના તમામ મેમ્બરોને બક્ષિસ આપવું.

(૩) અને જે અવેજ બાકી રહે તેના વ્યાજમાંથી- સામાન્ય નીતિ, સામાન્ય ધર્મ અને બીજાં લોકોપયોગી પુસ્તકો રચાવીને પ્રસિદ્ધ કરવાં."

તે પ્રમાણે નીચે જણાવેલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છેઃ-

| નં. | પુસ્તકનું નામ | કીમત |
|---|---|---|
| ૧ | મહાભારતની નીતિકથાઓ | ૧—૦—૦ |
| ૨ | વિજ્ઞાનવિચાર | ૧—૦—૦ |
| ૩ | સૌન્દર્યતત્ત્વ | ૦-૧૦—૦ |
| ૪ | ઓખાહરણ | ૧—૦—૦ |

ગુ. વ. સોસાયટી
તા. ૨૮-૧૧-૧૯૩૮

રસિકલાલ છોટાલાલ પરીખ
આસિ. સેક્રેટરી

# પ્રસ્તાવના

## ત્રણ ઓખાહરણો

પ્રાચીન ગૂજરાતી કાવ્યના રસિયા જનસમાજને 'ઓખાહરણ' એ નૂતન વિષય ન હોય. એટલે પ્રેમાનન્દનુંજ એવો ધ્વનિ 'ઓખાહરણ' એવું શ્રવણ કરતાંજ ઉત્પન્ન થાય છે. વિશેષ અભ્યાસકોએ પ્રેમાનંદ પુરોગામી કવિઓનો ઋણી છે એવું શોધ્યું છે એટલે અતિ પ્રશસ્ત અને લોકપ્રિય ઓખાહરણ વિષે વિચાર કરતાં એના પુરોગામી જાણીતા નાકર અને વિષ્ણુદાસનાં 'ઓખાહરણો' કેવા પ્રકારનાં છે એ જિજ્ઞાસાવાળા રસિયા જનો માટે આ પુસ્તકમાં એ કવિઓનાં ઓખાહરણો પણ મુદ્રિત કર્યાં છે. અદ્યાપિ બૃહત્ કાવ્ય દોહનમાં છપાયલું પ્રેમાનંદનું 'ઓખાહરણ' રસિક જનોને હૃદયગત છે; પરન્તુ ઓગણત્રીસ કડવાનું 'ઓખાહરણ' પ્રેમાનંદે પ્રથમ લખ્યું છે તથા તેના ઉપર વિસ્તાર પછીથી કર્યો છે (એણે અથવા બીજા કોઇ કવિએ) એટલે પરિશિષ્ટમાં બૃહત્ કાવ્ય દોહનમાં મુદ્રિત થયલાં ઓખાહરણનો ભાગ જે ઓગણત્રીસ કડવામાં આવતો નથી તે આપ્યો છે. નાકર, ઓખાહરણ અને પ્રેમાનંદનાં આ ત્રણ ઓખાહરણોની પોતપોતાની વિશિષ્ટતા આદિ વિષે વિચાર અભ્યાસકોએ કરવાનો છે.

### ૧. આ પુસ્તકમાં મુદ્રિત થયલાં ઓખાહરણો-પ્રેમાનંદનું

ઓગણત્રીસ કડવાંવાળી ઓખાહરણની પ્રતો એક કરતાં વિશેષ જૂદે જૂદે સ્થળેથી જૂદી જૂદી સાલની પાઠાન્તરોવાળી પ્રાપ્ત થયલી છે. એનાં પાઠાન્તરો લૂણાવાડાના રહીશ શિક્ષક, પ્રાચીન કાવ્યોના

રસિયા, રા. છગનલાલ વિદ્યારામ તરફથી અમને મળ્યાં છે તેનો પૂરતો ઉપયોગ અમે કર્યો છે. ઓગણત્રીસ કડવાંની પ્રતો નીચે મુજબ ઉપલબ્ધ થાય છેઃ—

૧. સંવત્ ૧૭૯૨ ના શ્રાવણ સુદિ ૧૦ શુક્રવારે લખેલી અધુરી પ્રત કડવાં ૧૭ પુરાં અને ૧૮ મું અધું. રા. છગલલાલ રાવળની પાઠાંક. (अ).

૨. સંવત ૧૮૩૮ શ્રાવણ સુદિ ૨ રાવવારે લખેલી 'ગૂજરાતી' પત્રના આદ્ય તંત્રી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇની. (व)

૩. સંવત્ ૧૮૫૭ પોષ સુદ ૧ ની લખેલી. સ્વ. દિવાન બહાદૂર કેશવલાલ હર્ષદરાય ધ્રુવની. (क)

૪. સંવત્ ૧૮૫૭ માગશર સુદ ૧૩ ની લખેલી. રા. છગનલાલ વિદ્યારામ રાવળની. (ड)

૫. સંવત્ ૧૮૫૯ ફાગણ વદ ૫ ની લખેલી. સ્વ. રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી જે. પી. ની. (इ)

૬. સંવત્ ૧૮૬૯ શ્રાવણ વદ ૧ ની વાર શનિની લખેલી રા. છગનલાલ વિદ્યારામ રાવળની. (फ)

૭. સંવત ૧૮૭૦ ની આષાઢ વદ ૬ વાર શુક્રની લખેલી સ્વ. દિવાન બહાદૂર કેશવલાલ હર્ષદરાય ધ્રુવની. (ज)

પ્રસ્તુત ઓખાહરણ છાપવામાં અમુક પ્રત ઉપરજ આધાર રાખીને કામ આરંભ્યું નથી. દરેક પ્રતમાંથી જે જે યોગ્ય જેવું લાગ્યું છે તે સમગ્રનો સમન્વય કરી પ્રત બનાવી છે એટલે દરેક મૂળ પ્રતનાં ભિન્નભિન્ન દેખાતાં પાઠાન્તરો નીચે મૂક્યાં છે. નજીવાં પાઠાન્તરો ધ્યાનમાં લીધાં નથી.

પ્રસ્તુત પ્રત તૈયાર કરવામાં બૃહત્ કાવ્યદોહનમાં મુદ્રિત થયલાં ઓખાહરણનાં પાઠાન્તરો પણ લીધાં છે. રા. રાવળ તરફથી મળેલી

૨૯ કડવાં ઉપરાંતની ક્ષેપક ભાગવાળી નીચેની પ્રતોની પણ સહાય લીધી છેઃ—

૧. સંવત ૧૮૩૬ વૈશાખ વદ ૧૧ વાર બુધની કડવાં ૬૫ ની.
૨. સંવત ૧૮૬૬ વૈશાખ સુદ ૧૦ સોમવારની કડવાં ૪૮ ની.
૩. લખ્યા સાલ વિનાની આરંભમાં ત્રણ કડવાં નથી. તેમ પાછળ ૩૪ કડવાં સુધીની ઘણી જૂની પ્રત છે.
૪. સંવત્ ૧૯૨૨ કાર્તક વદ ૫ ની કડવાં ૫૩ ની.
૫. સંવત ૧૮૭૩ માં ગિરપુરના ત્રવાડી સેવકરામ કેવળરામ જ્ઞાતે નાગર–તેની પ્રત ઉપરથી ઉતારેલાં કડવાંની છે.
(મારી પોતાની પાસે છે તે.)

પ્રત તૈયાર થયા પછી આ પ્રસ્તાવનામાં લખતાં અમને એક ઓગણત્રીસ કડવાંવાળી પ્રત સુરતના એક રહેવાશી ગોવિન્દભાઇ પાસેથી મળી છે. આ પ્રત સંવત ૧૮૩૮ ના શ્રાવણ સુદ ૨ રવિવારે લખાયલી છે. એ કોઇ રતનાભાઇની ચોપડીમાંથી ઠાકર લાધાવર વેલાભાઇએ લખેલી છે.[1]

---

૧ આ પ્રતમાં આરંભમાં કેટલીક કડીઓ જૂદી છે અને કેટલીક કડીઓ નથી.

શ્રી ગિરિજાનંદન ગણપતિ સ્વામી, પુરો મનોરથ કામી,
એકંદતો સૂંઢાલો ગજવદન પ્રૌઢ શરીર. ૧

સુધ બુધ તારી રે સુંદરી તારા પુત્ર લાભ ને લક્ષ,
નીલાંબર પીતાંબર પેર્યાં વાણી દેવી ક્ષાંત. ૨

સેવું બ્રહ્મતનયા સરસ્વતી જે મહામનોરથ રૂપ,
જે જટાચારજ ભટ કીધો કાલીદાસ કીધો કવિ. ૩

બીજાં કડવાંઓ ઇત્યાદિ જોતાં આ પ્રત અ પ્રતનાં પાઠાન્તરો મોટે ભાગે અનુસરે છે.

## વિષ્ણુદાસનું ઓખાહરણ

આ કવિનાં ઓખાહરણની ત્રણ પ્રતો ગુ. વ. સોસાયટીની જ ઉપલબ્ધ થઇ છે. એમાં કેવળ अ પ્રત ઉપરજ મુખ્ય આધાર રાખવો પડ્યો છે. आ અને इ પ્રતોમાં અનેક સુધારા વધારા દેખાય છે. વળી इ પ્રતમાં તો પ્રેમાનંદનાં ઓખાહરણમાં મળી આવતાં અનેક કડવાંઓ ઉતારી લીધાં હોય એવું દેખાય છે. આથી તેનું પૂર વધી ગયું છે અને આખું ઓખાહરણ ૮૭ કડવાનું બન્યું છે. આ પ્રતમાં आ તથા इ માં આવતાં મુખ્ય પાઠાન્તરો તથા વધારાના કે ક્ષેપક ભાગો આપ્યા છે.

## નાકરનું ઓખાહરણ

આ પ્રતમાં નાકરનું ૪૪ કડવાનું ઓખાહરણ લીધું છે. બધી મળીને અમને એની ચાર પ્રતો ઉપલબ્ધ થઇ હતી. એમાં ૨૯ કડવાંની નાકરની એક પ્રતની નકલ અમને ઓરીયેન્ટલ ઇન્સ્ટીટ્યુટ-વડોદરાની મળી હતી તેનો ઉપયોગ કર્યો છે. પાઠાન્તરો જે નોંધવા જેવાં ખાસ દેખાયાં છે તેજ નોંધ્યાં છે.

## કહાન કવિનું ઓખાહરણ

આ કવિનાં ઓખાહરણની પ્રત ગુ. વ. સોસાયટીમાંથી મળી છે. મારી પાસે એ કવિનાં ઓખાહરણની બીજી એક પ્રત છે, પરન્તુ એમાં અને આ પુસ્તકમાં મુદ્રિત થયલી પ્રતમાં ઘણો ઘણો ફેરફાર છે. એ બધા ફેરફારો અમુક અમુક કડવાંઓમાં અમુક અમુક લીટીઓ મૂકી દઇએ તો નવુંજ ઓખાહરણ ઉપલબ્ધ થતું જણાય. દરેકમાં જૂદો જૂદો વિસ્તાર છે. ગુ. વ. સોસાયટીની પ્રત સંવત ૧૯૦૩ ના શ્રાવણ માસના શુક્લ પક્ષની પ્રતિપદાએ બુધવારે અમદાવાદમાં કાલુપૂરમાં ધનાસુથારની પોળમાં રહેનારા મોઢ બ્રાહ્મણ શુક્લ ભગવાન પ્રજારામે લખેલી છે. કડવાં ૫૩ છે. મારી પાસે છે

તે નડિયાદમાં ઝઘડીઆ વાડામાં પંડયા શેરીમાં રહેનારા વડનગરો નાગર બ્રાહ્મણ જાની લલ્લુભાઈ જોઈતારામની છે. આ પ્રત સંવત ૧૯૨૦ના પોષ સુદ ૧૨ ને બુધવારે લખાઇ રહી હતી. કડવાં ૮૩ છે. રા. નટવરલાલભાઇ પાસે એક પ્રત છે, પરન્તુ એમાં પણ અનેક ફેરફારો છે. સાંભળ્યા પ્રમાણે અમુક પ્રતોમાં કડવાંઓનું પૂર સો ઉપર જવા જાય છે.[1] એટલે આ પુસ્તકમાં એનું ઓખાહરણ લીધું નથી.

## ઓખાહરણ લખનારા બીજા કવિઓ

ઉપરોક્ત કવિઓએ ઓખાહરણો લખ્યાં છે; તદ્ ઉપરાંત સોળમા શતકના આદિભાગમાં થઈ ગયલા કવિ વીરસિંહ અને જનાર્દન અને ત્યાર પછી ભાલણ (દશમ સ્કંધમાં) માધવદાસ, માનપુરી,

---

૧ અત્ર એક હકીકત નોંધીએ.

ઓખાહરણોની અમુક અમુક પ્રતોમાં ઘણો ઘોટાળો જોવામાં આવે છે. દાખલા તરીકે મારી પાસે જે ઓખાહરણ છે તે ૪૪ કડવાનું છે. એમાં આરંભમાં अथ प्रेमानंदकृत ओखाहरण लिख्यते એવું લખેલું છે. ૪૩ મા કડવામાં છેવટે નીચેની લીટીઓ છે.

તાંહાં કીધો રે ગોત્રને જોહાર કંકાણ તાહાં છોડીઆંરે; ૧૪
સોનાએ મુઠ ભરાયે રે ઓખા જોયે રે; ૧૫
ત્યાંહાં જીત્યા અનિરૂદ્ધ રાય રે જોવા સરખું તાંહાં થયું રે; ૧૬
કર જોડીને કહે **માધવદાસ** ઓખા....................

આ તૂટો કાવ્યદોહનનાં ઓખાહરણના કડવાં ૫૧ માંના "ઓખાબાઇ ચાલ્યાં ચાલણહાર" એ લીટીથી શરૂ થતાં પણ પછીથી જૂદીજ લીટીઓ-વાળાં કડવામાં છે. ઉપરની લીટીઓ પૂરી થઈ ગયા પછી 'જાન વળાવી વળ્યો પછી આનંદ્યો બાણરાય' થી શરૂ કરી કાવ્યદોહનનાં ઓખાહરણની પેઠે તે પ્રતમાં ઓખાહરણ પૂરૂં થાય છે. લહીઆઓ (અમારાવાળી પ્રત) ગિરપુરના ત્રવાડી સેવકરામ કેવળરામ નામના નાગરની પ્રતમાંથી સંવત્

## વિષ્ણુદાસનું ઓખાહરણ

આ કવિનાં ઓખાહરણની ત્રણ પ્રતો ગુ. વ. સોસાયટીની જ ઉપલબ્ધ થઇ છે. એમાં કેવળ अ પ્રત ઉપરજ મુખ્ય આધાર રાખવો પડયો છે. आ અને इ પ્રતોમાં અનેક સુધારા વધારા દેખાય છે. વળી इ પ્રતમાં તો પ્રેમાનંદનાં ઓખાહરણમાં મળી આવતાં અનેક કડવાંઓ ઉતારી લીધાં હોય એવું દેખાય છે. આથી તેનું પૂર વધી ગયું છે અને આખું ઓખાહરણ ૮૭ કડવાનું બન્યું છે. આ પ્રતમાં आ તથા इ માં આવતાં મુખ્ય પાઠાન્તરો તથા વધારાના કે ક્ષેપક ભાગો આપ્યા છે.

## નાકરનું ઓખાહરણ

આ પ્રતમાં નાકરનું ૪૪ કડવાનું ઓખાહરણ લીધું છે. બધી મળીને અમને એની ચાર પ્રતો ઉપલબ્ધ થઇ હતી. એમાં ૨૯ કડવાંની નાકરની એક પ્રતની નકલ અમને ઓરીયેન્ટલ ઇન્સ્ટીટયુટ-વડોદરાની મળી હતી તેનો ઉપયોગ કર્યો છે. પાઠાન્તરો જે નોંધવા જેવાં ખાસ દેખાયાં છે તેજ નોંધ્યાં છે.

## કહાન કવિનું ઓખાહરણ

આ કવિનાં ઓખાહરણની પ્રત ગુ. વ. સોસાયટીમાંથી મળી છે. મારી પાસે એ કવિનાં ઓખાહરણની બીજી એક પ્રત છે, પરન્તુ એમાં અને આ પુસ્તકમાં મુદ્રિત થયલી પ્રતમાં ઘણો ઘણો ફેરફાર છે. એ બધા ફેરફારો અમુક અમુક કડવાંઓમાં અમુક અમુક લીટીઓ મૂકી દઇએ તો નવુંજ ઓખાહરણ ઉપલબ્ધ થતું જણાય. દરેકમાં જૂદો જૂદો વિસ્તાર છે. ગુ. વ. સોસાયટીની પ્રત સંવત ૧૯૦૩ ના શ્રાવણ માસના શુકલ પક્ષની પ્રતિપદાએ બુધવારે અમદાવાદમાં કાલુપુરમાં ધનાસુથારની પોળમાં રહેનારા મોઢ બ્રાહ્મણ શુકલ ભગવાન પ્રભ્જરામે લખેલી છે. કડવાં ૫૩ છે. મારી પાસે છે

તે નડિયાદમાં ઝધડીઆ વાડામાં પંડયા શેરીમાં રહેનારા વડનગરા નાગર બ્રાહ્મણ જાની લલ્લુભાઈ જોઈતારામની છે. આ પ્રત સંવત ૧૯૨૦ ના પોષ સુદ ૧૨ ને બુધવારે લખાઇ રહી હતી. કડવાં ૮૩ છે. રા. નટવરલાલભાઇ પાસે એક પ્રત છે, પરન્તુ એમાં પણ અનેક ફેરફારો છે. સાંભળ્યા પ્રમાણે અમુક પ્રતોમાં કડવાંઓનું પૂર સો ઉપર જવા જાય છે.[1] એટલે આ પુસ્તકમાં એનું ઓખાહરણ લીધું નથી.

## ઓખાહરણ લખનારા બીજા કવિઓ

ઉપરોક્ત કવિઓએ ઓખાહરણો લખ્યાં છે; તદ્ ઉપરાંત સોળમા શતકના આદિભાગમાં થઈ ગયલા કવિ વીરસિંહ અને જનાર્દન અને ત્યાર પછી ભાલણ (દશમ સ્કંધમાં) માધવદાસ, માનપુરી,

---

૧ અત્ર એક હકીકત નોંધીએ.

ઓખાહરણોની અમુક અમુક પ્રતોમાં ઘણો ઘોટાળો જોવામાં આવે છે. દાખલા તરીકે મારી પાસે જે ઓખાહરણ છે તે ૪૪ કડવાનું છે. એમાં આરંભમાં અથ પ્રેમાનંદકૃત ओखाहरण लिख्यत्ते એવું લખેલું છે. ૪૩ મા કડવામાં છેવટે નીચેની લીટીઓ છે.

તાંહાં કીધો રે ગોત્રને જોહાર કંકાણ તાહાં છોડીઆંરે; ૧૪
સોનાએ મુઠ ભરાયે રે ઓખા જોયે રે; ૧૫
ત્યાંહાં જીત્યા અનિરૂદ્ધ રાય રે જોવા સરખું તાંહાં થયું રે; ૧૬
કર જોડીને કહે **માધવદાસ** ઓખા......................

આ ટૂંકે કાવ્યદોહનનાં ઓખાહરણના કડવાં ૫૧ માંના "ઓખાબાઇ ચાલ્યાં ચાલણહાર" એ લીટીથી શરૂ થતાં પણ પછીથી જૂદીજ લીટીઓવાળાં કડવામાં છે. ઉપરની લીટીઓ પૂરી થઈ ગયા પછી 'જાન વળાવી વળ્યો પછી આનંદ્યો બાણરાય' થી શરૂ કરી કાવ્યદોહનનાં ઓખાહરણની પેઠે તે પ્રતમાં ઓખાહરણ પૂરૂં થાય છે. લહીઆઓ (અમારાવાળી પ્રત) ગિરપુરના ત્રવાડી સેવકરામ કેવળરામ નામના નાગરની પ્રતમાંથી સંવત્

કાશીદાસ[1], વિગેરે કવિઓએ ઉષાહરણો લખ્યાં છે. એમાં વીરસિંહ[2] તથા જનાર્દનનાં ઉષાહરણની ભાષા તે ભાલણની કાદંબરી અને ભીમની ષોડશકળાની ભાષા જેવી છે. આ કવિઓની અસર પ્રેમાનંદ ઉપર થઇ છે કે કેમ તે જિજ્ઞાસુઓએ પોતે જોઇ લેવાનું છે.

## ૨ ઓખાહરણની મહત્તા

ઓખાહરણ લખવામાં કવિઓએ હરિવંશ અને ભાગવતનો આધાર મુખ્યત્વે લીધો છે. હરિવંશ અને ભાગવત એ બેમાં જે કથા છે તેમાં પણ થોડાથોડા ફેર છે. બાણની ધજાનો ભંગ થવો, ઉષાને પાર્વતીએ વરદાન આપ્યું, નારદ અને ચિત્રલેખાનું મિલન વિગેરે કેટલાક ભાગો ભાગવતમાં નથી. ગુર્જર કવિઓએ એ જોતાં મુખ્ય આધાર હરિવંશ ઉપર રાખ્યો છે અને તે વિષે તેમણે પૂર્ણ ઉલ્લેખ પોતાનાં કાવ્યોમાં કર્યો છે. પરન્તુ લગભગ દરેક કવિએ પોતપોતાની બુદ્ધિ અનુસાર ફેરફાર, વધારોઘટાડો કર્યો છે. ઓખાબાઇનાં માળી-

---

૧૮૭૩ માં ઉતારી હતી. આ પ્રતમાં ભાવનગર, મુલતાન, ખાનદેશ વિગેરે આધુનિક શહેરનાં નામો છે.

માધવદાસનું નામ વિચારતાં માધવદાસ સુંદરદાસ સુરતનો કાયસ્થ હતો, તેણે સંવત્ ૧૭૦૫ ની આજુબાજુમાં એક ઓખાહરણ લખ્યું છે પણ તે માધવદાસ અને ઉપર જે અવતરણ આપ્યું છે તેમાં જણાવાયલો માધવદાસ જૂદા લાગે છે. માધવદાસ સુંદરદાસે ૨૮ કડવાંનું ઓખાહરણ લખ્યું છે. આ કવિ પ્રેમાનંદનો ઘણોજ નજીકનો છે બૃ. કા. માં છપાયેલું એનું ઓખાહરણ જોતાં એનામાં ખાસ કવિત્વ જેવું જણાતું નથી, પણ લહીઆએ કોઈ કારણથી આ નામ તથા તૂકો વટાવી દીધી હોય એવું બને.

૧ નાકરનાં ૨૯ કડવાનાં ઓખાહરણમાં ૨૮ મા કડવામાં કાશીદાસની છાપ છે. ઓખા અનિરૂદ્ધ પરણીઆં ગુણ ગાયે છે કાશીદાસ.

૨ જુઓ ફાર્બસ ગુજરાતી સભા ત્રિમાસિક પુ. ૧ લું અંક ત્રીજો ઉષાહરણ રા. સાંડેસરા.

આ વિષેની પ્રથમ કલ્પના જનાર્દને આપી લાગે છે.[1] પ્રેમાનંદ પર જનાર્દનની અસર હોવા સંભવ છે. પરન્તુ આ સમયમાં ઓખાહરણે જન સમાજનું ધ્યાન ખેંચ્યું હશે એમ કહી શકાય. ભાલણે સ્પષ્ટ જણાવ્યું છે કે રસિક નરનારીઓ માટે એણે પોતનાં અમુક અમુક કાવ્યોમાં વિસ્તાર કર્યો છે. એટલે વાર્તા વિસ્તારની બુદ્ધિ કવિઓમાં સ્વાભાવિક રીતે ઉત્તેજન પામી. વળી સંસ્કૃતમાં સમજવાની સામાન્ય જનોની બુદ્ધિ ન હોવાથી પ્રાકૃતમાં (ગુજરાતીમાં) કાવ્યો લખતાં સ્વાભાવિક રીતે વિસ્તાર થઇ જ જાય એ કવિ સ્વભાવ છે. વળી તે સમયમાં સ્ત્રીઓ કવિતામાં વિશેષ રસ લેતી. યોગ્ય વર મેળવવા કન્યાઓએ વ્રત કરવું જોઇએ અને જે કરતાં હશે તેને પ્રોત્સાહિત રાખવા તથા ન કરનારને તે કરવા સૂચવવા અને એ રીતે ધાર્મિક, સામાજિક અને સાહિત્ય વિષયિક રસ ઉત્પન્ન કરવાનો લાભ કવિઓએ લીધો. આ રીતે ઓખાહરણની મહત્તા વધવા લાગી અને નાકર જેવાએ પણ ઓગણત્રીસ કડવાનું તથા તેથી વધારે કડવાનું વિસ્તારવાળું એમ કાવ્યો લખ્યાં. આને પૂર્ણ વેગ પ્રેમાનંદે આપ્યો.

પ્રેમાનંદે ઓગણત્રીસ કડવાનું ઓખાહરણ પ્રથમ લખ્યું એમ માનવાને હવે પૂરતો આધાર છે. પરન્તુ એજ ઓખાહરણનાં અમુક અમુક કડવાંઓ વિસ્તૃત ઓખાહરણમાં કાયમ રહ્યાં છે તેમજ 'મામેરાં' નાં અમુક કડવાંઓની જેમ લગ્ન સમારંભમાં સ્ત્રીઓ હજી પણ અમુક કડવાંઓ ગાય છે તેમજ ઘણાંને તો ઓખાહરણ આખુંય મોઢે હોય છે. એજ ઓખાહરણની મહત્તા બતાવી આપે છે. વળી કહાન જેવા કવિઓએ વિસ્તાર પર વિસ્તાર કરતાં ઓખાહરણનું પૂર વધ્યું છે તે પણ એજ બતાવે છે. કહાન કવિનું મૂળ ઓખાહરણ

---

૧ બોલઇ બાણ સૂત્રધાર તેડીઇ મેડીઈ મંદિરિ મણિ જડુએ.
નીપાઇ ધવલહર માલિયાં, જાલિયાં રચુ રતનમઇએ.

પ્રા. ગુ. કાવ્ય.

તેત્રીસ કડવાનું છે,[1] પરન્તુ ત્યાર પછી ૮૪ કડવાંનું ઓખાહરણ એની છાપનું મળ્યું છે અને તેથી વધારે કડવાંનાં પણ મળે છે. આ કહાન પ્રેમાનંદનો પુરોગામી યા સમકાલીન તો હોવોજ જોઈએ.[2]

ગુ. વ. સોસાયટીમાં એક નામ વિનાના કવિનું ઓખાહરણ છે તેમાં ૯૮ કડવાં છે. એ કવિ પોતાને કવિજન કહાવે છે. એ પ્રતની ઉતાર્યા સંવત ૧૯૦૫ પોષ વદ ૪ ને ગુરુવાર છે. આ કવિ કહાન[3] કવિ અને પ્રેમાનંદ કવિના પછી થયલો છે.

---

૧ કહાન કવિનાં એકાદશી માહાત્મ્ય અને ઓખાહરણની હાથપ્રતોની ઉતાર્યા સાલ અનુક્રમે સં. ૧૭૪૮ અને ૧૭૬૬ ની છે. એનાં કુલ કડવાં ૩૩ હોવાનો ઉલ્લેખ છે એવું સ્વ. દિ. બ. કેશવલાલભાઇ જણાવે છે. એક કરતાં વધુ કહાનકવિ હોવાનો સંભવ અમને લાગે છે.

૨ એના ઓખાહરણની પ્રતો પરથી જણાય છે કે કહાનભટના પિતાનું નામ હીરોભટ હતું અને પિતામહનું નામ કામરાજ હતું. કહાનભટ અમરાવતીથી આવીને-અમદાવાદ પાસે રાણીપુરમાં રહ્યો હતો. ન્યાતે ઔદિચ્ય બ્રાહ્મણ હતો. એને બે પુત્ર હતા અને તેનું નામ કહાન અને કૃષ્ણ હતું. પુત્રી એક હતી અને તેનું નામ પાર્વતી હતું. એ શ્રી રામચંદ્રજીની ભક્ત હતી. કાર્યવશાત્ કહાનભટને સારંગપુર આવીને રહેવું પડયું હતુ.

૩ એનાં ઓખાહરણની વિશિષ્ટતા

કહાનના ઓખાહરણની વિશિષ્ટતામાં કડવાંઓનું પૂર પ્રતો દીઠ વધતું જાય છે. ભક્તિભાવના વધારવા અથવા જાગ્રત કરવાનો પ્રયાસ વિશેષ છે પણ ત્યાંત્યાં કેટલીકવાર ભાષા જોડકણાં જેવી લાગે છે.

તારે વલતાં હસીને બોલીઆ ત્રિપુરારિ, હાંરે તમે સાંભળો પાર્વતીનારી;
વરદાન આપતાં કોને ન રાખીએ વારી, એવી વાત અમને ન લાગે સારી.
શંકર બોલ્યા તે મનમાં વિચારી, નારી, પાનીએ બુદ્ધિ તમારી.

ત્યારપછી શંકરની ભક્તવત્સલતાનું વર્ણન આવે છે તેમાં ભક્તવત્સલતાનો ભાવ પ્રકાશે છે. અન્ય એક વિશિષ્ટતા એ છે જે વરદાન આપતાં શંકર 'નાગપાશનું બાણ' આપે છે, જે બાણના જોરે તે ભવિષ્યમાં

'પદ ચાદસેં અઠ્ઠાવન પૂરાં કડવાં અઠ્ઠાંણું સારજી,
કવિજન તે કર જોડી કહે છે કર્યો બુદ્ધિ પ્રમાણે વિસ્તારજી
ભટ પ્રેમાનંદ કૃત ઓખાહરણ કડવાં ઓગણત્રીસ સારજી
કહાન કવિની સાદે બીજાએ મેળવીઆં નીરધારજી

---

અનિરુદ્ધને બાંધે છે. ત્યારબાદ દિગ્વિજયનું વર્ણન છે અને એમાં કવિના સમયના દેશોનાં નામ આવે છે. એમાં રૂખસેન, હિરંગાન, અરમાન; ત્રંબાવતી જોડે પંચાવતી; માલપુરી, સુરપુરી, નવલપુરી વિગેરેનાં નામો ઓરિસા, ઇન્દ્રપ્રસ્થ, લાહોર, મુલતાન વગેરે ઉપરાંત આવે છે.

(૨) દિગ્વિજય થયા પછી દેવોની ચિંતા, હિમાલય ઉપર જતાં આકાશવાણી થાય છે કે—

'કૈલાસમાં એક કન્યા સુંદર, ઓખા નામ વિશાળ,
દેવતાને સુખ ઉપજશે દૈત્યને શિર કાળ;
દેવકન્યા દૈત્યપુત્રી હશે એવો પ્રસંગ,
ગર્વ એનો ઉતારશે છેદાશે સઘલાં અંગ.

ત્યારપછી ઓખાની ઉત્પત્તિ તથા બાણાસુરને હાથ તે કેમ પડી તથા અનિરુદ્ધનો અને ચિત્રલેખાનો અવતાર કેમ થયો તે કથાભાગ છે. ચિત્રલેખા ૮ મા કડવામાં આપેલી છે. વરુણના યજ્ઞમાંથી ઉત્પન્ન થયલી તે કન્યાએ તપ કરીને ઊડવાની ગતિ પ્રાપ્ત કરી હતી. ગણપતિનાં વર્ણનમાં પ્રેમાનંદની કડીઓ જેવી કડીઓ છે:—

ચતુર્ભુજને ફાંદ મોટી મસ્તક મોટું વિશાળ,
કટિ ગ્રીવા અતિ સુંદર શોભે વિચિત્ર શોભે અંગ. બૂ. કા.

એવી જ રીતે ઓખાનું વર્ણન છે. પછીનું વર્ણન વિસ્તૃત છે. ગણપતિને શંકર મારી નાખે છે પછી પાર્વતીનો વિલાપ છે. તે પૂર્વે પુત્ર-મહિમા વિષે કડવું ૧૫ મું છે. પછી વિલાપનું કડવું આવે છે.

બોલો રે બાલા હો ગણપત, બોલોની બાલ,
મારા લાડકવાયા તન, ગણપત બોલો રે બાલ;

પાર્વતીનાં ઓછાં વચન— × × × ×

શિવ! પુત્ર, વિના જે માય— ગણપત૦
તેનું સરું કોઇ નવ થાય— ગણપત૦

વળી વિષ્ણુદાસ જેવાના અમુક અમુક પ્રસંગો અને અમુક અમુક કડવાંઓની અસર પણ સ્પષ્ટ છે. જેમ કે ચિત્રલેખા નામ

---

તેતો તૃણથી હળવી થાય— ગણપત૦
તેની સમૃદ્ધિ પરઘેર જાય— ગણપત૦
તેને વહુ ન લાગે પાય— ગણપત૦
તેનાં મંદિર ખાવા ધાય— ગણપત૦
ઇત્યાદિ

પછી હસ્તીનું મુખ ચોટાડયા પછી પુનઃ વર્ણન અને વરદાનકથન છે. પછી પાર્વતીએ દીધેલો ઉષાને શ્રાપ.

(૩) ચાંડાલણીના પ્રસંગમાં નિઃસંતાનની અવગતિનું લંબાણ છે. બાદ ઉષાની બાણાસુરને પ્રાપ્તિ, આકાશવાણી વગેરેના પ્રસંગો છે. ઓખા અને ચિત્રલેખા એકલાં રહે છે તે વખતનું 'અનિહારે તે સહિયર શું કીજે' નું કડવું આવે છે.

ચિત્રલેખાને શિખામણ દે છે પરન્તુ ઓખા કહે છે કે—

-રાગ લલિત-

સખી નવ ચાલે રે મુજને પરણ્યા વિના,
સખી નવ ચાલે રે,
ભલી ભમાવે તું મુજને રે.
ખોટી શી રમત દેખાડે રે; સખી૦
કઇ જોઇ નાર તે કંથ વિનાની જે દેશ દેશ દમાડે,
શાક પાક રસોઇ કરીને, નિશદિન પિયુને જમાડે; સખી૦
ઇત્યાદિ.

પછી ગૌરીપૂજનની કથા છે. તેમાં —

રાગ રૂપક

ગોરમા ! માગું રે, ગોરમા ! માગું રે
મારા સ્વામીનું રાજ, મારા સ્વામીનું રાજ

એ કડવું ૨૭ મું આવે છે જે લોકરીતે ને પૂર્વભાગ સાથે યોગ્ય સંબંધ નથી. પાર્વતીનાં વરદાનમાં નીચેની હકીકત છે—

સાર્થક કરનારો, ચિત્ર ચીતરીને પતિ ઓળખવવાની યુક્તિનો પ્રસંગ વિષ્ણુદાસે નાકર કરતાં સારો બતાવ્યો છે. તેજ પ્રસંગ પ્રેમાનંદમાં

---

વૈશાખ શુદ દ્વાદશીને દહાડે સ્વપનું.
ચૈત્ર વદી દ્વાદશીને દહાડે માહીઆમાં લગ્ન
વૈશાખ શુદ તૃતીઆને દહાડે જાહેર લગ્ન.
વૈશાખ શુદી તૃતીઆને દહાડે તુજને પરણાવશે રાજન,
ઓખા તું પરણીશ માટે (શુભ) અખાત્રીજનો દન.

(યુદ્ધ પાંચ દિવસનું હોવું જોઇએ).

પછી સ્વપ્નાનો દિવસ આવે છે. તે દિવસે સ્વપ્નામાં પરણવાને ઓખાનાં કપડાં, ઘરેણાં વગેરેની તૈયારીનું વર્ણન ૨૮ મા કડવામાં ૭૨ ટૂંકોમાં છે. પછી જાણીતું પ્રેમાનંદનું કડવું.— વૈશાખ સુદી દ્વાદશી હુતી, તે સ્વામી સ્વામી કરતી સુતી."

તે પછી ઓખાનો અંગુઠો મરડીને તેને જગાડે છે તે વખતનું "મને સ્વપ્નામાંથી શાને જગાડી" એવો વિલાપ બે કડવામાં આવે છે. પછી વિરહવિલાપ પછી પૂર્ણ રુદન, "જાગી જાગી રે રામા રસભરી!" તે કડવાં ૩૯ પૂર્ણ થતા સુધી છે. પછી ચિત્રલેખાનું આશ્વાસન અને ચિત્રલેખાનું દ્વારકાગમન, નારદનું મિલન વિગેરે ૪૦ કડવાં સુધી. પછી ઓખાની ચિંતા એનું પાત્ર બગાડે એવી છે:—

ઓખા બેઠી ઝાંખીએ રે, જાંખી હવે જાળીએ રે;
સહિયર સાપણી રે, ના આવી પાપણી રે;
મેં મનમાં જાણીઉ રે, રાંડે ચર માંડીઉ રે;
દીઠો વર રૂડલો રે, રાંડે પેર્યો ચુડલો રે;
ઇત્યાદિ

પછી જાણીતું કડવું છે. ' ઓખા કહે ચિત્રલેખાને તેં આપ્યું પ્રાણનું દાનજી !' અને ' જાગો રે જાદવજી જીવણ મારા, અબળાના અંતર્જામી,' એમ અનિરુદ્ધને જગાડે છે.

(૪) બીજા કવિઓમાં અહિંથી દ્વારકાની કથા શરૂ થતી નથી. આ કહાનકવિ (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની પ્રતના કહાનકવિથી જુદી રીતે) અહિંથી દ્વારકાની કથા શરૂ કરે છે.

પણ સારો બતાવાયો છે. 'લાખેણી લાડી લઈ ગયો રે' છબીલી (લાડીલી) તારો દોરડો કયમ છુટે' એ ગીત વિષ્ણુદાસ, નાકર અને

---

ઊથલો.

આ કથા અહીંઆંથી રહી, પછી શી ગત થઈ,
સવારે અનિરૂદ્ધ દીઠો નહિ, શોધાશોધ કરે છે તહિં.

પછીના કડવામાં દ્વારકાની સંક્ષિપ્ત સ્થિતિ વર્ણવીને

આ વાત તો વિપરીત થઇ ને આ કથા એટલેથી રહી,
આ કથા આગળ જઇ કે'વાશે, વિસ્તારીને પરિપૂરણ થાશે

એમ વિક્ષેપ કરી—"જાગ્યારે જાદવરાય જગતને પેખેરે,"થી ફરી અનિરુદ્ધની કથા શરૂ થાય છે. ઓખા અનિરુદ્ધનો સંવાદ છે. પછી બેનાં મન મળી જાય છે તેનું 'મળ્યાં મન માનીઆંરે'નું કડવું પૂર્ણ થતાં

ચરિત્ર કીધાં ઓખાબાઈએ બંને મેળવી દીધાં મનરે,
ચિત્રલેખાની લાજ ના ગણી બેજણા થઇ ગયાં ભીનાં ભીનાંરે

પછી ગાંધર્વ વિવાહનું વર્ણન છે. બાદ—"નારી તારી નાસિકાનો મોર નોહ્ય ભૂષણ ચિત્તનો ચોર; જાણે રાતા અધર હસે વદન, જાણે જાળ પડે ખંજન" એમાં જાણીતી કડીઓમાં—બંને—પરિણીતોનો પ્રેમ તથા કામક્રીડા વર્ણવાયાં છે. 'વર્ષાઋતુ વહી ગઇ' એમ આરંભી, "કૌભાંડ ક્રોધ કરી ગાજીઓ" એમ ગાંધર્વ વિવાહની જાહેરાત કરી, યુદ્ધમાં કૌભાંડની હાર કરાવી બાણાસુરનો પરાજય થતાં તેનો વિલાપ વર્ણવ્યો છે.

રાગ બિભાસ

મહાલે માળીઆમાં મતવાલો જઇ જોધે સભામાં સંભળાવ્યું,
કૌભાંડને ચડયો કાળ રે—મહાલે૦
જગ જીત્યું પણ કોઇ નવ દીઠું, સ્વર્ગમૃત્યુ ને પાતાલમાં રે,
કહો કૌભાંડ-હવે શું કરવું મારો ભાગ્યો ભાર ભૂપાળમાંરે—મહાલે૦

એમ બે ત્રણ કડવાં સુધી બેનો સંવાદ છે. પછી 'ઓખા કહે કંથ એમ ન કીજે, બળીઆ શું વઢતાં બીજે.' એમ યુદ્ધનાં પ્રેમાનંદનાં જાણીતાં કડવાંઓ સુધારાવધારા સાથે આવે છે; પછી ઓખાનો વિલાપ અને પ્રાર્થના છે :—

પ્રેમાનંદમાં વિવિધરૂપે દેખાય છે; તેમજ અનિરુદ્ધની ઘોડલીનું વિશિષ્ટ સ્વરૂપ પ્રેમાનંદમાં છે. આ બધું જોતાં લગ્ન પ્રસંગોને કવિઓએ

રાગ સામેરી

દયા ન આવી નિર્દય દૈત્યપતિને મહા બળીઆ દુર્મતિ,—મારી સજની
આકરી બાંધી મજવરની સાથે વેર વધાર્યું શત.—મારી સજની

ઇત્યાદિ

આનો પ્રત્યુત્તર ચિત્રલેખા આપે છે. બીજા કવિઓએ ચિત્રલેખાને પહેલેથી વિદાય કરી છે પણ આ કહાન કવિએ એને રાખી છે :—

ત્યાર પછી ચિત્રલેખા બોલીઆં શા માટે રૂઓ છો આજ?
મારી બેની.
જ્યારે તારો સ્વામી નો'તી લાવી, ત્યારે કે'તી લાવો આજનો આજ,
મારી બેની.

ઇત્યાદિ

આ પ્રમાણે ઓખા માળીઆમાં બેઠી બેઠી રુદન કરે છે :—

ઓખા બેઠી રૂએ રે માળીઆમાં ધ્રુસકે રે
બાઇ! મારા પિયુને લઇ જાય, હાંરે, દુષ્ટ મારે છે વજ્રના ઘાય
હાંરે સખી તે કેમ ખમાય; કોઇ કે'શે પિયુજીને મારીઆ રે—ઓખા૦

ઇત્યાદિ

પછી ઓખાને પણ માળીઆમાંથી લઈ જવાય છે ને 'બાણે બંન્યો બાંધીઆં' એ ૫૯ મું કડવું શરૂ થાય છે. કારાગ્રહમાં અનિરુદ્ધ પાસે દેવી સ્તુતિ કરાવી છે.

માતા બ્રહ્માણી તું રૂદ્રાણી તું ઇંદ્રાણી—
સ્થાવર જંગમમાં તું સચરાચર વ્યાપી—

ઇત્યાદિ

(૫) દ્વારકામાં નારદ જઇને શ્રીકૃષ્ણના પુત્રોની સમીક્ષા કરે છે ત્યાં અનિરુદ્ધ નથી એવું જાહેર કરે છે ત્યારે તેની શોધાશોધ થાય છે. બાણાસુરે તેને બંધનમાં નાખ્યો છે એવી જાણ થતાં કમળાનું કલ્પાંત વર્ણવ્યું છે. ત્યારપછી ઓધવજીને દૂત તરીકે શ્રીકૃષ્ણ શોણિતપુર મોકલે છે. એનો બાણાસુર તિરસ્કાર કરે છે. જાદવોને ગાળો દે છે. પછી શ્રીકૃષ્ણ

વધું રસિક બનાવ્યા છે. ધર્માદિની ભાવના ક્ષણભર દૂર મૂકીએ તો પણ લગ્નાદિના પ્રસંગો તે સમયના જનસમાજને વિશેષ ગમતા

---

સેના લઈ યુદ્ધે ચઢે છે. યુદ્ધનું વિસ્તારપૂર્વક વર્ણન આપે છે. તેમાં શ્રીશંકર પોતે યુદ્ધમાં બાણાસુરની સહાય કરવા આવે છે. બાણાસુરની મા કોટરા આવે છે તેનું અતિ વિસ્તારથી વર્ણન આપ્યું છે. કોઇ ડાકણનું વર્ણન હોય એવું ભાસે છે. ત્યાર પછી શંકર ક્રોધે ભરાય છે ને શ્રીકૃષ્ણને ગાળો દે છે:—

એ ભરવાડો એ પિંડારો ગોકુલ ચારી ગાય
મારા આપ્યા હાથ છેદી એ જીવતો કયમ જાય.

ઇત્યાદિ

પછી સમાધાન થતાં વિવાહ થાય છે તેમાં પણ વિવાહની રીતિઓનું વિસ્તારપૂર્વક વર્ણન છે. ઓખાબાઇને સંપૂર્ણ શિક્ષણ અપાય છે. ચિત્રલેખા એને મળે છે. ઓખા સાસરે જાય છે. 'લાખેણી લાડી' લઇને વરરાજા દ્વારકા જાય છે. બધી સાસુઓના ઓખાને આશીર્વાદ મળે છે. છેવટે હિરાનંદ કહાન પોતાની ટૂંકી આત્મકથા લખે છે:—

અમરાવતી પુરાતન આદે વિપ્રકેરા વાસજી,
કામ દ્વિજનો સુતજ હિરો ઔદિચ નાત પ્રકાશજી;
હિરોભટ અમરાવતીથી રાણીપૂરમાં આવ્યોજી,
તે હિરો પ્રેમસાધુ પુણ્યશ્લોક પ્રેમતણે મન ભાવ્યોજી;
હિરાભટને બેજ નંદન કહાન કૃષ્ણજી બે નામજી,
પુત્રી એક પાર્વતી તેને અતિ વહાલા શ્રીરામજી;
શ્રી ગોપાલની કૃપાથકી રે રહે સારંગપૂરમાં કહાનજી,
કાલો ઘેલો કાંઈ નવ જાણું એમ કરૂં આખ્યાન

આ ઓખાહરણ અને ગુ. વ. સો. નું આ નામના કવિનું ઓખાહરણ તદ્દન જૂદું પડે છે. પ્રેમાનંદના ઓખાહરણ (૨૯ કડવાનું અને બૃ. કા. દો. માંનું) નાં કેટલાંક કડવાં આ બંને કવિઓમાં છે. ઉપરનું કહાનકવિનું કથાનક ગુ. વ. સો. ની પ્રતમાં નથી.

નોંધ:—વિશેષ હકીકત માટે જુઓ "ગૂજરાતી દીપોત્સવી અંક" સંવત્ ૧૯૯૩.

અને ભાલણ, વિષ્ણુદાસ, પ્રેમાનંદ વિગેરે તેને બહલાવતા તથા લોક-રુચિને અનુકૂળ થાય એવી રીતે રસિક વાણીમાં તે આલેખતા એ નિઃસંશય છે. ઓખાંહરણની મહત્તા આવા પ્રસંગોથી પણ વિશેષ થઇ છે એમ સ્પષ્ટ કહી શકાય.[1]

## ઓખાહરણ કે અનિરુદ્ધહરણ!

દરેક કવિએ ઓખાહરણ યા ઉષાહરણ એ કાવ્યાભિધાન રાખ્યું છે, પરન્તુ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં પ્રેમાનંદના ઉષાહરણની સં. ૧૮૦૩ માં લખાયેલી એક હસ્તલિખિત પ્રત છે. આ પ્રશ્ન અત્ર સામાન્ય દૃષ્ટિએ જોતાં એક વાત પર ધ્યાન ખેંચે છે. 'ઓખાહરણ'–ઓખાનું હરણ એમ ષષ્ઠીતત્પુરુષ સમાસ ગણતાં (કર્મણી ષષ્ઠી લઇને) મૂળ કથા સાથે અર્થ વિરોધ ઉત્પન્ન કરે છે. કેમકે આ કાવ્યમાં ઓખાનું હરણ થતું નથી પરન્તુ ખરી રીતે અનિરુદ્ધનું હરણ થાય છે. પુરુષનું હરણ હાસ્ય ઉત્પન્ન કરે તેમજ એ અસંભવિત ન હોય તોયે સ્ત્રી જનને હાથે પુરુષનું હરણ કરાવી તેને કાવ્યનું શીર્ષક સ્થાપવું એ અરુચિકર લાગવાથી અથવા તો

---

૧ વરઘડ ન જમ્યા ગોરવ ન હવો, કોય ન પહોંતી ખાંત
ગુરુ બ્રાહ્મણ પૂજા નવ પામ્યા, સંતોખાણો નહિ પરિવાર
તે માટે વિવાહ વિસ્તારે સતભામાનો દાખું.

પૃ. ૨૮૫. દશમસ્કંધ.

એમ ભાલણે દશમસ્કંધમાં લખ્યું છે કે વિવાહાદિ પ્રસંગોની ખીલવટ પોતે કરી ન હોવાથી સ્ત્રીજનતાને તે પસંદ પડેલું નહિ.

(૨) 'તેની પુષ્પિકામાં 'અનિરુદ્ધ હરણ' નામ આપવામાં આવ્યું છે. ભટ્ટારક જયસાગરે સં. ૧૭૩૨ માં અનિરુદ્ધહરણ રચ્યું છે. પ્રેમા-નંદે પોતાના કાવ્યનું નામ ઉષાહરણ રાખ્યું હોવા છતાં એજ કાવ્યના ૨૯ કડવામાં 'અનિરુદ્ધહરણકથાય' એમ કરીને તે 'અનિરુદ્ધહરણ' નામનો ઉલ્લેખ કરે છે.'

'રા. સાંડેસરા શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રિમ

બીજાં કાવ્યોમાં સ્ત્રીનાં હરણ વિષે સંબોધન હોવાથી તેનાં અનુકરણે સ્મરણ ચૂકથી ઓખાહરણ શીર્ષક અપાઈ ગયું હોય એવું કદાચ અનુમાન થાય. પરન્તુ જનાર્દને પણ 'ઉષાહરણ' શીર્ષક આપ્યું છે તેમજ હરિવંશમાં પણ એવો ઉલ્લેખ છે. એથી મધ્યમપદલોપી સમાસ લઇને ઓખાએ કરાવેલું હરણ એમ અર્થ ઘટાવતાં પણ સમાસ બંધ બેસતો રહેતો નથી. એટલે આ પ્રશ્નના વિચારણા જુદીજ દૃષ્ટિએ કરવી ઘટે છે.

'ઓખા' એ શબ્દ 'ઉષા'નો અપભ્રંશ છે. વળી ઉષાહરણ એ નામ જનાર્દને પણ રાખ્યું છે. અહીં વિચાર કરીએ. વેદમાં જે જે કુદરતના બનાવો દ્રષ્ટા ઋષિઓને દૃષ્ટિપથ ચઢ્યા છે તે તે બનાવોનું તેમણે આલેખન કર્યું છે. એમાં એમનું કવિત્વ પણ અત્રતત્ર દેખાય છે. વિવેચકો માને છે કે કેટલાંએક આવાં વર્ણનો ઉપરથી તેમજ વેદ કથાનકો ઉપરથી પુરાણાદિની કથાઓ ઘડાઇ છે. એ ઉપર ધ્યાન આપીએ તો ઉષાહરણનું મૂળ મળી આવવાનું બની આવે. ઉષાનાં આગમન પછી તેના ત્વરિત ગમન ઉપર વેદમાં લખ્યું છે કે તેની પાછળ સૂર્ય જાય છે. અહિં ઉપમા યોજાયલી મળે છે. **मर्यो योषामभ्येति पश्चात्**. અહિં કલ્પનાને સ્થાન આપીએ તો ઉષાનું હરણ થાય છે અને સૂર્ય તેની પાછળ પડે છે. મૂળમાં તો સૌંદર્યવતી સ્ત્રીની પાછળ પુરુષ જાય તેમ ઉષાની પાછળ સૂર્ય જાય એવી ભાવના હોય એમ લાગે છે. પણ સદોષ ઉપમા ગણતાં વિચારીએ તો ઉષા પ્રભાતમાં દૃષ્ટિગોચર થાય છે તે સૂર્યની –સહસ્રરશ્મિ– સહસ્રકરની પુત્રી છે. ઓખા એ પણ બાણાસુર સહસ્રકરની પુત્રી છે. ઉષાના સમયે જે ચિત્રરેખાઓ દેખાય છે તે ચિત્રલેખા છે. કાળ જે અનિયંત્રિત છે, તે અનિરુદ્ધ છે અને તે ઉષાનું હરણ કરી જાય છે. એટલે સહસ્રકર તેની પાછળ પડી પોતાનું સામ્રાજ્ય જમાવે છે અને અમુક સમય તે પોતાનો ઉગ્ર તાપ નાખે છે. પરન્તુ શ્રીકૃષ્ણ જે સર્વ

જનોને પીડામાંથી મુક્ત કરી શાંતિ અને સુખ આપે છે તે સહસ્રકરના પ્રખરતાપ પ્રસારનાર સહસ્રકરનો નાશ કરી દિવસનો નાશ કરી રાત્રિનો અલભ્ય આરામ તથા સુખશાંતિ અને નિદ્રાનો આનંદ લાવે છે. ઉષાનું હરણ કરી જનાર કામ અને ઉષા બંને ગતદુઃખની છાયા વાળાં સાયંકાળે સહસ્રકરના તાપથી મુકત થયલાં દૃષ્ટિગોચર થાય છે. ત્યાર પછી ઉપરોકત શાંતિ ને સુખ પ્રસરે છે.

આ દૃષ્ટિનિક્ષેપ કેવળ પ્રયત્ન નથી, પણ સંભવયુકત છે; કેમકે ઉષાહરણ એ શીર્ષકની યોજના 'જાનકીહરણ' 'લક્ષ્મણાહરણ' જેવાં શીર્ષકોના આધારે જ થઇ હોય એવું હરિવંશ આદિના આધારે લાગતું નથી. તેમજ ઉષાહરણ એ શબ્દસંકલના અજુગતી પણ જણાતી આવી છે એટલે ઉપરની વિચારણાને સ્થાન મળે છે.

**એકત્રિત હરણો**

આ પુસ્તકમાં જે જે કવિઓનાં ઓખાહરણો આપ્યાં છે તે તે ઓખાહરણની વિશિષ્ટતા આદિનું નિરૂપણ વાચકો યા જિજ્ઞાસુજનોએ પોતે જ કરી લે એ હેતુ ધ્યાનમાં રાખેલો છે. પ્રેમાનંદકૃત ઓખાહરણ ૨૯ કડવાનું પ્રથમ લખાયલું હોવું જોઇએ એમ માની તેને મૂળ ગ્રંથ તરીકે ગણી બાકીનો બૃહત્કાવ્યદોહનવાળો ભાગ પરિશિષ્ટમાં આપ્યો છે. એથી પાછળથી પ્રેમાનંદે શું ઉમેરો કર્યો છે તે સ્પષ્ટ થશે.

દિ. બ. કેશવલાલ હર્ષદરાય તથા રા. છગનલાલ વિદ્યારામ રાવલની સૂચનાઓ માટે તેમનો આભાર માનવો અસ્થાને નથી.

**દેવગઢ બારિયા** **ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા**

તા. ૧૫-૭-૩૭

કવિશ્રી પ્રેમાનંદકૃત

મૂળ

# ઓખાહરણ

---

## કડવું ૧ લું

**રાગ રામગ્રી**

શ્રી શંભુસુતને આદ્ય આરાધુંજી, મન કર્મ વચને સેવા સાધુંજી,
ચૌદ લોક જેહને માનેજી, તેના ગુણ શું લખીએ પાનેજી[૧]!

**ઢાળ**

પાને લખ્યા જાએ નહિ, શ્રી ગણેશના ગુણ ગ્રામ,[૨]
સકળ કારજ સિદ્ધ પામે, મુખે લેતાં નામ.
ગિરિજાનંદન[૩] ગજન નાસિકા, વળી દંત ઉજ્જ્વળ એક,
આયુધ ફરસી કર ધરી, જેણે અસુર હણ્યા અનેક;
શ્યામા બે સુધ બુધ સંગે[૪], સુત લાભ ને લક્ષ,
સિંદુર લેપન શરીરે[૫], મોદક વલ્લભ ભક્ષ;
નીલાંબર પીતાંબર ધારી, ચઢે સેવંત્રાની સેવ,
મારા પ્રભુને પ્રથમ પૂજીએ, જય જય દુંદલ દેવ,

---

૧. ક મંગલાચરણની ચાર લીટી જૂદી નથી, પણ કડવામાંજ મંગળાચરણ લખ્યું છે.

૨. જ શ્રી ગણપતિ ગણેશ.

૩. વ બૂ. કા. ગજવદન.

૪. અ સંગ બે સુધબુધ શ્યામ; બૂ. કા. શુદ્ધ બુદ્ધ બે શ્યામા છે.

૫ અ શરીર સેવા સિંદુર છે.

સેવું બ્રહ્મતનયા સરસ્વતી, જે રૂપ મનોહર માત;[1]
તું બ્રહ્મચારિણી ભારતી,[2] તું વૈષ્ણવી વિખ્યાત;
શ્વેત વસ્ત્ર અને શ્વેત વપુ, શ્વેત વાહન હંસ,[3]
વિશ્વંભરી વરદાયિની,[4] કરો કોટિ વિઘ્નનો ધ્વંસ;
કમળાક્ષી ને કમળવદની,[5] કમળભૂ કન્યાય,
તું વેદશાસ્ત્ર જરા ઉપનિષદ, ધર્મશાસ્ત્ર ને ન્યાય;
બ્રહ્મવિદ્યા, યોગવિદ્યા, પુરાણ અષ્ટાદશ,
ગાન તાન ને સાત સ્વર, એ સર્વ તારે વશ;
દુહા, ગાથા, કવિત, કથા, વળી ભેદ, છંદ ને નાદ,[6]
એ રાગ તારા સરસ્વતી, બહુ વાણીતણા જે સ્વાદ;
ચતુર્ભુજ ને ચાતુરી અર્ણવ, વર્ણવે છે સહુ દાસ,
વૈશંપાયન ને વાલ્મીક તુંને, જાણે છે વેદ વ્યાસ;
જૈમિનિ ને સુત પુરાણી, તેને કૃપા તારી હવી,
તેં જટ ભટ આચારજ કીધા, કીધો કાળીદાસ કવિ;
કરૂણાળુ તું ને દયાળુ તું, હું દીન કિંકર માય,
હુંને રંક જાણી આપ વાણી, જેમ ગ્રંથ પુરણ થાય;
સહકાર ફળ વામણો ઇચ્છે, અપંગ તરવા સિંધુ,
તેમ દાસ તારો હું ઇચ્છું છું, બાંધવા પદબંધ.

---

૧. ब જે મનોહર રૂપ
૨. अ બ્રહ્મચારણી છો ભારથી.
૩. अ. શ્વેત વપુ હંસ.
૪. ड. વિશ્વંભર વીર દાયિની, બૃ૦ કા૦ કરુણા કટાક્ષી કમળનયની,
૫. क. કમળ પત્રાક્ષી.
૬. ज. કયા ભેદ, છંદ ને નાદ બૃ૦ કા૦ એ તરંગ તારા સરસ્વતી છે, છે શબ્દના સંવાદ.
૭. ब. તેં જટાચારજ ભટ કીધો क જે જડ હુતા તે ભટ કીધા.
૮. ब. કરૂણાનંદ જો દયાળી, બૃ૦ કા. હું કિંકર તારો માય.

### વલણ[1]

પદબંધ બાંધું કથા કેરો આખ્યાન ઓખા હરણુ રે,
વદે વિપ્ર પ્રેમાનંદ માતા, કરો ગ્રંથને પૂર્ણ રે.

### કડવું ૨ જું

#### રાગ રામગ્રી

એણી પેરે બોલ્યા શુકદેવજી, બાણાસુરનો ઊતાર્યો અહમેવજી,
હરે આપ્યા સહસ્ત્ર હાથજી[2] ચક્રે છેદ્યા (તે) વૈકુંઠનાથજી.

#### ઢાળ

વૈકુંઠનાથે હાથ છેદ્યા, ઊતાર્યું અભિમાન,
પરીક્ષિત પૂછે શુકદેવને,[3] કહો ઓખાનું આખ્યાન;
વ્યાસનંદન વદે વાણી, વર્ણવું પૂર્ણાનંદ,
રસિક કથા ભાગવતતણી, તે મધ્યે દશમસ્કંધ;

શુકદેવ વાણી ઊચરે, બાસઠમો અધ્યાય,
આખ્યાન એ ઓખાતણું, અનિરુદ્ધનું હરણ થાય;
પદ્મિહ્રાથી એક પદ્મ પ્રકટયું, તેથી ઉપન્યા પ્રજાકાર,
પ્રજાપતિથી મરીચી ને, તેનો હવો કશ્યપ કુમાર;

તેનો (પુત્ર) હિરણ્યકશિપુ, તેનો પુત્ર પ્રહલાદ,
પ્રહલાદનો સુત વિરોચન, તેને મન અતિ આહલાદ;
વિરોચનનો બળી બળિયો, બળીનો બાણાસુર રાજન,
તે મહાપ્રતાપી હુવો આદ્યે, ધરતો મન અભિમાન;

---

૧. ડ બાંધવા પદબંધરે, કરૂં આખ્યાન ઓખાતણું,
વદે વિપ્ર પ્રેમાનંદ માતા ! ગ્રંથને ભાવે ભણું.

૨. અ જેને હુતા સહસ્ત્ર હાથજી.

૩. ક શુકજી કહે પરીક્ષિતને.

સેવું બ્રહ્મતનયા સરસ્વતી, જે રૂપ મનોહર માત;[1]
તું બ્રહ્મચારિણી ભારતી,[2] તું વૈંણવી વિખ્યાત;
શ્વેત વસ્ત્ર અને શ્વેત વપુ, શ્વેત વાહન હંસ,[3]
વિશ્વંભરી વરદાયિની,[4] કરો કોટિ વિઘ્નનો ધ્વંસ;
કમળાક્ષી ને કમળવદની,[5] કમળભૂ કન્યાય,
તું વેદશાસ્ત્ર જરા ઉપનિષદ, ધર્મશાસ્ત્ર ને ન્યાય;
બ્રહ્મવિદ્યા, યોગવિદ્યા, પુરાણ અષ્ટાદશ,
ગાન તાન ને સાત સ્વર, એ સર્વ તારે વશ;
દુહા, ગાથા, કવિત, કથા, વળી ભેદ, છંદ ને નાદ,[6]
એ રાગ તારા સરસ્વતી, બહુ વાણીતણા જે સ્વાદ;
ચતુર્ભુજ ને ચાતુરી અર્ણવ, વર્ણવે છે સહુ દાસ,
વૈશંપાયન ને વાલ્મીક તુંને, જાણે છે વેદ વ્યાસ;
જૈમિનિ ને સુત પુરાણી, તેને કૃપા તારી હવી,
તેં જટ ભટ આચારજ કીધા, કીધો કાળીદાસ કવિ;
કરૂણાળુ તું ને દયાળુ તું, હું દીન કિંકર માય,
હુંને રંક જાણી આપ વાણી, જેમ ગ્રંથ પુરણ થાય;
સહકાર ફળ વામણો ઇચ્છે, અપંગ તરવા સિંધુ,
તેમ દાસ તારો હું ઇચ્છું છું, બાંધવા પદબંધ.

---

૧. ન્વ જે મનોહર રૂપ
૨. અ બ્રહ્મચારણી છો ભારથી.
૩. અ. શ્વેત વપુ હંસ.
૪. ड. વિશ્વંભર વીર દાયિની, બૃ૰ કા૰ કરૂણા કટાક્ષી કમળનયની,
૫. क. કમળ પત્રાક્ષી.
૬. ज. કથા ભેદ, છંદ ને નાદ બૃ૰ કા૰ એ તરંગ તારા સરસ્વતી છે, છે શબ્દના સંવાદ.
૭. ब. તેં જટાચારજ ભટ કીધો क જે જડ હુતા તે ભટ કીધા.
૮. ब. કરૂણાનંદ જો દયાળી, બૃ૰ કા. હું કિંકર તારો માય.

### વળણ[1]

પદબંધ બાંધું કથા કેરો આખ્યાન ઓખા હરણ રે,
વદે વિપ્ર પ્રેમાનંદ માતા, કરો ગ્રંથને પૂર્ણ રે.

## કડવું ૨ જું

### રાગ રામગ્રી

એણી પેરે બોલ્યા શુકદેવજી, બાણાસુરનો ઊતાર્યો અહમેવજી;
હરે આપ્યા સહસ્ત્ર હાથજી[2] ચક્રે છેદ્યા (તે) વૈકુંઠનાથજી.

### ઢાળ

વૈકુંઠનાથે હાથ છેદ્યા, ઊતાર્યું અભિમાન,
પરીક્ષિત પૂછે શુકદેવને,[3] કહો ઓખાનું આખ્યાન;
વ્યાસનંદન વદે વાણી, વર્ણવું પૂર્ણાનંદ,
રસિક કથા ભાગવતતણી, તે મધ્યે દશમસ્કંધ;

શુકદેવ વાણી ઊચરે, બાસઠમો અધ્યાય,
આખ્યાન એ ઓખાતણું, અનિરુદ્ધનું હરણ થાય;
પદ્મિબ્રહ્મથી એક પદ્મ પ્રકટ્યું, તેથી ઉપન્યા પ્રજાકાર,
પ્રજાપતિથી મરીચી ને, તેનો હવો કશ્યપ કુમાર;

તેનો (પુત્ર) હિરણ્યકશિપુ, તેનો પુત્ર પ્રહલાદ,
પ્રહલાદનો સુત વિરોચન, તેને મન અતિ આહલાદ;
વિરોચનનો બળી બળિયો, બળીનો બાણાસુર રાજન,
તે મહાપ્રતાપી હુવો આદ્યે, ધરતો મન અભિમાન;

---

1. ઙ બાંધવા પદબંધરે, કરું આખ્યાન ઓખાતણું,
વદે વિપ્ર પ્રેમાનંદ માતા ! ગ્રંથને ભાવે ભણું.

2. ગ જેને હુતા સહસ્ત્ર હાથજી.

3. ક શુકજી કહે પરીક્ષિતને.

ગણ ગાંધર્વ ને અપ્સરા સાથે, કૈલાસ ગયો રાજન,
જઇ બાણસુરે શંકરને દ્વારે, નૃત્ય માંડ્યું રાખી મન;[૮]
થૈ થૈકાર ધમકાર ઘુઘરડાં, અબળા પાગ માડે ઠમઠમતા,
મંદિરથી મહાદેવ નીસર્યાં, રાંભાની પેરે રમતા;[૧]
અસુર ઇશ્વર અબળાં નાચે,[૨] અમર ઈંદ્રાદિક જોય,
ચંગ, મૃદંગ, ઉપંગ ને વીણા, શબ્દ એકઠા હોય;[૩]
મહાદેવજી રસમગ્ન થયા, રાજાને થયા તુષ્ટમાન,
બાણાસુરને કહે ઉમિયાવર, માગ માગ વરદાન;[૪]
રાય કહે સ્વામી પ્રથમ તમે, મુને સહસ્ર આપ્યા હસ્ત,
તે ભુજબળ મારૂં કોણે ન ભાગ્યું, મેં જીત્યા લોક સમસ્ત;
સ્વામી બળ આપ્યું તો જોદ્ધો આપો, એ માગવું છે મારે,
તમો વઢો કાં વઢનાર આપો, જે મારા મદને ઉતારે[૫];
ત્યારે રીસ ચઢી ઇશ્વરને માગતાં ચૂકયો મૂર્ખ,
જા, ભુજબળ તારૂં ભાગશે, ત્રિલોક પૂજનિક પુરુષ;
પુત્રી નારીનો વડસસરો તે, તારા મદને હણશે,[૬]
થડથકી તે કર તારાના, કડકે કડકા કરશે;[૭]
ત્યારે બાણાસુરને શુદ્ધ આવી, મેં માગ્યો શરાપ,
કડકા કરી કર કાપશે તે, કેમ ખમાશે અદાપ ?

---

૮. अ માંડ્યું સંગીત ગાન.
૧. क રંભા પેરે રમતા.
૨. अ અસુર ઇશ્વર અપ્સરા નાચે.
૩. क ત્રણે એકઠાં હોય.
૪. अ માગ વરદાન આણી મન.
 ब માગ માગ કંઇ મહીપતિ, આપું તુંને વરદાન.
૫. अ જે ભુજનો ભાર ઉતારે.
 क મારૂં ઉતારો અભિમાન.
૬. अ તારા ભુજને હણશે; કાપશે નિશ્ચે હાથ.
૭. क થડથકી છેદીને તારા, કરના કટકા કરશે.

ભૂપ કહે સાંભળીએ સ્વામી, તમ વચન હશે પ્રમાણ,
એટલું માગું, શત્રુ આવતાં, આગળથી થાયે જાણ;[૮]
શિવ કહે, તારી ધર્મધજા, આફણીએ ભાગી પડશે,
ત્યારે જાણજે થોડા દિવસે,[૯] શત્રુ તુજ ગડગડશે.

વલણ

ગડગડશે શત્રુ મેઘની પેરે,[૧૦] નગર વળાવ્યો સોયરે,
બાણાસુર પછી અહર્નિશ તે[૧૧] ધર્મધજા સામું જોયરે.*

## કડવું ૪ થું

રાગ. દેશાખ.[૧]

ઋષિ કહે રાય સુણો અનુભવી, એ કથા મધ્યે થઇ બીજી નવી,
બાણાસુર વર પામી વળ્યો, આપ એકલો મૃગયાને વળ્યો;
ગંગા ન્હાવા ગયાં ઉમિયા માત, ઓખા ચિત્રલેહાએ જાણી વાત,
સંગે લીધી એક સહસ્ર સખી, બાંધી આયુધ અળગી અંગરખી;
મદન ઘેલડી બંને જતી, થઇછે ભાગ્ય ઉદયની રતી;
જઇ નમીઆં પાર્વતીને પાય, મસ્તક કર મેલ્યો ઉમિયામાય;
લીધું ચરણામૃત અંજલિ ભરી, ષોડશ પ્રકારે પૂજા કરી,
કુસુમ હાર કંઠે ધરતી, અગર ધૂપે આરતી કરતી;
પૂજી કરીને લાગ્યાં પાય,[૨] વદે દેવી, કન્યા, વર માગ્ય,

૮. ઇ એટલું તે માગું તમકને, શત્રુ આવતાં થાય જાણ.
૯. અ તે વારે તું નિશ્ચે જાણજે.
૧૦. અ ગાજશે શત્રુ મેઘની પેરે.
૧૧. અ બાણાસુર આસને બેસી; (દ્રા૦ડી)૦
બૃ. કા. આસન બેશી દહાડી બાણાસુર
* આ પછી બીજાં પાંચ કડવાં બૃ. કા. દોહનમાં છે. જુઓ પરિશિષ્ટ
૧. બૃ૦ કા૦ રાગ લલિત.
૨. અ. પૂજી અર્ચીને લાગ્યાં પાય. મસ્તક કર મૂકયો ઉમિયાય.

કન્યા કહે કંદર્પ ક્રોડ, એવા વરની પામું જોડ.[૨]
ઉમિયા કહે માગ બીજી વાર; તોયે એનો એ માગ્યો ભરથાર,[૩]
ત્રીજીવાર કહ્યું માગ ફરી, આપો સુંદરવર એમ ઓચરી;
દેવી કહે વરદાન હશે ખરાં, જા કન્યા, પરણજે ત્રણ વરાં,[૪]
ઓખા કહે, હો મારી માત! ત્રણ નાથ એ મહા ઉત્પાત,
મેં પૂજ્યાનું શું સારથ? લોકમાં થયે હસારથ;[૫]
વદે દેવી, ટાળું સંદેહ, ત્રણવાર પરણીશ તેનો તેહ,
શુભ સ્વામી તું પામીશ તરત, જો તું કરે અલૂણું વ્રત;
કુંવરી કહે, કંથનું કેમ જાણ, વ્રત કીધાનું શું એંધાણ?
દેવી કહે, એની ચિન્તા કશી; જોજે ચૈત્રસુદી દ્વાદશી,[૬]
ભોગવીશ અંગ તું સ્વામીતણું,[૭] તુંને મધરાતે આવશે સમણું;
તુંને મેહ ઘણો વ્યાપશે, ચિત્રલેહા નાથ આણી આપશે,
ગયાં ઉમિયા એવું કહી,[૮] ઓખા પધાર્યાં મંદિરમાંહિ;
મૃગયા રમીને આવ્યો તાત, પુત્રી વર પામ્યાની જાણી વાત,
ચિંતા ચિત્તમાં થઈ છે ઉદે, ભય દાવાનળ પ્રગટયો રૂદે;[૧]
વિચાર કીધો અંતરમાં ઘણો[૨], વડસસરો જે તનયાતણો,
તે સગાઇ કાંઇ નવ ગણે, નિશ્ચે મારા ભુજને હણે;

---

૨. ब. એવા રૂપની માગું જોડ.
૩. ड. તોયે ફરી માગ્યો ભરથાર.
૪. क જા કન્યા પરણીશ ત્રણ વરાં
૫. अ. થાશે લોકમાંહાં હસારથ
૬. अ. બૃ૦ કા૦ જોજે વૈશાખ સુદી દ્વાદશી
૭. ब. ભોગવશે અંગ સ્વામી દ્વજતણું; બૃ૦ કા૦ મધ્યરાત્રે આવશે સ્વપનું
૮. अ. ગયાં ઉમિયા અતિ કરૂણા કરી.
૧. ड ભે દાનવને થયો રૂદે.
૨. अ બૃ૦ કા૦ વિચાર ઉપજ્યો અંગમાં ઘણો, વડસસરો તો પુત્રીતણો

પુત્રી વૃદ્ધપણું પાળે શંય, માટે ઓખાને મારું હુંય,[3]
જ્યારે નાશ પામે ઓખાબાઇ, ત્યારે નહિ આવે વે'વાઇ જમાઇ;
વહેવાઇ હોય તો છેદે પાણ માટે ઓખાને મારૂં નિર્વાણ,
[૩] જેવો પુત્રીને હણવા જાય, એવે આવ્યા નારદ ઋષિરાય;
નારદ કહે, રાય ખડ્ગને ધરી, કયાં ચાલ્યા તમે ક્રોધ કરી ?
બાણાસુરે કહી માંડી વાત, જાઉં છું પુત્રીનો કરવા ઘાત,
એનો વડસસરો થાશે જેહ, મારા ભુજને હણશે તેહ;
તે માટે મારૂં એહને, પછી વહેવાઇ, વર, કાં તેહને ?
ઋષિ કહે, સાંભળો ભૂપાળ, શું કરે કુંવરી, નાનું બાળ ?
તુજને લાગશે બાળ હત્યાય, તે માટે કરો એક ઉપાય,[૪]
આપણ પુત્રીને હણીએ કયાંય ? રાખ કુંવારી, પરણાવીશ માય;
નહિ આવે જમાઇ વહેવાઇ કોય, પછી તારે શી ચિન્તા હોય!
ગયા નારદ એવું કહી, બાણે પુત્રી મારી નહિ;
નવા ઘરનો માંડયો આરંભ, ચણાવ્યા અવાસ જ એકજ સ્થંભ,
ઢાળ્યું સીસું, દૈત્ય નરેશ, ન થાય પવન તણો પ્રવેશ;
દશ સહસ્ત્ર મૂક્યા રખવાળ, તે ઉપર ચડાવી બાળ,
પાસે મૂકી બાળ સ્નેહા, વિધાત્રી નામે ચિત્રલેહા.[૫]
કન્યાને જોઇએ અન્ન, વસ્ત્રને પાણી, તે લે દોરડીએ તાણી,
સંગે સખી, રહે મન મોદ,[૨] ખાય, પીએ ને કરે વિનોદ;[૧]
ઉપજે કામ, મન દૃઢ રાખતી, ઘણે દોહિલે દિવસ નાખતી.

---

૩. ब તે પહેલાં ઓખાને મારૂં હુંય.

[૩] બૃ૦ કા૦માં વધારાની લીટી: —

ભૂપતિ ક્રોધાતુરજ થયો, નગ્ન ખડ્ગ ખેંચીને ગયો.

૪. म રાખ કુંવારી પરણાવીશ નાય.

૫. क વિધાત્રી નામે ચિત્રલેહા.

૧. अ ખાય પીએ કરે હાસ્યવિનોદ. [૨] મનમોહ

### વળણ[2]

દિવસ નાખતી દોહિલે, સાંભળો પરીક્ષિત ભૂપરે,
એમ કરતાં ઓખાને આવ્યું,[3] વર વરવાનું રૂપરે.

### કડવું ૫ મું

### રાગ ગોડી

વર વરવાને યોગ્ય થઇ ને પ્રકટ્યાં સ્ત્રીનાં ચિહ્નજી,
ઓખા કે'છે ચિત્રલેહાને, એકવાત સાંભળ બેનજી;
સહિયર શું કીજે?
[4]હાંહાંરે દાડલા કેમ લીજે?
એ તો દોષ કર્મને દીજે.
જમપે ભૂડું જોબનીઉં રે, મદ પૂરણ મુજ કાયજી,
પિતા તો પ્રીછે નહિ રે, બાઇ! કુંવારો ભવ કેમ જાય?
સહિયર શું કીજે૦– ૨
[5]સાસરે જાય ને આવે, સખીઓ મુજ સમાણીજી,
હું અપરાધણ હર્ષે હણાઇ, આંખે ભરૂં નિત પાણીજી;
સહિયર શું કીજે૦ –૩
એ દુઃખે હું દુબળી રે, મુને અન્ન ઉદક નવ ભાવેજી,
અવાસ રુપી શળીએ સૂતાં, નિદ્રા કેઇ પેર આવેજી;[6]
સહિયર શું કીજે૦– ૪

---

૨. ઇ દિવસ દામની દોહેલા.
૩. વ એમ કરતાં પછી આવીઉં, ઓખાને વરવાનું સ્વરૂપરે.
જ દિવસ નાખતી દોહિલે, તમે સાંભળો રાજનરે, બ્રૂ૦ નાખતી દિવસ૦
એમ કરતાં પછે ઓખાને, આવીઉ જોબનરે
૪. બૂ. કા. મારી બેનરે.
૫. બૂ. કા. સહુકો.
૬. ઇ કાંઈ સૂતાં નિદ્રા નવ આવે, બૂ. કા. શૂળીરે સહેવી, નિદ્રા૦

મરજાદા સહિત ભરથા બોલાવે; કરે આંખતણો સણસારોજી,
તેવાં સુખ નયણે નવ નીરખ્યાં, મારો વ્યર્થ ગયો જન્મારોજી;
સહિયર શું કીજે૦— ૫

સ્વામી કેરો સંગ નથી જે સ્ત્રીને, તેથી શું હોય નરતુંજી,
હવે આશા શી પરણ્યા કેરી, મારૂં જોબનીઉં જાય ઝરતુંજી;
સહિયર શું કીજે૦— ૬

બીજી વાત મુજને નવ રૂચે, મારૂં મન ભરથારમાં મગનજી,[1]
આહિં કોઇ પુરુષ આવે તો સદ્ય પરણું, ના પૂછું જોશીને લગનજી;
સહિયર શું કીજે૦— ૭

વેણુ રસિક કહેતો કરૂણા વર, આવે લટકતી ચાલેજી,
પ્રેમ કટાક્ષે પિયુને બોલાવું, હૃદયા ભીતર વહાલેજી;
સહિયર શું કીજે૦— ૮

મરકલડે મુખે, મધુર વચને, મરજાદા મન આણીજી,[2]
શાક પાક પિયુને નવ પીરસ્યાં, આવો પાલવ તાણીજી;
સહિયર શું કીજે૦— ૯

એવાં સુખ નયણે નવ નીરખ્યાં, દાખવું કર્મ કઠોરજી,[3]
મારો જન્મારો એળે ગયો, જેમ સૂકું વગડાનું બોરજી;[4]
સહિયર શું કીજે૦— ૧૦

કીકી વિના જેવાં લોચનીઆં, દીપક વિના મંદિર જેવુંજી;
સુણ સખી, શિર કંથ વિના, મારૂં જોબનીઉં જાય તેવુંજી;
સહિયર શું કીજે૦— ૧૧

---

૧. अ. હું ભરથાર ભોગવવા મગ્નજી. બૃ૦ કા૦ ભરથાર ભાગમાં.
૨. अ. અતિમરજાદા આણીજી.
૩. ब. ન દીપી કર્મ દોરીજી.
क. મે દીઠું કર્મ નઠોરજી.
૪, अ. જેમ વગડાકેરૂં ઝાડ.
બૃ૦ કા૦ क. જેમ વગડા તણું ઢોર.

જળ વિના જેમ માનસરોવર,[5] ચંદ્ર વિના નિશ જેવીજી,
પિયુવિના જોબન ગયું રે,[6] હું અભાગણી (પૂરી) તેવીજી;
સહિયર શું કીજે૦– ૧૨

અઘોર વનમાં વેલ ફુલી, ન મળે ભમરો ભોગીજી,
વપુવેલી જોબનીઉં ફૂલ્યું [1], ન મળ્યો નાથ સંજોગીજી;
સહિયર શું કીજે૦– ૧૩

એ સુખ દુઃખ મિથ્યા ધરૂં, હું લેવાઇ મારા પાપેજી,
આ બંધેગીરી કરમે કીધી, બાઇ! શૂળીએ ચઢાવ્યાં બાપેજી;
સહિયર શું કીજે૦– ૧૪

જળ વિના જેમ વેલડીરે, લવણ વિના જેમ અન્નજી,
ભરથાર વિના તેમ ભામિનીરે, દોહિલે નાખે દિનજી;
સહિયર શું કીજે૦–૧૫

આકળ ગતિ છે ગોવિન્દની, શું નીપજશે એનીજી,
ગોપાળનું ગમતું થાશે, મનડું મારૂં રહે નહિજી, [2]
સહિયર શું કીજે૦–૧૬

**વલણ**

મનડું મારૂં રહે નહિ, (વિરહ) વહ્નિ થયો ઊદે, [3]
વલવલતી ઓખાને દેખી, ચિત્રલેખા વાણી વદે.

---

૫, ड. જળવિના જેમ માછલીરે, ચંદ્રવિના રેન જેવીજી,
૬, अ, પિયુવિના જોબનીયું વૃથા.
 બૃ૦ કા૦ એમ કંથવિનાજ કામિની.
૧. ड તેમ વપુ વેલી જોબન કળી હને, ન મળ્યો ભોગી ભ્રમર.
૨. ड માં કડી ૧૫ અને ૧૬ નથી.
૩ अ મન દઢ મારૂં રહે નહિ, સ્નેહ વિપરીત થયો ઊદે,
 ब વરવરવાને થઇ ઊદે.
 ड કડવું ૫–નો ઊથલો મૂક્યો છે.

## કડવું ૬ ઠું.

### રાગ મેવાડો

શીખામણ દે છે ચિત્રલેહા જો, તું તો સાંભળ બાળસ્નેહા જો,
એમ છોકરવાદ નવ કીજે જો, બાઈ બળીઆ બાપથી બી'જે જો;
એવું નીચ મન કાં તારૂં જો, આપણ મોટાં બાપનાં છોરૂ જો,
એમ લાંછન લાગે કુળમાં જો, પ્રતિષ્ઠા જાય એક પળમાં જો,
કીજીયે કહ્યું હોય જે તાતે જો, બાઇ, નવ જઇએ બીજી વાટે જો,
હું તો રહી છું તુજ રક્ષણ સારૂ જો, બાઇ ! તું માણસ નહિ વારૂ જો.[4]

મેં તો ન થાય તારૂં રક્ષણ જો,[1] બાઈ તુજમાં મોટું અપલક્ષણજો,[2]
તુજમાં કામ કટક દલ પ્રગટયું જો,[3] હવે મને રે'વું નવ ઘટતું જો,[4]
જો રાય બાણાસુર જાણે જો, તો અંત આપણો આણે જો,[5]
મંત્રી દુઃખદાયક વરતી જો,[6] ભુંડી કે'વાઉં તુજ મળતી જો;[7]
મારા સમ, જો મન કરો વિગ્રહ જો, એમ સ્વામી ન મળે શીઘ્ર જો,
થાકયાં ડગલાં ન ભરીએ લાંબા જો,[8] ઉતાવળે કેમ પાકે આંબા જો ?
હુંતો પ્રીછી કામનું કારણ જો, એની રાખો હૈયે ધારણ જો,

---

૪. અ પણ તું માણસ નહીં વારૂ જો.

૧. અ. મેં તો નવ થયું તારૂં રક્ષણ જો.
૨. ब. બાઇ તમમાં દિસે અપલક્ષણ જો.
૩. ङ. તુંમાં કેમ કમળદળ પ્રગટ્યું જો.
૪. इ. આડાં રે'વું મુને નથી ગમતું જો.
અ. હાવે મારે રે'વું નથી ઘટતું જો.
૫. અ. તો અંત બંનેનો આણે જો.
૬. અ. બેની દુઃખદાયક બળતી જો.
અ. બેની દુઃખદાયક બનતી જો.
૭. ग. હું ભુંડી કહાવું તુજ મળતી જો.
૮. क થાકીએ ડગલાં ભરતાં લાંબાં જો.

પિયુને મળવું હશે સૌને ગમતું જો,[૯] સૌને જોબનીઉં હશે દમતું જો[૧૦]
મુજમાં જ્ઞાન બુદ્ધ નથી અંતે જો, કારાગ્રહમાં ક્યાંથી કંથ જો ?
મારી ઓખાબાઇ સલૂણાં જો, તમે વ્રત કરોને અલૂણાં જો,
આવ્યો ચૈત્ર માસ એમ કરતાં જો, પછી ઓખાબાઈ વ્રત આચરતાં જો;
અલવણ જમે ને અવની સૂએ જો, દીપક બાળે ને દિન ખુએ જો,
[૧°] નિત ઉમિયાજીને આરાધે જો, દેહ દમન કરે મન ખુએ જો,
થયું પૂરણ વ્રત એક માસે જો, કોઇ ના જાણે એક અવાસે જો.[૧૧]

### વલણ.

અવાસે એક સ્તંભ વિષે [૧૨]વ્રત કીધું ઓખાય રે,
[૧૩] થયો સ્વપ્ન સંજોગ સ્વામીતણો, તે ભટ પ્રેમાનંદ ગાય રે.*

## કડવું ૬ ઠું

### રાગ-કેદારો

શુકદેવજી વાણી વદે, ઓખા ભરી છે પૂરણ મદે,
વૈશાખ સુદી દ્વાદશી હતી, સ્વામી, સ્વામી કરતી સેજે સૂતી;
સુખે નિદ્રા કરે છે બાળા, તન તપે હૃદે વ્રેહજ્વાળા,
વ્રેહની જ્વાળા તપી નવ સમે, ઘણું એક દુઃખી નિશા નિગમે;[૧]

---

૯. क. પિયુને મળવું કેમ હોય અણગમતું જો.
૧૦ व. સહુને હીંડે જોબનીયું દમતું જો.
[૧°] પૃ૦ કા૦ માત૦ અહિં જુઓ પરિશિષ્ટ. વધારાનું કડવું.
૧૧. ड. કોઇ ન જાણે એક સ્તંભ અવાસે જો.
૧૩. ज. અવાસે એક સ્તંભ વિષે
૧૨. क. થયો સ્વપ્નાંતર સંજોગ સ્વામીનો.
૧. ड આ કડી બીજી પ્રતોમાં નથી.
* ક્ષેપક જુઓ પરિશિષ્ટ.

*કાંઇ લિખિત વાત છે ભાવી, ઓખાબાઇને નિદ્રા આવી,[૨]
*સૂતી સ્વામી સ્વામી કરતાં, થવા લાગ્યાં તે સમણાં સરતાં;
શુભ શુકને ઓખા આનંદી,[૩] મળ્યો છે વર વિરહ નિકંદી,[૪]
મંડપ મનુષ્યે ભરાયો ખચખચી, રૂડી નૌતમ ચોરી રચી;
મળ્યો સ્વામી રૂપ રસાળો, તેની સાથે મળ્યો હાથેવાળો,
ચારે મંગળફેરા ફરીઆં, કંસારનાં ભોજન કરીઆં;
દાસી ગીત ગાય છે વરણી, ઓખા સ્વપ્નાંતરમાં પરણી,[૫]
એક સ્તંભ પોતાની મેડી, ચિત્રલેખા વરને લાવી તેડી;[૬]
*બેઠાં શય્યાએ સામાસામી, નિદ્રામાં મિથ્યા વર પામી,[૭]
*ત્રૂટે હાર, છૂટે મેખલા, રમે રતિસુખ આસન કળા;
નિશ્ચે નારીએ જાણ્યો નૃપ,[૮] કન્યા સ્ખલિત થઈ કંદર્પ,
*સ્વપ્નામાં પરણીને જાગે,[૯] ઓખાજીને સારૂં લાગે;
*ઓખા મનવાંછિત વર પામી, ઉર શું ભીડ્યા તે અંતરજામી,
બીડી અરધી કરડી પાનની, નાથ કહે, આરોગો કામની;
ખાતાં મુખ મરડ્યું છે બોટી, પિયુને રીસ ચઢી છે ખોટી,[૧૦]
*હું તો થયો કામાતુર અંધ, પરસુતા શું શાનો સમંધ?[૧૧]

---

૨. अ પછી અબળાને નિદ્રા આવી.
૩. इ થયું સ્વપ્ન ને ઓખા આનંદી.
૪. अ મળ્યો સ્વામી પ્રેહનો ફંદી.
૫. अ ઓખા પિયુજી શું ઊઠ્યાં પરણી.
   ब એમ સ્વપ્નામાં ઊઠ્યાં પરણી.
૬. क તાહાં લાવી પિયુજીને તેડી.
૭. ब એવું સ્વપ્ને પ્રેમદા પામી, બૃ. કા. એવું સુખને પ્રેમદા પામી.
૮. ड બૃ. કા. સ્વપ્ને નારીને મળીઓ નૃપ.
૯. ब સમણામાં રજની જાગે, બૃ. કા. સ્વપ્નમાં રજની જાગે, તેતો રૂડું લાગે.
૧૦. अ પિયુને રીસ ચઢી છે ખોટી.
૧૧. इ અસુર સાથે શો સંબંધ.

*બીડી પાનની અર્ધી કરડી, ખાધી મન વિના મુખ મરડી,
ભરથારને ભ્રાંતજ આવી, સેજથી નાથ ગયો રીસાવી.[૧૨]

વલણ

રીસાવી ગયો રમણ કરતાં, તે સ્વપ્નાંતરની વાત રે,
ઓચિંતી ઓખાબાઈ જાગી; સાચે માંડ્યું આંસુપાત રે.

## કડવું ૮ મું

### રાગ સામેરી

જાગી જાગીરે રામા રસભરી, તપાસે સેજ ફરી ફરી,
ભુખે કરડતી આંગળડી[૧], મેં તો વણસાડ્યું થોડાને કાજેરે,
મેં મુઇએ મુખ મચકોડ્યું[૨], બીડી ના ખાધી તે દાઝેરે;–જાગી૦ ૧

લડથડતી ચાલે, ને પાલવ ઝાલેરે, નયણે આંસુ ઢાળેરે,
કરે સાદ સ્વામીને સંભારે, ભ્રમર ભોળી ભાળેરે; –જાગી૦ ૨

[૩]ધબ ધબ કરતી નારી તપાસે બારી, દીઠી તે ભોગળ ભીડીરે,
જોઇ ચારે ખૂણે, ને મસ્તક ધૂણે, વિલપે વિજોગની પીડીરે;
–જાગી૦ ૩

કરે કાલાવાલા, મનોરથ ઠાલા, દણદણતી દે સમ રે,
તમારે તો હસવું, મારે રોઇ મરવું, ધીરજ રાખું કેમ રે?
–જાગી૦ ૪

આપી સંજોગ સુખ, ને દેવું દુઃખ, મારા કર્મની રેખા રે,
અતિશે ના તાણો, દયા મન આણો, તમને બાપના સમ દો દેખા રે;
–જાગી૦ ૫

---

૧૨. ञ સેજે કંથ ગયોરે રીસાવી.

૧. इ મુખે કરડી દશે આંગલડી, ञ એક મુખ કરડી આંગળી.

૨. ड મેં અભાગણીએ મુખ મચકોડયું क મેં ભૂંડીએ મચકોડયું.

૩. फ સુધબુધ ગઇ નારી.

જુઓ પ્રીત તપાસી, હું છું દાસી, દંડ દેવો તે શા સારૂ રે ?
કરો સ્નેહ, કે તજું છું દેહ, વહાલા અતિશે નહિં વારૂ રે;[૪]
—જાગી૦ ૬

મીટ માંડો ને ખટપટ છાંડો, ન બોલો તો કંઠ નાખું વાઢી રે,
બીડી માટે થયાં મન ખાટાં, કહો તો મુખનું તંબોલ લઉં કાઢી રે;
—જાગી૦ ૭

અનેક ઉપાય કીધા કન્યાએ, ન બોલ્યો નાથ આશા ભાગી રે,[૫]
વદે વિપ્ર પ્રેમાનંદ, ગતિ થઇ મંદ, પછી ઓખા રોવા લાગી રે.
—જાગી૦ ૮

## કડવું ૯ મું

### રાગ વેશાડી[૬]

આશા ભંગ થઇ ભામિની, રોઇ સ્તુતિ કરે સ્વામિની,
ચિત્રલેખા ભણી ગઈ, ઊઠ બેની શું સૂઇ રહી.[૭]
ઊઠી સહિયર બેબાકુળી, કન્યા કાં રૂવે થઇ વ્યાકુળી ?[૧]
આવડી ઓખા શાને કાંપી, શકે ઓથારે તુજને ચાંપી !

---

૪. अ વ્હાલા અતિ ઘણું નહિ કાંય વારૂરે, ब અતિશે ઘણું તે નહિ-વારૂરે, क અતિશે કરો તે નહિ વારૂરે, બૃ. કા. અતિ ઘણું તે વારૂરે.

૫. બૃ. કા. અરે નાથજી ન જોઇએ હાડે, શાઠ તે ફોગટ ફાંસુરે;
અમો પર ન આવે દયા, દેખી મારી આંખડીએ આંસુરે.

૬. अ, ब. રાગ મારૂ. પછી क માં એક લીટી વધારે છે.
—પરીક્ષિત પૂછે સ્વપ્નાંતર, શુકજી વાળે છે ઉત્તર.

૭. ड માં એક વધારે છે. આશા મારી સફળ થઇ, જે જાણ્યું પિયુ ઘરમાંહે; તે આશા નિષ્ફળ થઇ, પિયુ ના દીઠો તાંહે.
*જુઓ પરિશિષ્ટ.

૧. બૃ. કા. છે ચતુર કૌભાંડકુમારી, પૂછે વાત સકળ વિસ્તારી,
ચિત્રલેખા કહે સુણ બાળી, કેમ રુવે છે આંસુડાં ઢાળી !

મારી મીઠી તું રહે છાની, તુને રક્ષા કરે રે ભવાની,[૨]
કહે પ્રેમદાસ શું તને હવું, સમણામાં શું દીઠું નવું !
ઓખા કહે, ગાલે દેઇ હાથ, થોડા ગજામાં ડુભાણા નાથ,
હસતાં રમતાં તે ચઢિયો ક્રોધ, ફોકટ ફાંસુ પડયો રે વિરોધ;
કર દીવો ઘર નિહાળીએ, છે આટલામાં પિયુ ભાળીએ,
ચિત્રલેખા કહે ઘેલી થઈ, અંહિ દેવે અવાય નહિ;
આવી ન શકે પ્રાણી પંખના, એવી સમણામાં ન હોય ઝંખના,[૩]
પિયુ! પિયુ! કરતી તું સુતી ચતી, માટે સ્વપ્નામાં દીઠો પતિ;
સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંધ્યા પ્રસવે તન,
જાગી દેખે તો ઠાલો ઉછંગ, સ્વપ્ન મૃગજળના રે તરંગ;
ઇન્દ્રજાળીની જેવી વસ્ત, ગ્રહીએ ને ઠાલો હસ્ત,[૪]
ન થાય લાભ, દીઠે સ્વપ્ને,[૫] દર્પણનું રૂપ ન આવે કને;
ગંધર્વ નગર તે ગગનકુસુમ, ભોગ અસ્થિર સ્વપ્નાના તેમ,[૬]
નિદ્રાવશ મન કહીંએ ભમે, સ્વપ્ન સાચું ન હોયે કયમે;[૭]
ચિત્રલેખા દેતી ઠારણ,[૮] સખી ઓખાને આપે ધારણ,
કુંવરીનું મનાવવા મન, દીપક પ્રકટાવી જોયું ભુવન;[૯]
તપાસ્યું ભાળીઉં ચારે પાસ, પછી ઓખા થઇ નિરાશ,
વાધી વિજોગતણી વેદના, મૂર્છાગત થઇ અચેતના.
ચિત્રલેખાએ બેઠી કરી, હૃદયે ચાંપી બે ભુજ ભરી,

---

૨. इ ખમા કરે આઇ ભવાની ર બૃ. કા. બેની૦
૩. फ એ તો સ્વપ્નાની એવી ધંખના.
૪. ड જાગી દેખે તો ઠાલો હસ્ત.
૫. अ નાયનો લાભ ન થાય સ્વપ્ને.
૬. न નાસ્તિ ભોગ સ્વપ્નાના તેમ.
૭ क સ્વપ્નાનું સુખ સાચું હોય કેમે ?
૮. બૃ. કા. હારણા.
૯. इ દીપક પ્રકટીને જોયું ભુવન न દીવો પ્રકટ કીધોરે ભુવન.

કામવશ મન નથી લાંછતું, એહે તપે છે તન દાઝતું;૧
કાં વિસરી ગયું ઉમિયાનું વચન! સ્વપ્નામાં પરણશો સ્વામિન,
ઓખા કહે, વિસ્મરણ[૨] થઇ; લાવ સ્વામને તું અહિં;
વિધાત્રી કહે શું તેનું નામ, સ્વપ્નાના સ્વામીનું કયું ગામ?
કોણ માત પિતા ને જાત, લેઇ આવું કહે[૩] મુને વાત;
* ઓખા કહે હું ઘેલી થઇ, નામ ઠામ પૂછાયું નહિં,
નાત, જાત ને માત પિતાય, હું પ્રીછી નહિ જે પ્રથમ પૂછાય;૪
રુપકળા મુને મન ગમી, તે રુપ ચિત્તમાં રહ્યું છે રમી,
બાઇ! તે નાથે હું મિથ્યા દમી, સેજે સૂરજ ગયો આથમી;૫
નિશા નહિ જાયે નિર્ગમી, મળવા મનડું રહ્યું ટમટમી,
વિજોગ દુઃખ ન રે'વાય ખમી, લાવ પ્રભુને કહું ચરણે નમી;૬
૭ચિત્રલેખા કહે, કર્મે હાથ દઇ, જાણ્યા વિના કોને લાવું આંહિં,૮
કશો આશરો વદને વદ, તારા સ્વામિને લાવું સદ્ય;
ઓખા બોલે છે આળપંપાળ, આહીં આવે તો ઓળખું તત્કાળ,૯

૧. અ સ્નેહ અગ્નિએ તન દાઝતું; બ વિરહ કરી મન લાજતું; ક વિરહ તાપે તન દાઝતું.

૨ બૃ. કા. સ્મરણા થઇ.

૩. બૃ. કા. લેઇ આવું કહે માંડી વાત. ડ લેઇ આવું કહે સાક્ષાત.

૪. અ પ્રીછી નહિ જે પૂછી વાત. બ પ્રીછ્યા વિના કેમ પ્રીછાય. ક હું નહિ પ્રીછી જે પ્રથમ પૂછાય.

૫. અ સંજોગે સૂરજ ગયો આથમી.
બ સંયોગ સૂરજ ગયો આથમી.

૬. ડ લાવ, પ્રભુને કહે ચરણે નમી. બૃ. કા. લાવ નાથને ચરણે નમી.

૭. બૃ. કા. સખી કહે કર્મે દેઈ હાથ તું માંડી કહેને બધી વાત.
મિથ્યા વાત કહે છે મને, નામઠામ વિના લાવું કેને!

૮. ડ નામઠામ વિના કેને આવું લેઇ.

૯. ફ લાવો તો કહું-તત્કાળ; બ શોધી લાવો તો કહું તત્કાળ.

કાંઇ રુપ સબળું છે સારૂં[10] તેણે ચિત્તડું ચોર્યું છે મારૂં;
લાવ શીઘ્રે સખી! તેહને, નહિ તો પાડું છું રે દેહને,[11]
સ્વામી વિના જીવવું વૃથા, માટે પિંડ પાડું સર્વથા.

વલણ

સર્વથા પિંડ પાડું મારો, આજ ન આવે સ્વામી રે,
ચિત્રલેખાએ રુપ ચિતરીઉં, કાગળમાં બહુ કામી રે.

## કડવું ૧૦ મું

### રાગ નટ[1]

કાગળ રંગ લીધો રે વિધાતા, ભાત ભાતનાં ચીતરે સ્વરૂપ,
સ્વર્ગના સુર, પાતાળના પન્નગ, લખીઆ તે ભૂમિના ભૂપ;-કાગળ૦ ૧
વાયુ વરુણ ને પાવક લખીઆ, જક્ષરાય ને જમ,
ઓખા કહે, તું લઘુને મૂકી, આ વૃદ્ધ દેખાડે કયમ?-કાગળ૦ ૨
ગણેશ, ઇશ ને અંબુજ[2]લખીયા લખીયા સૈન્યના ઇશ,[3]
જુગ્મ તુરિનાં[4] તન જોવડાવ્યાં, તોએ ધૂણાવે શીશ;-કાગળ૦ ૩
પ્રભાકર, સુધાકર લખીઆ, ગિરિજાવર ગંભીર,
ઓખા કહે, ન હોયે એકે, મારા સ્વામીનું શરીર;-કાગળ૦ ૪
અષ્ટ વસુ ગણ, ગાંધર્વ લખીઆ, લખીઆ બારે મેહ,
સપ્તજળનિધિ, અષ્ટ ધાતુકર, લખીઆ તેહની દેહ;- કાગળ૦ ૫

---

૧૦. ड तेनुं કાંઇ કાંઇ રૂપ રસાળું. ब કાંઇ સ્વરૂપ છે અતિ સારૂં.
૧૧. क. નહિ તો પાડીશ મારી દેહને.
* બૃ. કા. વધારાની લીટીઓ—ઓખા કહે કર્મે દેઇ ભુજ, વારેવારે શું પૂછે મૂઢ; મન મળવા રહ્યું ટમટમી, તેનું રુપ અંતર રહ્યું રમી.
૧. બૃ. કા. ब નટની દેશી अ ટોડી.
૨. બૃ. કા. અંબુઇશ; क, ब, ગણેશને અંબુઇશ લખીઆ. अ ગુણઇશ ગુણ ગંધર્વ લખીઆ.
૩ બૃ. કા. લખીઆ તે સેનાના ધીશ. ड લખીઆ સેનાપતિ ઇશ.
૪. બૃ. કા. જુગ્મ તુરૈયા સહ જોવરાવ્યા. अ. જુગ્મ તુરી જાયા વર લખીઆ.

પદેવ, મુનિને જુગ્મ વીણાધર, લખીઆ ચિત્ર વિચિત્ર,
મરુત ગણ તે લખીઆ વિદ્યાધર, સપ્તઋષિ પવિત્ર;–કાગળ૦ ૬
શત કૈરવ, પાંચ પાંડવ લખીઆ, વળી દેશ દેશના રાય,
કન્યાને કોઇ ચિત્ત ન આવે, આકુળ વ્યાકુળ થાય;–કાગળ૦ ૭
ચિત્રલેખાએ મન વિચાર્યું, મેં લખીઆ ઠામો ઠામ,
વિષયી પુરૂષ ભામનીના ભોગી, કૃષ્ણતણું એ કામ;–કાગળ૦ ૮
ચતુર્ભુજ, પીતાંબર ધારી, લખીઆ શ્રી મહારાજ,
દીઠા કૃષ્ણ ને ઓખા ઉઠી, કરી કૃષ્ણની લાજ;[6]–કાગળ૦ ૯
અરે, સહિયર એના[7] કુળમાં મારો છે, ભરથાર,
પ્રદ્યુમ્નને પછી લખી દેખાડયો, લાજ કીધી બીજીવાર;–કાગળ૦ ૧૦
કન્યા કહે, એવો[8] પ્રભુજી, આ પુરુષ કોઇ વૃદ્ધ,
ચિત્રલેખાએ લખી દેખાડયો, કાગળમાં અનિરુદ્ધ;–કાગળ૦ ૧૧
મુકુટ ભમર પર વદન સુધાકર, નેત્ર બે અંબુજ,
ઘેલી ઓખા, ધાઇ ધાઇને ભેટે, ભરી ભરીને ભુજ;–કાગળ૦ ૧૨
ધન, ધન, નાથજી ! હાથ ગ્રહીને, ના મૂકીએ ખીઠી સાર,
[1] અમો અબળાનાં હૃદય કોમળ, કોણ ગજું અમારૂં !–કાગળ૦ ૧૩
[1] ના, ના, બોલો મારા સમ છે, લાજો છો શા માટે ?
ચિત્રલેખા કહે, ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે.[2]–કાગળ. ૧૪

---

૫. ખૃ. કા. વેદ.
૬. હ સસરાની કીધી લાજ; અ કરી શ્વશુરની લાજ; ખૃ. કા. કીધી વડસસરાની લાજ.
૭. ખૃ. કા. અરે, સહિયર એ પ્રિયાનાં કુળમાં.
૮. ખૃ. કા. કન્યા કહે, અવયવ પ્રભુના.
૧. ક., બૃ. કા. કાગળને ભરે ભુજ [1] બૃ. કા. હૃદય અબળાનું હોય કાચું
૨. ઇ. વળગમાં કાગળ ફાટે.

### વલણ

ફાટે કાગળ કામિની, ન બોલે ચિત્રામણ વાણી રે,[3]
ઓખા કહે-ચિત્રલેખાને, આપ પ્રભુને આણી રે.

## કડવું ૧૧ મું

### રાગ મારૂ

ઓખા કહે સુણ રે સાહેલી, લાવ નાથને વે'લી વે'લી,
બાઇ! તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખ શાતા;
[4]ચતુરાને કહે ચિત્રલેખા, બાઇ! આણ્યાના ઉપાય કેવા?[5]
દૂર પંથ છે દ્વારામતિ, કયમ જવાયે મારી વતી?
તાંહાં તો જઇ ન શકે રાય શક્ર, રક્ષા કરે સુદર્શન ચક્ર,[6]
ત્યાંથી જીવતાં કયમ અવાય,[7] ત્યાંતો નિશ્ચે મસ્તક છેદાય;
જાવું જોજન શત અગીઆર, ત્યારે આવે તારો ભરથાર,
નયણે નીરની ધારા વહે છે, કર જોડીને કન્યાં કહે છે;
બાઇ! તારી ગતિ છે મોટી, તુંને કોઇ ન કરી શકે ખોટી,
સહિયરને સહિયર હોય વહાલી, બાઇ! તેં મુને હાથે ઝાલી.
આપણ બે જણ બાળ સંઘાતી, પ્રાણદાતા છું રે વિધાત્રી;[8]

---

૩. બૃ. કા. ચિત્રલેહા બોલે વાણીરે. ड. इ. આ ચિત્ર ના બોલે વાણી રે.
 क. ચિત્રામણ કેમ બોલે વાણી રે.
૪. બૃ. કા. ઓખા! તેને પડયા એ હેવા. સખી!.....
૫. इ. બાઇ! આણ્યાના ઉપાય કાંહે! ૬. બૃ. કા. રક્ષા કારણ ફરે છે ચક્ર:
 अ ફરતું રક્ષા કરે છે ચક્ર क રક્ષા કરવા ફરે સુદર્શન.
૭. બૃ. કા. જીવતાં તો ફરી ન અવાય.
 ड. જાઉં તો ફરીને ન અવાય, નિશ્ચે શિરછેદન થાય.
 क. જીવતાં ફરી ન અવાય વેદ, નિશ્ચે તાં શિરચ્છેદ
૮. अ. પણતું દાતા છે વિધાત્રી ब. તું તો પ્રાણદાતા વિધાત્રી.

માતપિતા વેરી છે મારાં, મેં તો ચરણ સેવ્યા, છે તમારાં;[2]
વિધાત્રી તું છે દીનદયાળ, એમ કહીને પગે લાગી બાળ,
ચિત્રલેખાએ ધારણા દીધી, પછી દેહ તે પક્ષણી કીધી;
[3]આપ્યું વાચક એક પ્રમાણી, ક્ષણુ એમાં તે આપું આણી,
ઓખા કહે છે જે રહેજે રૂડે આચરણે,[4] રખે અનિરૂદ્ધને તું પરણે;
[5]જતન કરજે સ્વામીનું સબળ, જેમ આંખને રાખે પળ,[6]
પછી વળાવી રે વિધાત્રી,[7] પંખીણી પવન વેગે જાતી;
દ્વારકા જઈ પોંતી કામિની, છેલ્લી દોઢ પો'ર રહી જામિની,
[8]જેવું દુર્ગમાં પેસે સ્ત્રીજન, તેવું ધાયું તે સુદર્શન;[9]

---

૨. ઈ. બાઇ ! મેં પદબંધ સેવ્યાં છે તારાં; બૃ. કા. જ. મેં તો ચરણ સેવ્યા છે તારા.

૩. બ. આપી વાચક પ્રાણ પ્રમાણી; અ. આપ્યું વાચક વચન પ્રમાણી. બૃ. કા. માં એક વધારાની લીટી છે:–તે શું પરણાવું રૂડી રીત, તો તું જાણજે મારી પ્રીત.

૪. બ. ઓખા કહે રહેજે રૂડે આચરણે.

૫. બૃ. કાં. આ પહેલી આઠ કડીમાં ઓખાની ચિત્રલેખાને શિખામણ છે અને રૂડા આચરણે રહેવાનો તથા પરણવાના વિધિનો વિસ્તાર છે ક્ષેપક ન લાગવાથી અહિં મૂક્યો છે.

સખી સુંદર વરને જાણી, રખે થાતી તું પટરાણી,
એનો અતિશે હાથ રૂપાળો, રખે મેળવે તું હાથેવાળો.
બાઇ ! જાદવવર છે રૂડો, રખે પહેરી બેસતી ચુડો,
બાઇ ! જઈને આવજે તર્ત, રખે તે સાથે મંગળ વર્ત;
સખી ! આવજે વહેલી વહેલી, વહાણું વાતાં વહેલી વહેલી.
બાઇ ! તારો છે વિશ્વાસ, રખે કરતી મને નિરાશ.

૬. ઉ. કરજે સ્વામીનું સબળું જતન, જેમ આંખને રાખે પાંપણ બૃ. કા. તું તો કરજે સ્વામીનું જતન, જુજ રાંકને હાથ રતન. અ. જેમ આંખને રાખે કાજળ. ૭. અ. એમ કહી વોળાવી છે વિધાત્રી.

૮. બૃ. કા. જાવા કીધું નગરમાં મન.

૯. અ. ધાઇ આવ્યું સુદર્શન બ. એવે ધાયું સુદર્શન.

### વલણ

ફાટે કાગળ કામિની, ન બોલે ચિત્રામણ વાણી રે,[3]
ઓખા કહે-ચિત્રલેખાને, આપ પ્રભુને આણી રે.

### કડવું ૧૧ મું

#### રાગ મારૂ

ઓખા કહે સુણ રે સાહેલી, લાવ નાથને વે'લી વે'લી,
બાઇ! તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખ શાતા;
[4]ચતુરાને કહે ચિત્રલેખા, બાઇ! આણ્યાના ઉપાય કેવા ?[5]
દૂર પંથ છે દ્વારામતિ, કયમ જવાયે મારી વતી ?
તાંહાં તો જઇ ન શકે રાય શક્ર, રક્ષા કરે સુદર્શન ચક્ર,[6]
ત્યાંથી જીવતાં કયમ અવાય,[7] ત્યાંતો નિશ્ચે મસ્તક છેદાય;
જાવું જોજન શત અગીઆર, ત્યારે આવે તારો ભરથાર,
નયણે નીરની ધારા વહે છે, કર જોડીને કન્યા કહે છે;
બાઇ! તારી ગતિ છે મોટી, તુંને કોઇ ન કરી શકે ખોટી,
સહિયરને સહિયર હોય વહાલી, બાઇ! તેં મુને હાથે ઝાલી.
આપણ બે જણ બાળ સંઘાતી, પ્રાણદાતા છું રે વિધાત્રી;[8]

---

૩. બૃ. કા. ચિત્રલેહા બોલે વાણીરે. ड. इ. આ ચિત્ર ના બોલે વાણી રે.
क. ચિત્રામણ કેમ બોલે વાણી રે.
૪. બૃ. કા. ઓખા ! તેને પડયા એ હેવા. સખી !......
૫. इ. બાઇ ! આણ્યાના ઉપાય કાંહે ! ૬. બૃ. કા. રક્ષા કારણ ફરે છે ચક્ર
अ ફરતું રક્ષા કરે છે ચક્ર क રક્ષા કરવા ફરે સુદર્શન.
૭. બૃ. કા. જીવતાં તો ફરી ન અવાય.
ड. જાઉં તો ફરીને ન અવાય, નિશ્ચે શિરછેદન થાય.
क. જીવતાં ફરી ન અવાય વેદ, નિશ્ચે તાં શિરચ્છેદ
૮. अ. પણતું દાતા છે વિધાત્રી ब. તું તો પ્રાણદાતા વિધાત્રી.

માતપિતા વેરી છે મારાં, મેં તો ચરણ સેવ્યા, છે તમારાં;[2]
વિધાત્રી તું છે દીનદયાળ, એમ કહીને પગે લાગી બાળ,
ચિત્રલેખાએ ધારણા દીધી, પછી દેહ તે પક્ષણી કીધી;
[3]આપ્યું વાચક એક પ્રમાણી, ક્ષણ એમાં તે આપું આણી,
ઓખા કહે છે જે રહેજે રૂડે આચરણે,[4] રખે અનિરૂદ્ધને તું પરણે;
[5]જતન કરજે સ્વામીનું સબળ, જેમ આંખને રાખે પળ,[6]
પછી વળાવી રે વિધાત્રી,[7] પંખીણી પવન વેગે જાતી;
દ્વારકા જઈ પોંતી કામિની, છેલ્લી દોઢ પો'ર રહી જામિની,
[8]જેવું દુર્ગમાં પેસે સ્ત્રીજન, તેવું ધાયું તે સુદર્શન;[9]

---

૨. ઈ. બાઇ ! મેં પદબંધ સેવ્યાં છે તારાં; બૃ. કા. જૅ. મેં તો ચરણ સેવ્યા છે તારા.

૩. ચ. આપી વાચક પ્રાણ પ્રમાણી; અ. આપ્યું વાચક વચન પ્રમાણી. બૃ. કા. માં એક વધારાની લીટી છેઃ—તે શું પરણાવું રૂડી રીત, તો તું જાણજે મારી પ્રીત.

૪. વ. ઓખા કહે રહેજે રૂડે આચરણે.

૫. બૃ. કા. આ પહેલી આઠ કડીમાં ઓખાની ચિત્રલેખાને શિખામણ છે અને રૂડા આચરણે રહેવાનો તથા પરણવાના વિધિનો વિસ્તાર છે ક્ષેપક ન લાગવાથી અહિં મૂક્યો છે.

સખી સુંદર વરને જાણી, રખે થાતી તું પટરાણી,
એનો અતિશે હાથ રૂપાળો, રખે મેળવે તું હાથેવાળો.
બાઇ ! જાદવવર છે રૂડો, રખે પહેરી બેસતી ચુડો,
બાઇ ! જઈને આવજે તર્તે, રખે તે સાથે મંગળ વર્તે;
સખી ! આવજે વહેલી વહેલી, વહાણું વાતાં વહેલી વહેલી.
બાઇ ! તારો છે વિશ્વાસ, રખે કરતી મને નિરાશ.

૬. ડ. કરજે સ્વામીનું સબળું જતન, જેમ આંખને રાખે પાંપણ બૃ. કા. તું તો કરજે સ્વામીનું જતન, સુજ રાંકને હાથ રતન. અ. જેમ આંખને રાખે કાજળ. ૭. અ. એમ કહી વોળાવી છે વિધાત્રી.

૮. બૃ. કા. જાવા કીધું નગરમાં મન.

૯. અ. ધાઇ આવ્યું સુદર્શન વ. એવે ધાયું સુદર્શન.

જેવું મસ્તક છેદે પળમાં, કન્યા પેઠી ગોમતી જળમાં,
એવે નારદજી તાં આવી,[10] કન્યા ચક્ર થકી રે મૂકાવી;[11]
નારદ કહે, રે સુદર્શન ! એને લઈ જવા દે જે તન,
એ તો કામ છે કૃષ્ણને ગમતું, માટે તું એને નમે[12] દમતું,
ગયું ચક્ર તે પશ્ચિમ દિશ, ઋષિ નારદ ગયા આકાશ,
[13]હવે અલ્પ રહી છે રાત્રિ, ચાલી ગામ જોતી વિધાત્રી;
ચાલી પક્ષણી જોતી ગામ, સામા સામી દિસે છે ધામ,
સપ્ત ભૂમિતણા આવાસ,[14] જોતાં ક્ષુધાતૃષા થાય નાશ;
બહુ કળશ ધજા રે વિરાજે, જોતાં અમારાપુરી તે લાજે,[1]
શોભે છજાં ઝરૂખા ને માળ, સ્તંભ મણિમય ઝાકઝમાળ;
વાંકી બારી ને ગોખ જાળી, નીલા કાચ મૂક્યા છે ઢાળી,
ઝળકે મંડપ હેમની થાળી,[2] પટમાંહે જડી પરવાળી;
ભલાં ચોટાં ને શેરી પોળ, સામા સામી હારોની ઓળ;
ભીંતે લીપી કનકની ગાર, ચળકે કામ ને મીનાકાર;[3]
ઘેર ઘેર વાટિકા રે કુંજ,[4] કરે ભમરા તે ગુંજાગુંજ,
થાય ગાન ઘોષ તે કાળે,[5] રસ ઝાગ્યો વાજીંત્રને તાલે,

---

૧૦. अ. એવે નારદ રહ્યા તાં આવી. ૧૧. બૃ. કા. કન્યા ચક્રભય થકી મૂકાવી.
૧૨. બૃ. કા. રખે.
૧૩. બૃ. કા. પછી ઉદકની અંજલિ લીધી, મંત્રી વિધાત્રી નિર્ભય કીધી.
૧૪. બૃ. કા. व. ज. ભવન ભાસે.

૧. अ. ચોફેર રત્નાગર ગાજે.
૨. अ. જુએ મંડપ હેમની થાળી ब. ઝુલે હેમમંડપની જાળી. બૃ. કા. માં આ લીટી નથી.
૩. ड. ચળકે જાણે મીનાકાર, अ. ચળકે કામ મીનાકારે, ब. ઝળકે.
૪. अ. क. ઘેર ઘેર સુગંધ વૃખકુંજ; ब ઘેર ઘેર સ્ફાટિકના કુંજ બૃ. કા. માં આ સ્થળે કેટલીક લીટી ઉલટા સુલટી છે.
૫. ड. થાય જગન અહોનિશ કાળે अ. થાય જ્ઞાનગોષ્ટી તે કાળે.

મોટા મંદગળ ઘૂમે ને ડોલે, ગુણ ગાંધર્વ બંદીજન બોલે,
દ્વારકા તે વૈકુંઠ સરખી, ચિત્રલેખાએ નગરી નીરખી;
દુર્ગ કાસીસાં રૂડાં બિરાજે, ચોફેર રત્નાગર ગાજે,
[૬]સાંતો ગોમતીનો રે સંગમ, ઉદ્ધરે સ્થાવર ને જંગમ;
ઘેર ઘેર હરિગુણ ગાય, ચિત્રલેખા તે જોતી જાય,
વસુદેવનાં ઘર નિહાળી, ત્યાંથી વિધાત્રી આઘેરી ચાલી;
સોળસહસ્ર કૃષ્ણની નારી,[૭] સઘળે દીઠા દેવ મોરારી,
હરીના સાઠ લાખ છે તન, જોયાં તેહતણાં ભુવન;
જોયું ધામ કામ ઝાતકાર, દીઠો મેડીએ રાજકુમાર;
અનિરૂદ્ધ સૂતો છે હિંડોળે, દાસી ચાર તે વાયુ ઢોળે;
શોભે દીપક ચારે પાસ, કોઇ ચરણ તળાંસે દાસ,
તાહાં બાવનાચંદન મેહેકે, હિંડોળે ફુમતડાં લેહેકે;[૮]
કામકુંવર કામના જેવો, ચિત્રલેખાને ચોરી લેવો,
કુંવર હરવાનું કારણ;[૯] સ્મર્યું નિદ્રાનું ધારણ;
રાતે જે કોઇ જાગતું હતું,[૧૦] પછી જે જેમ તેમ તે સૂતું,
ધારણ ભારણ ભરી છે કાયા, વપુમાંહ વસી જોગમાયા.[૧૧]
અનિરૂદ્ધતણી કિંકરી, તેતો સૂતી છે નિદ્રાએ ભરી,
ચિત્રલેખા તે ઘરમાં ગઈ, પણ કુંઅરે તે જાણી નહિ;[૧૨]
વિચાર અંતરમાં કીધો, આંકડેથી હિંદોળો લીધો,[૧૩]

---

૬. આ લીટી પછી બૃ. કા.–માં–શકે અવાસ અડશે વ્યોમ. જાણે વૈકુંઠ આણ્યું ભોમ.

૭. બૃ. કા. સોળ સહસ્ર નારી વિહારી.

૮. व. દોરીએ ફુમતડાં લહેકે;

૯. इ. કુંવર લેવાનું છે કારણ,

૧૦. अ, ड. રાતે કોઇ કોઇ જાગતું હતું.

૧૧. ब. વપુ પ્રાણ થઈ જોગમાયા ज. વ્યાપી થઇ જોગમાયા.

૧૨. બૃ. કા. પણ કુંઅર તો જાગ્યો નહી; ૧૩. બૃ. કા. કરી કાઢી હિંડોળો લીધો, इ, ब, આંકડા કાઢી હીંડોળો લીધો.

એઉ સાંકળ કરમાં ઝાલી, ખેચરી ગતં ચંતુરા ચાલી;[3]
ગોઠવણ ગોવિંદે કીધી,[4] જાણી જોઇને જાવા દીધી,
ઘેર ઓખા જુએ છે વાટ, નાંવ્યો નાથ ને થાય ઉચાટ;[5]
એવે સાંભળી પાંખજ વાગી, ઓખા નિદ્રામાંથી જાગી,[6]
લાવી ચિત્રલેખા કહેવા લાગી, આપ વધામણી મુખ માગી;
આ નાથ તારો હિંદોળે, તમે તરૂણી મળોની ટોળે.[7]

### વલણ

ટોળે મળો તારુણી, આ તારો ભરથાર રે,[8]
પછી ઓખાએ ચિત્રલેખાને, આપ્યા સોળ શણગાર રે.

## કડવું ૧૨ સું

### રાગ મારૂ[9]

ઓખા કહે, ચિત્રલેખાને, તેં આપ્યું પ્રાણનું દાનજી,
સખી કહી તુંને કેમ બોલાવું? તું તો દેવી સમાનજી;
દીપક જાગતો કરીને કન્યા, હિંદોળા[10] પાસે આવીજી,
સૂતા છે નિદ્રાવશ સ્વામી, હિંદોળો શોભાવીજી;

---

૩. બૃ. કા. ખેચર રીતે.
૪. બૃ. કા. આ લીટી પહેલાં-કરે યત્ન, અંતરમાં વહાલ, એવી ઉડી જે આવે ન આળ
૫. ब. ના આવ્યો કંથને થયા ઉચાટ.
૬. બૃ. કા. ત્યારે ઓખાની આરત ભાગી.
૭. બૃ. કા. તમે નરનારી મળો ટોળે.
૮. इ. પછી ઓખાએ ચિત્રલેખાને, આપ્યો નવસાર હાર રે
ड. પછે વિધાત્રાને ઓખાએ, આપ્યા નવશત શણગાર રે.
૯. ब. રાગ દેશાખ.
૧૦. क. આવી પારણા પાસેજી. પૂરણદાસજી.

કામકુંવરને આ શી નિદ્રા! સૂતાં સારું લાગેજી,
દૂર પંથથી પ્રભુજી પધાર્યા, તે સૂતા નવ જાગેજી;[11]
અલ્પ રેણી રહીજી રાણાજી;[12] ઊંઘ તમને આશીજી!
શકે સખી! આ ભિયા દિસે છે, કુંભકર્ણનાં ઉપાસીજી;
ઊંચે સ્વરે જઈને બોલાવે,[13] ચરણ આભૂષણ વજાડેજી,
[14]મસે મસે હિંદોળો હલાવે, તોયે આંખ ન ઉઘાડેજી;
સાદ સરવે ગાન કરે પણ, તોયે સૂતા નવ જાગેજી,
વાયુ ઢોળે ને ચરણ તલાંસે, કરતી મુખે ચુંબનજી;
એવામાં અનિરૂદ્ધને નિદ્રામાં[1], આવીઉં છે સ્વપ્નજી;
કોયક કન્યા મુજને લાવી છે, હિંદોળો કરી હરણજી,
એકાંત માળીએ રાજકન્યાનું,[2] કીધું છે પાણિગ્રહણજી;
તેનો પિતા મુજને બાંધે છે, હાક ચોદિશ વાગીજી,
લાવ ભોગળ હણું સૈન્યોને, સાચે ઊઠ્યો જાગીજી;[3]
હસી ખસી ઓખા અળગી રહી, હાકીને ઊઠ્યો સુરજી,[4]
અનિરૂદ્ધ ગાભરો થઈ બેઠો,[5] હું આવ્યો છું ક્યાંયજી?
આ હિંદોળો નિશ્ચે મારો,[6] પણ મેડી ન હોય મારીજી,

---

૧૧. ब. હજી સૂતા નવ જાગેજી.
૧૨. ज. અલ્પ હવે તો રહી છે રાત્રિ.
૧૩. अ. ઉચે સ્વરે જાય બોલાવા, ब. ઉચે સ્વરે જાય ને આવે, क. ચરણ નેપૂર વજાડેજી.
૧૪. બૃ. કા. હસ્યા મિષે.
૧. इ એવે સમે ત્યાં અનિરૂદ્ધને
૨. इ એકાંત વાસમાં રાજકન્યાનું. ज એકાંત મહેલમાં રાજકન્યાનું.
૩. क સાચે ઊઠ્યો જાગીજી. अ તત્ક્ષણ ઊઠ્યો જાગીજી.
૪. ब હાંકીને ઊઠો શુંયજી.
૫. अ અનિરૂદ્ધ ગાભરો થઇ જુએ. ब અનિરૂદ્ધ ગાભરો થઇને જોવા લાગ્યો.
૬. ज હિંદોળો મારો એ ખરો. अ પણ મેડી મારી નોયજી.

વલણ[3]

વરકન્યા પરણાવી નારદ, હવા અંતરધ્યાન રે,
નરનારી સુખ ભોગવે, ઇન્દ્ર ઇન્દ્રાણી સમાન રે.

## કડવું ૧૩ મું.

રાગ—બિહાગડો.

સુખ ભોગવે શ્યામા ને સ્વામી, ચિત્રલેખા કહે શિરનામી,
અન્ન બેતું આપે છે રાય, ત્રીજું માણસ તે કેમ સમાય?
તમો નરનારી ક્રીડા કીજે, હવે મુજને આજ્ઞા દીજે,
રોતી ઓખા વળતું ભાખે,[4] બાઈ! કેમ જીવું તુજ પાખે!
તમો તાતને ઘેર ન જવાય, જો જાઓ તો જાણજ થાય;[5]
આપણ એકઠાં દા'ડા નિર્ગમશું, આપણ ત્રણે વહેંચી જમીશું,
દુઃખ થાશે તો દેઇશું થાવા, પણ નહિ દેઉં તુજને જાવા,[6]
વિધાત્રી કહે, સુણો રાણી, તમે આંખે ન ભરશો પાણી,
પ્રધાન પુત્રી છું કહેવા માત્ર, હું છું બ્રહ્માણી માનવમાત્ર;

---

૩. બૂ. કા. માં વલણમાં છેવટે બીજી બે લીટીઓ છેઃ—
નરનારી આનંદ ઘણો, વધ્યો પ્રેમ અપાર રે,
વિધાત્રી તુજને નમું, મને મેળવ્યો ભરથાર રે.
કડવું ૨૨ મું-રાગ ચોપાઇ.
શુકજી બોલ્યા પરમ વચન સાંભળ પરીક્ષિત રાજન,
મળીબેઠા બેઉ સૈયારી, બોલી વચન કૌભાંડકુમારી;

૪. અ. રોતી ઉઠી ઓખાજી ભાળે.

૫. બૂ. કા. જો જાઓ તો વાતજ ચરચાય. આપછી બૂ. કા. માં વધારાની લીટી.
બાઈ! રહીશ કદી તું ભૂખી, નહિ તુજને થવા દઉં દુઃખી,
તને આપીશ મારો ભાગ, હમણાં નથી જવાનો લાગ;

૬. અ. પણ તુજને ન દેઉં જાવા. બૂ. કા. પણ નહિ દેઉં બેનડી! જાવા.

ને કોઈ રાજકુમારીજી ! !

દાસી ચાર પાસે નથી,[૭] તવ ચિત્રલેખા અનિરૂદ્ધ પ્રત્યે, બોલી છે શીશ નામીજી,
હું તમને હરી લાવી છું, ક્રોધ ના કરશો સ્વામીજી;
આ કન્યા છે બાણાસુરની, ઓખા એનું નામજી,
સ્વપ્નાંતરમાં પરણી ગયા છો, તમે આવે થયો વિશ્રામજી,
આ નારી છે પ્રભુ તમારી, એનો સમાવો તનનો તાપજી,
સ્ત્રી ભરથાર રહો બે છાનાં, ના જાણે એનો બાપજી;
વાયક સાંભળી વિધાત્રીનાં, ચઢી અનિરૂદ્ધને રીસજી,
શું કરૂં જે ખડગ નથી, નહિ તો એનાં છેદું શીશજી;
ગામ મૂકાવ્યું, ધામ મૂકાવ્યું, મૂકાવ્યાં સ્વજનજી,
કેમ વરૂં અસુરની કન્યા ? હું જાદવકુળનો તનજી;
તવ અવળું જોઇને[૮] ઓખા બોલી, હાં જી, જાદવકુળ પવિત્રજી!
વિચારીને બોલો રાણાજી, જાણું પિતામહનાં ચરિત્રજી;
રીંછસુતા ને કુબ્જા આણી, તે હું પ્રકટ નથી કરતીજી,[૯]
અનિરૂદ્ધને તવ હસવું આવ્યું, તવ રીસ ગઇ છે ઊતરીજી;
અવળે મુખે શું બોલો મહિલા! તમો જુઓને સવળું ફરીજી;[૧]
તેણે સમે ઋષિ નારદ આવ્યા,[૨] ઇશ્વરી ઇચ્છાયજી;
ગાંધર્વ વિવાહ તત્ક્ષણ કીધો, પરણાવ્યાં વર કન્યાયજી.

---

૭. અ દાસી ચાર દીસે નહિ ને.
૮. અ પછી અવળે મુખે ઓખા કહે છે.
૯. બૃ૦ કા૦ રીંછ સુતાને કુબ્જા દાસી નથી હું તેથી નરતી,
તાત તમારો પરણી લાવ્યા, તે તો પ્રકટ નથી કરતી;
૧. ડ. શેં ન જુઓ સામું ફરીજી, અ. જુઓને પાછાં ફરીજી.
૨. બ. ઈશ્વર ઇચ્છાએ તેણે સમે.

## વલણ[3]

વરકન્યા પરણાવી નારદ, હવા અંતરધ્યાન રે,
નરનારી સુખ ભોગવે, ઇન્દ્ર ઇન્દ્રાણી સમાન રે.

## કડવું ૧૩ મું.

### રાગ—બિહાગડો.

સુખ ભોગવે શ્યામા ને સ્વામી, ચિત્રલેખા કહે શિરનામી,
અન્ન બેતું આપે છે રાય, ત્રીજું માણસ તે કેમ સમાય?
તમો નરનારી ક્રીડા કીજે, હવે મુજને આજ્ઞા દીજે,
રોતી ઓખા વળતું ભાખે,[4] બાઈ! કેમ જીવું તુજ પાખે!
તમો તાતને ઘેર ન જવાય, જો જાઓ તો જાણજ થાય;[5]
આપણ એકઠાં દા'ડા નિર્ગમશું, આપણ ત્રણે વહેંચી જમીશું,
દુઃખ થાશે તો દેઇશું થાવા, પણ નહિ દેઉં તુજને જાવા,[6]
વિધાત્રી કહે, સુણો રાણી, તમે આંખે ન ભરશો પાણી,
પ્રધાન પુત્રી છું કહેવા માત્ર, હું છું બ્રહ્માણી માનવમાત્ર;

---

૩. બૃ. કા. માં વલણમાં છેવટે બીજી બે લીટીઓ છેઃ—
નરનારી આનંદ ઘણો, વધ્યો પ્રેમ અપાર રે,
વિધાત્રી તુજને નમું, મને મેળવ્યો ભરથાર રે.

કડવું ૨૨ મું-રાગ ચોપાઇ.

શુકજી બોલ્યા પરમ વચન સાંભળ પરીક્ષિત રાજન,
મળીબેઠા બેઉ સૈયારી, બોલી વચન કૌભાંડકુમારી;

૪. અ. રોતી ઉઠી ઓખાજી ભાળે.
૫. બૃ. કા.-જો જાઓ તો વાતજ ચરચાય. આપછી બૃ. કા. માં વધારાની લીટી.
બાઈ! રહીશ કદી તું ભૂખી, નહિ તુજને થવા દઉં દુઃખી,
તને આપીશ મારો ભાગ, હમણાં નથી જવાનો લાગ;
૬. અ. પણ તુજને ન દેઉં જાવા. બૃ. કા. પણ નહિ દેઉં બેનડી! જાવા.

તુજ અર્થે લીધો અવતાર, મેળવીઆં સ્ત્રી ભરથાર,
એમ કહી થઇ અદર્શન, ચિત્રલેખા ગઈ બ્રહ્મસદન;
ઓખાએ રોઈ આંખો ભરી, કંથે આસનાવાસના કરી,
સ્વામીએ સંભોગી નારી,૭ સુખે વિધાત્રી મૂકી વિસારી;
એને વિસારી વિયોગની પીડા, નરનારી કરે કામ ક્રીડા,
વિલસિત વિષયમાં છે પૂરાં,૮ નરનારી રતિ યુદ્ધ શૂરાં;
છે ચઢતે જોબન કાયા,૧ પ્રીત બંધાઇ વાધી માયા,૨
સ્નેહ અર્ણવ ઓખા નારી,૨ ઝીલે અનિરુદ્ધ કુંજ વિહારી;
જે જોઇએ તે ઉપર આવે, ભક્ષ્ય ભોજન કરે મન ભાવે,
પોહ્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યો માસ વૈશાખ;૩
જાળી બારીએ વાયુ આવે, ત્યમ ત્યમ મોહ ઉપજાવે,
આવ્યા વૃષા કાળના દિન, ગાજે વરસે છે પરજન્ય;
વીજળી થાય છે આભે પૂરી,૪ બોલે કોકિલા સુર મધુરી,૫
મહા તપસીનાં મન ડોલે, દાદુર મોર બપૈયા બોલે;
માળીઆં તળે રત્નાગર ગાજે, ઓખા નવ સાત આભ્રણ છાજે,૬
નિત્ય મર્દન, મંજન અંગે,૭ ચર્ચે ચંદન કેસર સંગે;

૭. બૃ. કા. સંબોધીની નારી બૃ. કા. આસન ભેદે બંનો છે પૂરાં.

૧. ब. છે જોબન ચઢતી કાયા

બૃ. કા. ૧: इ. પ્રીત બંધનને બાંધી માયા. ब પ્રીત બંધનની વર માયા.

૨. अ. સ્નેહ હવો ઓખા નારી. क. સ્નેહ અતિ ઓખા નારી.

૩. क. વહીગયો માસ વૈશાખ.

૪. ब. વીજળી થાય આભે પૂરી क. થાયે લીજલડી નૃત્ય પૂરી.

બૃ. કા. થાય આકાશે વીજળી પૂરી.

૫. ड. બોલે કોયલ શબ્દ મધુરા. બૃ. કા. બોલે કોયલવાણી.

૬. ब. ઓખા અંગે નરશત છાજે. क. ઓખા નવસત અંગેરે છાં

બૃ. કા. અંગે નવ સત્ત શણગાર સાજે

૭. अ. તેલમર્દન કરે અંગે બૃ. કા. તેલ મર્દન, મંજન અંગે.

નેત્રે અંજન આભ્રણ હાર, મુખ તાંબુલનો પીચકાર,
ઇંદુમાંહે ઉડગણ જેવો, સોહે નિલવટ ચાંદલો તેવો;[8]
શીશ રાખડી શોભા ઘણી, ચોટલો તે નાગની ફણી,
શીશ ફુલ ને સેંથે સિંદૂર, દેખી મોહ્યો તે અનિરુદ્ધ શૂર;
કાને કુંડળ ઝગમગ જોઇ, કામ કુંઅર રહ્યો છે મોહી,
નારી તારી નાસિકાનો મોર, નહિ ભૂષણ ચિત્તનો ચોર.
રક્ત અધર હસે મંદ મંદ, ન હોય હાસ્ય, મોહના ફંદ,
પંકજ મધ્યે બિંદુ પડતાં,[9] મોર મોતી અધરે ઢળતાં;[10]
ચપળનેત્ર ઝીણું અંજન, જાણે ગાલે પડયું ખંજન,[11]
મોહ્યો મોહ્યો તે મુખને મોડે,[12] મોહ્યો મોહ્યો ભ્રકુટિને જોડે;
મોહ્યો મોહ્યો હાર ગળુબંધ, મોહ્યો મોહ્યો બાજુબંધ
મોહ્યો મોહ્યો હસ્ત કમળ, મોહ્યો મોહ્યો ઉર કુંભ સ્થળ;[13]
મોહ્યો મોહ્યો પ્રેમને પાસે,[1] મોહ્યો મોહ્યો ચંદનની વાસે,
મોહ્યો મોહ્યો અલકાની લટે, મોહ્યો મોહ્યો કેસરી કટે;
મોહ્યો મોહ્યો પહેરણ ફાળી, મોહ્યો મોહ્યો ચંદ્ર ઘંટાળી,
મોહ્યો મોહ્યો નેત્રને નમણે,[2] મોહ્યો મોહ્યો હંસા ગમને;
મોહ્યો મોહ્યો અરગજાને મહેકે, મોહ્યો મોહ્યો ચાલને લ્હેકે,

---

૮. इ. લલાટે ચાંદલો તેવો. ખૂ કા. તપે નિલવટ ચાંદલો તેવો;
ચંદ્ર શરદ પૂનમના જેવો.

૯. अ. ખૂ. કા. પંકજમાં મેઘ બિન્દુ પરતાં.

૧૦. क. મોર મોતી અંબુજ અડતાં. ખૂ કા. મોતી મોરનાં અધરે અડતાં

૧૧. अ. ब. જાણે જળે પડયું ખંજન

૧૨. क. મોહ્યો મોહ્યો શીશ અંબોડે.

૧૩. આલીટી ઉપર ખૂ. કા. માં-મોહ્યો મોહ્યો સ્નેહરેસંધે, મોહ્યો મોહ્યો
હાર ગળબંધે;

૧. इ. અનિરુદ્ધ બંધાયો પ્રેમને પાસે.

૨. ब. મોહ્યો મોહ્યો નેહને નયણે.

મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો અણવટને ઠમકે;[૩]
કામકુંવર રહ્યોછે મોહી, નારીની ચંચલતા જોઇ,
[૪]અનિરુદ્ધ બાંધ્યો પ્રેમને પાશે, મોહ્યો કટિમેખલાને પ્રકાશે;
મોહ્યો મોહ્યો નેહને નમી, મોહ્યો મોહ્યો ચાર આંખે અમી,
મોહ્યો મોહ્યો નેપૂરને ઠમકે, મોહ્યો મોહ્યો ગોફણાને રણકે;
એક સ્તંભ ઓખાનું[૫] ધામ, ગયું વિસરી દ્વારકા ગામ,
ભક્ષ્ય ભોજન પોષ્યું આપ,[૬] તેણે વિસર્યાં મા ને બાપ;
પામ્યો અધરામૃતનું પાન, તેથી વિસર્યો હરિનું ધ્યાન,
[૭]વિકળ થયો વિષયના સ્વાદ, તેણે મૂકી કુળ મરજાદ;
[૮]વિષય ઓખા સ્નેહઆગાર, તેથી વિસર્યો રત્નાગર,
અનિરૂદ્ધની ચાલ છે ગમતી, નારી હિંડે અનિરુદ્ધને નમતી;
મહિલા! મહિલા! મુખે ઉચ્ચરતો, હીંડે નારીની પૂઠે ફરતો,
કીધો ઘેલો તે મૃગનયણી, નવ જાણે દિવસ કે રયણી;
સ્ત્રીએ મોહ મદિરા પાઇ, આલિંગન દે છે ધાઇ ધાઇ,
નિર્ભે નિરંકુશ કરે છે ભોગ, નિવૃત્યો[૯] પ્રેહનો રોગ;
એક એકને ગ્રહી રાખે, અન્યો અન્ય અધરામૃત ચાખે,[૧૦]
અંગ ઉપર અંગજ નાખે, મે'લો, મે'લો, મુખથી એવું ભાખે;
અંગો અંગે કામ રહ્યો રમી, ચાર આંખડીએ ઝરે અમી,
શુધ બુધ ગઇ છે વિસરી, એમ ચોમાસું ગયું નિસરી.

---

૩. ड. મોહ્યો મોહ્યો ઘુઘરીને ઘમકે.
૪. બૃ. કા. મોહ્યો મોહ્યો૦ મોહ્યો મોહ્યો તે મંદ મંદ હાસે
૫. બૃ. કા. દેખી એક સ્તંભનું ધામ.
૬. व. ભક્ષ્ય ભોજન પોખ્યું આપ. क. ઘણું ભક્ષણ પોખ્યું આપ
૭. બૃ. કા. નિરંકુશ વિષયના.
૮. બૃ. કા. બૃ. કા. વિષય (નથી) अ. ઝીલે ઓખાં સ્નેહસાગર
૯. व. નવ લહે પ્રેહનો રોગ. ज. નવ રહે વિજોગનો રોગ.
૧૦. इ. અન્યોઅન્ય સુધારસ ચાખે.

વલણ:

ગયું ચોમાસું વિસરી,[1] આવ્યો આશ્વિન માસરે,
કન્યા ટળી નારી થઈ, પછી ઓખા પામી વિલાસરે.

## કડવું ૧૪ મું.

રાગ—દેશાખ.

વર્ષાઋતુ વહી ગઈરે, રમતાં આવ્યો આશ્વિન માસ[1]
સુખપામી ઘણુંરે, રમતાં રમતાં રંગ વિલાસ;
રક્ષક રાયનેરે, તેણે દીઠી રાજકુમાર,
કન્યારૂપ ક્યાં ગયુંરે, ઓખા દિસે છે રે નાર!
ચિત્રલેખા છે નહિં રે, એકલડી દે દર્શન,[3]
રાતી રાતી આંખડીરે, પ્રફુલ્લિત દિસે તન;[૩]
હિંડે ઉર ઢાંકતીરે, સ્નેહે થયો છે નખપાત,
અધર પર શ્યામતારે, કોયક પુરૂપ દંતના ઘાત;
સેવક સંચર્યારે, કોપે દેખીને ઉત્પાત,[4]
મંત્રી કૌભાંડને રે, જઇ કંઇ માંડી વાત;[૫]

---

૧. બૃ. કા. ગયું ચોમાસું વિષય રમતાં, આવ્યો આશ્વિન માસ રે,
કન્યા ટળી નારી હવી, ઓખા પામી વિલાસ રે;

૨. અ રમતાં રમતાં રાસવિલાસ; જ રમતાં રંગ વિલાસ વ કાંઈ એક રમતાં રંગ વિલાસ; ઈ કાંઈ એક કરતાં વિનોદ વિલાસ. બૃ કા. રમતાં રમતાં રંગ વિલાસ.

પછી બૃ. કા. માં ચાર લીટી વધુ છે:—

એક સમે સહીરે શરદઋતુ સમે નર ને નાર,
માણેકઠારી પૂર્ણિમા રે, ઉત્તમ દિવસ આવ્યો સાર;
ચંદ્ર કિરણ ચાંદની રે, બેઠાં હિંડોળે નર ને નાર,
હાસ્ય વિનોદ શું રે, કરતાં ક્રીડા વિવિધ પ્રકાર.

૩. બૃ. કા. એકલડી દીસે છે એ. [૩] બૃ. કા. પ્રફુલ્લિ દિસે છે એની દેહ.

૪. બૃ. કા. કાંઈ એક દેખી મન વિચાર. [૫] જઇને કહ્યા સમાચાર.

પ્રધાન પરવર્યોરે, જ્યાં છે અસુરકેરો નાથ,
રાયજી સાંભળોરે, કહે છે મંત્રી જોડીને હાથ.
લૌકિક વારતારે, એક આપણને લાંછન,[૫]
જીભલડી છેદીએરે, કે કેમ કહું વજ્ર વચન;[૫/૨]

બાળકી તમતણીરે, તેતો થઇ છે નારી રુપ,
એવું સાંભળીરે,[૬] આસનથી ડગીઓ ભૂપ;
ધજા ભાગી પડીરે, અમથી [૭]અકસ્માત,
બાણ કંપ્યો ઘણુંરે, મંત્રી ! કહેને સાચી વાત;

શિવે કહ્યું તે થયું રે, તારી ધજા થાશે પતન,
ત્યારે જાણજે રે, શત્રુ થયો છે ઉત્પન્ન;
જાઓને મંત્રી તમો રે, જુઓ પુત્રી કેરી પેર,
કોઈ જાણે નહિ રે, તેમ તેડીને લાવો ઘેર;

પ્રધાન પરવર્યો રે, સાથે ડાહ્યા ડાહ્યા જન,
ઓખાને માળીએરે, હેઠા રહીને વદે વચન;
કોભાંડ ઉચરે રે, ઓખાજી દો દર્શન,[૧]
ચિત્રલેખા કહાં ગઇ રે, ચાલો તેડે છે રાજન;

થરથર ધ્રૂજતી રે,[૨] પડી પેટડીઆમાં ફાળ,
શું થાશે નાથજી રે, આવી લાગી છે જંજાળ !
તમો રખે બોલતા રે, નાથજી દેશો મા દરશન,
મુખ ઊડી ગયું રે, થયાં સજળ બે લોચન;[૨]

---

૫ क આપણને લાગ્યું લાંછન. ब આપણને દિસે છે લાંછન. ૫/૨ ड કેમ કહું પ્રગટ વચન.

૬. બૃ. કા. ई વારતા સાંભળી રે. ૭. બૃ. કા. अ. આફણીએ ई. અણછતી અકસ્માત.

૧. ड ઓખાબાઇ ! દો દર્શન; ब ઓખાજી દો દર્શન.

૨. ज થયાં ખાલી બે લોચન.

બાળા બેબાકળી રે, કંપે કદળી સરખા ચરણ,[3]
કસણ કસ્યા વિના રે, કંચુકી અવળાં છે આભરણ;[4]
બારીએ બાળકી રે, ઉભી રહી છે આવી,
કોભાંડે કુંવરી રે, ભય વચને બોલાવી;
"ચિત્રલેખા કહાં ગઇ રે, એકલડી દે દર્શન ![6]
કન્યારૂપ કહાં ગયું રે, જે તું થઇ છે નારી તન ?[7]
શરીર સંકોચતી રે, ત્રેહે વ્યાકુળી રે બેની !
ઘરમાં કોણ છે રે, શીઘ્ર મુજને સાચું કે'ની;
ઘુંઘટડો તાણતી રે, બોલે આખી ભાગી વાત;
"દિલ વારૂ નથી રે, ચિત્રલેખાએ કીધું શયન,
તેણે હું વ્યાકુળી રે, નયણે ભરૂં લોચન;
કોભાંડ ઉચર્યો રે, કાં બોલો આળપંપાળ ?
હેઠાં ઉતરો રે, નહિં તો ચઢીને જોશું માળ.

વલણ

ચઢીને જોઇશું માળ જ્યારે,[8] ભાગશે તમારો ભાર રે,
એવું જાણી હેઠાં ઉતરો, રાય કોપ્યો છે અપાર રે.

---

૩. ડ કાંપી કદળી સરખા બે ચરણ.
૪. બ કાંચળી અવળી જે પાગરણ; ફ કંચુકી છે રે અવળે બંધ.
૫. બૃ. કા. અભય.
૬. બ જે તમો દો છો દેખા; જ જે તું દે છે રે દર્શન. બૃ. કા. તું એકલી કયમ દેખાય ?
૭. ક કેમ થઈ છું નારીરૂપ; અ કેમ થયાં છો નારી વેષ; બૃ. કા. કેમ તું નારી વેષ જણાય ?
૮. બૃ. કા. માળ જોઇશું તમતણો રે.

## કડવું ૧૫ મું

### રાગ ગોડી [1]

કન્યાએ ક્રોધ ચઢાવીઓ, ઘણું હાકટયો પ્રધાન,
લંપટ બોલતાં લાજે નાહ, તારી વૃદ્ધપણે ગઇ સાન;[2]–કન્યાએ૦ ૧
પાપી પ્રાણ લેવાને આવીઓ;[3] બોલે ક્ષુદ્ર વચન,[4]
એવા સારૂ કીધી જોઇશું, તારી જીભડી છેદન;– કન્યાએ૦ ૨
તુંને ડાહ્યો દાનવ જાણતી, ભારેખમ રે કૌભાંડ,
કુંડાં નવ આળ ચઢાવીએ, ભાગી પડે બ્રહ્માંડ;– કન્યાએ૦ ૩
કહેવા દે મારી માતને, પછી તારી રે વાત,
હું તો હત્યા આપીશ[5] તુજને, કરું સાગર ઝંપાપાત;–કન્યાએ૦ ૪
ત્યારે પ્રધાન લાગ્યો કંપવા, પુત્રી! તમો પરમ પવિત્ર,
પછી કાલાવાલા માંડીઆ, ન જાણ્યાં સ્ત્રી ચરિત્ર;– કન્યાએ૦ ૫
બાઇ! રાજાએ મુને મોકલ્યો, લોકે પાડયો વિરોધ,
પૂછયા સારૂ શું આવડું? મુજ રંક ઉપર શો ક્રોધ;–કન્યાએ૦ ૬
એવું કહીને સેવક મોકલ્યો,[6] -રાય બાણાસુરની પાસ,
રાજાએ મંત્રીને કહાવીઉં, ચઢીને જોજો આવાસ;[7]–કન્યાએ૦ ૭
કૌભાંડ ક્રોધ કરીને ગાજીઓ, વજડાવ્યાં નિશાણ,
માળીએથી બંને ઊતરો,[8] તમને બાણાસુરની આણ;– કન્યાએ૦ ૮

---

૧. अ રાગ રામકળી ब રાગ આશાવરી, ज રાગ સોહિણી.
૨. બૃ. કા. ઘડપણે ગઈ સાન.
૩. ढ પાપી પ્રાણ લેવા કેમ આવિયો; બૃ. કા. પાપી પ્રાણ લેવા કયાંથી આવીઓ.
૪. ब બોલતો કુવચન; क બોલતો દુષ્ટ વચન.
૫. क હું તો ચાપીશ હત્યા તુજને; બૃ. કા. હત્યા આપું હું તુજને.
૬. इ મંત્રીએ સેવક મોકલ્યો; બૃ. કા. એવું કહેતાં સેવક મોકલ્યો.
૭ ब જુઓ કોણ છે અવાસ; अ જુઓ બીજું કોણ છે પાસ.
૮. ब, क, માળમાંથી બેહુ નીસરો.

પછી દાસને આજ્ઞા આપી, એક સ્તંભ કરો છેદન,[9]
ઓખાએ આંસું ઢાળીઆં, મારો ચંપાશે સ્વામીન;– કન્યાએ૦ ૯

હોંકારો અસુરનો સાંભળી,[10] ઉભો થયો અનિરુદ્ધ,
મેઘની પેરે ગાજીઓ, કંપાવી નગરી બદ્ધ;– કન્યાએ૦ ૧૦

મંત્રી કહે સુભટ સાંભળો, કોઇ જોદ્ધો અહિંહ,[11]
આપણે નાદે ગાજી ભડીઓ, જેમ મેઘનાદે સિંહ;[12]–કન્યાએ૦ ૧૧

ઓખાએ નાથ બાથમાં ઘાલીઓ, શું જાઓ છો વહીવહી,[1]
મરડી મરડી શું જાઓ છો,[2] અરે, દેવડા જાઉં કહીં;–કન્યાએ૦ ૧૨

આ શો ભિજમ લડવા તણો, સામું નથી કામનું ધામ,
દાનવને માનવ જીતે નહિ, એ ન હોય રતિ સંગ્રામ;[3]–કન્યાએ૦ ૧૩

નાથ કહે, સુણ સુંદરી, વાત તો સઘળે થઇ,
હવે ચોરી શાની! આપણે, ચાલો બેસીએ બારીએ જઇ:
કન્યાએ૦ ૧૪

વલણ

નરનારી બેઠાં બારીએ,[4] વાત પ્રીત કીધી રે,
છજે ભજે કામકુંવરને, ઓખા ઉછંગે લીધી રે.

---

૯. બૃ. કા. સ્થંભ કરો છેદન.
૧૦. अ હાહાકાર અસુરનો સાંભળી.
૧૧. अ કોઈ જોદ્ધો દિસે અહિં, ब કોઇ જોદ્ધ હશે અહિં; क કોઈ બોલ્યો જોદ્ધો અહિં.
૧૨. फ જેમ મેઘ શબ્દ શું સિંહ.
૧. इ, ब અરે જાઓ છો કહીં.
૨. ड મરડી મૂકી શું જાઓ છો.
૩. अ એનો અજીત સંગ્રામ; क એ શોભે નહિ સંગ્રામ, ब શોભે નહિ એ સંગ્રામ.
૪. બૃ. કા. જઇ બેઠાં નર નારી બન્યો, વાત વિપરીત કીધી રે,
છજે ભજે (ભાજે!) કામકુંઅર, ઓખા ઉછંગે લીધી રે.

## કડવું ૧૬ મું

### રાગ રામગ્રી

જોડી જોવાને જોદ્ધ મળીઆ છે ટોળેજી, ઓખા અનિરૂદ્ધ રે લીધી ખોળેજી,
કંઠે બાંહેલડી રે ઘાલી બાળાજી, દીઠી; કોભાંડને ઊઠી જ્વાળજી.

ઢાળ

જ્વાળા પ્રકટી તે ભાલ ભ્રકુટિ, સુભટ તેડયા જમલા,[5]
મંત્રી કહે, ભાઈ! સબળ શોભે, જેમ હરિ ઉછંગે કમળા!
લઘુરૂપ કોઇ લક્ષણવંતો,[6] આવી સુતાસંગે કો બેઠો,
પ્રવેશ નહિ જ્યાં પવન કેરો, તો માળીઆમાં કેમ પેઠો?
નિઃશંક નિર્ભે થઇને બેઠાં,[7] નિર્લજ નરને નારી,
હાસ્ય વિનોદ કરે મનગમતાં, લજ્જા ન આણે મારી;[8]
ઓખાએ ઉત્પાત માંડયો, ધાઇ ધાઇ દેછે સાંઈ,
[9]મંત્રી કહે, ભાઇ! પુરૂપ મોટો,[9] કારણ દિસે છે કાંઈ;
અંબુજવરણી આંખડી ને, ભ્રકુટિ મુગટે ચાંપી,
રોમાવળી વાંકી વળી છે, લઢવા રહ્યો છે ટાંપી;
માળ ઘેર્યો સુભટ સર્વે[1] બોલતા અતંડ,[2]
ઓ વ્યાભિચારી! ઊતર હેઠો, એમ કહે છે કોભાંડ;
અલ્પ આયુષ્યના ધણી! જમપુરીના માર્ગે ગચ્છ,[3]
અસુર સરખા રિપુ માથે, કેમ થઇ બેઠો છું સ્વસ્થ?[4]

---

૫. अ સુભટ બેઠા જમલા, ब સુભટ જોવા મળ્યા જમલા, क સુભટ મળ્યા જમલા. ૬. ब બુદ્ધિવંત કોઇ લક્ષણવંતો, अ લઘુસ્વરૂપે ને લક્ષણવંતો.
૭. ब નિશંક થઈને નિર્ભે બેઠા.
૮. ब લાજ ન ધરે અમારી, क નથી લાજ ધરતો મારી. આ બે લીટી ड પ્રતમાં નથી. બૃ. કા. કુચગ્રહણ ચુંબન કરે, કાંઈ લજ્જા ન આણે હમારી.
૯. બૃ. કા. પ્રધાન. ૧. ड માળીઆ તમે સુભટ ઊભા, क માળતળે સુભટ સર્વે. ૨. इ બોલતા ઉતાંડ, अ બોલતા અટાટ.
૩. ड જમપુરીનો માર્ગગ્રસ્ત. બૃ. કા. યમપુરી માર્ગસ્થ.
૪. क અસુર સરખા રિપુ મસ્તક, શું બેઠો થઇને સ્વસ્થ.

બાણરાયની કિંકરીને, દેવે ન થાયે આળ,[5]
તો તું રાજકુમારી સાથે,[6] કયમ ચઢીને બેઠો માળ ?
સાચું કહે જેમ શીશ રહે, તાત કુળ ને ગામ,[7]
સત્યાર્થ હોય તે ભાખજે,[8] કયમ સેવ્યું ઓખા ધામ ?
અનિરુદ્ધ વળતો બોલીઓ, સાંભળો સુભટ માત્ર,[9]
હું ક્ષત્રીનંદન ઇચ્છાએ આવ્યો, બાણનો જામાત્ર; [10]
મંત્રી કહે, તું બોલ વિચારી, ઊતરશે અભિમાન,
જામાત્ર શેનો બાળકા, કોણે આપ્યું કન્યાદાન !
અપરાધ પૂરણ ઊતર હેઠો, તુંને બાણાસુરની આણ,
[11]આ દાનવ તારા પ્રાણજ લેશે, મરણ આવ્યું જાણ;[12]
જીવ્યાનો ઉપાય મૂકી, પડી વરાંસે ચૂક,
હોય કેસરી તો હાકી ઊઠે, દીસે છે જંબૂક.
કૌભાંડના આ બોલ સાંભળી,[13] હાકી ઊઠયો છે બાળ,
બારીની ભોગળ લીધી કરમાં, ઇચ્છા દેવા ફાળ.

વલણ

ફાળ દેઉં ને અંત લેઉં, હોકારો જબરો કીધો રે,
ત્યારે ઓખાએ અનિરુદ્ધને.[14] માળીઆમાં લીધો રે.

---

૫. બૃ. કા. અમો ન થાયે આળ.
૬. अ તો તું રાજકુંવરી કને, બેઠો ચઢી આજ માળ.
૭. इ કુણ માત તાત કુળ ગામ બૃ. કા. કુણ ન્યાત કુળ ને ગામ.
૮. ड જ્યારથ સાચું બોલજે. બૃ. કા. જથારથ હોય તે બોલજે.
સાચું કહે —— ઓખાધામ; આ બે લીટી પુનરુક્તિ દોષને લીધે ક્ષેપક હોવા સંભવ છે. ૯. अ સાંભળો પ્રાણીમાત્ર.
૧૦. अ હું બાણાસુરનો જમાત્ર; क હું બાણાસુર જમાત્ર, ब બાણાસુરનો જમાત્ર. ૧૧. ब આ દૈત્ય.
૧૨. क ઊતારશે અભિમાન. બૃ. કા. મરણ આવ્યું તુજ જાણ.
૧૩. બૃ. કા. બોલ વળતા સાંભળી, બળે બોલ્યો કામ બાળ; क બોલીઓ કોમળ બાળ, द ઊભો થયો અનિરુદ્ધ, अ ઊભો થયો ત્યાં બાળ.
૧૪. બૃ. કા. ઊંચકી ઘરમાં લીધો રે.

## કડવું ૧૭ મું.

### રાગ મારૂ[1]

મારા કંથજી એમ ના કીજે, બળીઆ શું વઢતાં બીંજે,
એ ઘણા ને તમો એક જાતે, સૈન્ય મોકલ્યું મારે તાતે:
એ કઠણ ને તમો સુંવાળા,[2]
દૈત્યને વાહન ને તમો પાળા, તમારે અંગે પીતાંબર;
દૈત્યને ટોપ કવચ બખતર, નાથ તમે છો ઠાલામાલા,[3]
દૈત્યને સાંગ ને બહુ ભાલા, તમે સુકોમળ પાતળીઆ;
એ મહોન્મત્ત બહુ બળીઆ, પહેલું મસ્તક મારૂં છેદો,
સ્વામી ! પછી અસુરને વેધો, [5]તમોને જુદ્ધ કરતાં કેમ જોઉં ?
[4]દેહડી નિર્ખી નિર્ખીને મોહું, દૈત્યે માળાઉં લીધું વીંટી;
ઇચ્છા અંતરની ગઇ ફીટી, મુઆ દૈત્ય કરે છે હોકારા;
પ્રભુ પ્રાણ કંપે છે-મારા, ઇન્દ્રનું જાય ઓસાણ,
ઘણું ક્રોધી વિરોધી બાણ, હાકે પૃથ્વી ચઢાવી ચાકે;
જગત ભય પામે પિતાની હાકે[6], બાણે
જેના નાદે તે મેરૂ હાલે, ચક્રધર સરખા નવ ચાલે,
ક્ષત્રી સાથ રહે સહુ બીંતો, નાથ! તેને તમે કયમ જીતો ![7]

---

૧. व રાગ મારૂની; क રાગ દેશાખી મારૂ, फ રાગ મારૂ સોરઠી.
૨. બૃ. કા. નાથજી તમો ઠાલામાલા. ૩. બૃ. કા. એ કઠણ ને તમો સુંવાળા.
૪. બૃ. કા. તમને દેખી દેખીને રે મોહું. ૫. क નેત્રે જુદ્ધ કરતાં કેમ જોઉં.
૬. अ જગત કાંપે બાપજીની હાકે; क જગત થંભે તાતની હાકે व જગ
ભય પામે તાતની હાકે.
૭. फ તેને નાથજી તમે કેમ જીતો; બૃ. કા. નાથજી ! તમે કેઈ પેર જીતો. આ
પછી બે લીટી ક્ષેપક લાગે છે. अ અને व પ્રતમાં નથી. બૃ. કા. માં છે.
મંત્રી રહ્યો છે દાંત કરડી, શું જાઓ છો મરડી મરડી,
માટે પહેલાં મુજને મારો, પછી નાથજી રણમાં સધારો.
બૃ. કા. માં બીજી પણ છે—
રાશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રૂજે દેહ,
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણ ભૂપાળ.
એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામીન.

કંથ કહે, ન કરું સંગ્રામ, આહાં નાહાનો કુણ ઠામ?
હાવે જીવતાં છૂટવું નહિ, કાં ન મરીએ સામા જઇ?[૮]
નથી ઊગરવાનો ઉપાય, ત્યાં તો ભય પામે શું થાય?
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાય એક પળમાં.[૯]
મહુઅર વાગે ને મણિધર ડોલે, નહિ સર્પ તે જળને તોલે.[૧૦]
વન ગાજે કેસરી દે ફાળ, ના ઊછળે તો જાણવો શિયાળ;
હાકયો વાઘ ન માંડે કાન, નહિ શાર્દૂલ જાણવો શ્વાન,
ક્ષત્રી નાશે દેખીને દળ, નહિ પુરુષ જાણવો વ્યંઢળ:
ઘરમાં ગોઝારો રહે પેસી, જુદ્ધ ચરણ વિના રહે બેસી,[૧]
એમ કહી ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર કુળમાં જઈ ખુંપિઓ,[૨] છજેથી કપિની પેરે પડીઓ,
જેમ ગ્રાહ પેસે છે જળમાં, તેમ અનિરૂદ્ધ પેઠો દળમાં;
જેમ ચંદ્ર વાદળમાં, તેમ વાણિક થયો બળમાં,
ગજ જુથમાં લઘુ કેસરી, તેમ અનિરૂદ્ધ મધ્યે અરિ;[૩]
દૈત્યને આવ્યો મૃત્યુનો દાડો, ગાજે અનિરુદ્ધ મેઘ અષાડો,
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણી ઢાળ્યા;
કોભાંડે સૈન્યા પ્રેરી, જાદવ જોદ્ધને લીધો છે ઘેરી,
ચંદનને બાવળીએ ઝીંટી, અસુરે વાણિક[૪] લીધો વીંટી;
દાનવ કહે માનવ કશ્યું, બહુ સિંહમાં મૃગલું જશ્યું,[૫]

---

૮. વ કાં ન મરીએ સામા થઈ.
૯. ઇ છે સોમને લાંછન મૂળમાં.
૧૦. જ ન ડોલે વૃથા સાપ તોલે. ક મોર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો વૃપા શાતને તોલે.

૧. ઉ ચરણ વિહોણો રહે બેસી. ૨. બૃ. કા. અસુર સેના ઉપર કોપિયો.
૩. બૃ. કા. બહુ વીટી વળ્યા છે વેરી. બૃ. કા. માં આ પાંચ છ લીટી ઉલટી સુલટી છે. ૪. બૃ. કા. અનિરુદ્ધ.
૫. બૃ. કા. દાવ ન કહે માનવ શુંય, અમે સિંહમાં મૃગબાળ તુંય.

થકી ઉગરે;
મુગટ મંત્રીને ચરણે ધરે, તો તું મૃત્યુ થકી ઉગરે;
વૈરીવાયક એવા સાંભળી, અનિરુદ્ધ ધાયો હોકારો કરી,
નાખે દૈત્ય ભારી મુદ્દગળ, તેમ અનિરુદ્ધ ભુજ ભોગળ;
વીસ સહસ્ત્ર અસુર ત્યાં તૂટ્યા, એકીવારે તે બહુ શર છૂટ્યા,
આયુધધારા રહી છે વરસી, [6]ગદા ગુપ્તી ફરે છે ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળાં, વરસે ભીંડી, નાળ ને ગોળા,

હાક્યા હસ્તી દે હલકારા, થાય ખડગતણા ચમકારા,
થાય અગ્નિતણા ધૂંધવાટ (!), બોલે સાંગતણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડેડાટ, ગગને ધજા થાય ફડફડાટ,
હોય હયતણા હણ [7]હણાટ, છૂટે બાણ બહુ સણુસણાટ;[8]
દેખી દોહિલો નાથનો ઘાટ, ઓખાને થાય છે ઉચાટ.

બહુ દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મૂકાવે વાટ;
કોઈ ઝીક્યા ઝાલીને કેશ; કોઈ ઉરાડ્યા પગની ઠેશ,
કોઈ માર્યા ભોગળને ભડાકે, કોઈનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઇને માર્યા ભોગળને ભડાકે, કોઈનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઇ અધસરતા, કોઇ પૂરા, એમ સૈન્ય કર્યું ચકચૂરા[1]
કોઇ અધસરતા, કોઇ પૂરા, એમ સૈન્ય કર્યું ચકચૂરા[1]

તે તો રણ ભયાનક ભાસે, બળ દેખી ઓખા ઉલ્લાસે;
મેંતો આવડું નો'તું જાણ્યું, ચિત્રલેખાએ રત્નજ આણ્યું,
શોણિત સ્વેદ થયો છે દિલે,[2] નાથ રણ રૂધિરમાં ઝીલે;
ભડ ગાજ્યો ને પડ્યું ભંગાણ, નાઠો કોભાંડ લેઇને પ્રાણ,
હવું બાણાસુરને જાણ, એક પુરુષે તે વાળ્યો ઘાણ,
અસુર સૈન્ય ચઢ્યું સર્વ કોપે, સજ્યાં કવચ, આયુધ ને ટોપે,

૬. બૃ. કા. व પડે પરિઘ પટ્ટી ને ફરસી.
૭. બૃ. કા. આ બે લીટીમાં પાદો ઉલટા સુલટા છે.
૮. क થાય ઓખાને મન ઉચાટ.
૧. व એમ સૈન્ય કીધું ચુર.
૨. क બૃ. કા. શોણિતસ્પર્શ થયો છે ડીલે, ब પરસ્વેદ વળ્યો છે ડીલે

સર્વ સૈન્ય તે તત્પર કીધું, વઢવાને દુંદુભિ[૩] દીધું;[૩]
વાગી હાક જે ચઢીઓ બાણ, તે તો ઓખાને થયું જાણ.[૪]

વળણ

વાગી હાક જે તાત ચઢીઓ. કયમ જીતશે સહસ્ર હાથને,
આંસુ ભરતી, શોક કરતી, સાદ કરતી નાથને.

## કડવું ૧૮ મું.

### રાગ મારૂની દેશી.

મારા સ્વામી ચતુર સુજાણ, બાણ દળ આવ્યું રે,–જાદવજી,[૫]
દિસે સૈન્યા ચારે પાસે, હવે શું થાશે રે?–જાદવજી;
એ બળીઆ સાથે બાથ, નાથ કેમ ભીડો રે?–જાદવજી,
હું તો કહું છું તમારી દાસી, નાશી હીંડો રે,–જાદવજી;
ઓ, દળ બળવંત દીસે,[૬] રીસે રાતા રે,–જાદવજી,
બળીઆ અસુરને મુખે, તમો રખે જાતા રે,–જાદવજી;
ઓ, ગજ આવ્યા બળવંત, દંત કેમ સહેશો રે?–જાદવજી,
ઓ, અસુર અર્ણવ વાધ્યા, તણાયા જાશો રે,–જાદવજી;
એવું જાણીને ઓસરીએ, ના કીજે ક્રોધ રે,–જાદવજી,
તમે એકલાને આશરો શાનો? માનો પ્રતિબોધ રે;–જાદવજી;
હાં, હાં,[૧] ધીરા થાઓ, ધાઓ તે ફાંસુ રે,–જાદવજી.
મારી જમણી આંખડી ફરકે, વરસે આસું રે;–જાદવજી.

---

૩. બૃ. કા. માં વધારાની લીટીઓ—દ્દહાસું.
ર્રૂ પ્રલય અગ્નિ જેવો જાજ્વલ્ય, બાણરૂપ થયું માતુલ્ય,
ચઢયો રાય ક્રોધે ગડગડીઓ, જાણ્યું ઓખાએ રણ તાત ચઢીઓ;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહુ ભાલા ઝાલ્યા.
૪. અ તવ થયું ઓખાને જાણ. ૫. વ બાણ આવ્યોરે જાદવજી.
૬. ક્ર ઓ દળ આવ્યું બળવંત દીસે.
૧. બૃ. કા. ધીરા થાઓ ને ધાઓ, વઢો તો ફાંસુરે.

મને દિવસ લાગે ઝાંખો, નાખો ભોગળ રે,–જાદવજી.
એ તો ના સમજે સમજાવ્યો, આ દળ આવ્યું રે;–જાદવજી.
તમો હું દેહડીના હંસ,[2] ધ્વંસ છે[3] જુદ્ધ રે,–જાદવજી.
વેશ પાલટી પાછા વળો,[4] માનો મારી બુદ્ધ રે;–જાદવજી.
તમે ઘેલાં દીસો છો ઘરણી, તરુણી મૂકો ટેવ રે;–રાણીજી.
અમો બાણ થકી કેમ[5] ઓસરશું? કરશું એવ રે?–રાણીજી.
જો અનિરુદ્ધ નાશે રણથકી[6], લાજે શ્રી ગોપાળ,–રાણીજી.
નાઠે અર્થ[8] ન સીજે,[7] કીજે ચાલ રે.[8]–રાણીજી.

વલણ

ચાલ ન કીજે અતિ ઘણી, અંતે રાખશે મોરારરે,
ધાયો નાથ; નિરાશ થઈ,[9] પછી રોવા લાગી નારરે.

## કડવું ૧૯ મું

### રાગ મેવાડો[10]

ઓખા કરતી સાદ,[11] હોરે હઠીલા રાણા,
આ શા સારૂ ઉધમલી[12] હોરે હઠીલા રાણા ?
હું તો લાગું તમારે પાય, ” ”
આવી બેસો માળીઆ માંહ્ય, ” ”

---

૨. ब તમો હું દુઃખણીના હંસ.
૩. अ ધ્વંસ કેમ સહેશોરે; क ધસો કેમ જુદ્ધે રે.
૪. બૃ. કા. પાછા વળોજી લાગું પાય.
૫. બૃ. કા. નહિ; ब કરશું શ્વશુરની સેવરે, अ કરૂં રૂડી સેવરે.
૬. બૃ. કા. અનિરુદ્ધ જો રણથી ભાજે.
૭. બૃ. કા. નાઠે અર્થ ન એકે સીઝે, શી કીજે૦
૮. ड રોયે ન હોય કાજ, એ તો કુળની ચાલરે.
૯. બૃ. કા. ધસ્યો નાથ ને હાથ ઘસીઆ. ૧૦. ব રાગ મેવાડો હુકડો.
૧૧. બૃ. કા. ઓખા કરતી તે કંથને સાદ. ૧૨. બૃ. કા. क ઉન્માદ.

હું બાણુને કરૂં પ્રણામ, હો રે હઠીલા રાણા.
એ છે કાલાવાલાનું કામ, ,, ,,
એ બળીઆ સાથે બાથ, ,, ,,
જોઇને ભરીએ નાથ, ,, ,,
તરવું છે સાગર તીર, ,, ,,
બળે ન પામીએ પેલે પાર, ,, ,,
અનેકમાં એક કુણ પાત્ર ,, ,,
સામા દૈત્ય દિસે કુપાત્ર. ,, ,,
મુને થાય છે માન શુકન,[૧] હો રે હઠીલા રાણા
મારૂં જમણું ફરકે લોચન, ,, ,,
રુવે શ્વાન વાયસ ને ગાય, ,, ,,
એવાં શુકન માહાં થાય, ,, ,,
આજ ઝાંખો દિસે ભાણ,[૨] ,, ,,
દિસે નગર બધું વેરાન,[૩] ,, ,,
આ ધ્રૂજતી દેખું ધરણ, ,, ,,
દિસે સાગર શોણિતવરણ, ,, ,,
આ આવ્યું દલ વાદલ, ,, ,,
આ ચળકે ભાલાનાં ફળ, ,, ,,
આ આવ્યા અગણિત અસવાર, ,, ,,
થાયે હોકારા હોકાર,[૪] ,, ,,
આ દુંદુભિ વાગે ધાય,[૫] ,, ,,
આ તમ પર સેના ધાય, ,, ,,

---

૧. क વિગેરેમાં આની પૂર્વે બે લીટીઓ છે તે બૃ. કા. માં છે. ક્ષેપક લાગે છે.
૨. क આહાં ઝાંખો ગગને ભાણ; ख તથા બૃ. કા. માં વધારાની લીટીઓ.
મારો ત્રૂટયો મોતીનો હાર, ૦ ડાબે નેત્રે વહે જળધાર.
૩. क દિસે નગરી ઉજ્જડ વેરાન, ख દિસે નગર વસમું રાન.
૪. બૃ. કા. અહિં થાય છે હોહોકાર. ૫. ख આ વાગે દુંદુભિના ધાય.

હો રે હઠીલા રાણા.

એ ધજા ફરકે વ્યોમ,[૬] „ „
સૈન્ય ભારે કંપે ભોમ, „ „
એ વાગે ઘુઘરમાળ, „ „
અશ્વ આવે દેતા ફાળ, „ „
એ અસુર મહા વિકાળ,[૭] „ „
હવે થાશે શો હેવાલ,[૮] „ „
આવ્યો બાણાસુર પ્રલયકાળ, „ „
[૯]ધર્યું મેઘાડંબર છત્રસાર,

વલણ

મેઘાડંબર છત્ર ધરીઉં, ઉલટી નગર બદ્ધ રે,
અગણિત અસ્વાર આવીઆ, [૧૦]ઘેરી લીધો અનિરુદ્ધ રે.[૧૧]

---

૬. બૃ. કા. માં નથી. એને બદલે—
પાખર બખ્તર પે'ર્યાં ટોપ — ૦
દૈત્ય ભરાયા આપે કોપ — ૦

૭/૮. બંને લીટીઓ બીજી પ્રતોમાં નથી. બૃ. કા. માં છે, પણ નીચે પ્રમાણે છે—
એ તો શૂરવીર મહાકાળ — ૦, પડે પેટડીઆમાં ફાળ — ૦.
નાથ જુઓ વિચારી મન, હોરે૦
જુદ્ધ રહેવા દો રાજન; હોરે૦
જો લોપો મારી વાણ, હોરે૦
તો તમને પિતામહની આણ; હોરે૦

૯. મેઘાડંબર છત્રવિશાલ. ૧૦. અ ટોળે મળી.

૧૧. અ. કરતા જુદ્ધ રે.

## કડવું ૨૦ મું.

### રાગ સામેરી[૧]

આવી તે સૈન્યા અસુર તણી, અનિરુદ્ધ રે લીધો ઘેરી,[૨]
કામ કુંવરને મધ્યે લીધો, વીંટી વળ્યા ચોફેરી;
અમર કહે શું નીપજશે, ઇચ્છા તે પરમેશ્વરી,
રિપુ ગજના જુથમાં હે, અનિરુદ્ધ લઘુ કેસરી;
બાણાસુરને શું કરે ! ભોગળ લીધી ફોગટ,
વેરી વાયસ કોટી મળ્યા૬, કેમ જીવશે પોપટ !
બાણાસુરે સુભટ વાર્યા, કોય કરશો નહિં ઘાત,
છે વીર થોડી વય તણો, હું પૂછું માંડી વાત;
માળીએથી ઓખા નિર્ખે, રૂદન મૂક્યું છોડી,
ઓ જીવન પૂઠે યોદ્ધા ઊભા, રહ્યા ભાથા ભીડી;[૩]
બળવંત સાથે જોદ્ધ ઘણા,[૪] છે સૈન્યા બિહામણી,
ભડે ભાથા (ભલા) ભીડીયા, હીંડીઆ સ્વામી ભણી,
ખડગ, ખાંડાં ઝળકંતાં[૬], ચળકતી ભાલાઅણી;
આ દલ વાદલ કેમ સહેશો ? (ઓ) સ્વામી સુકોમળ,
પ્રાણનાથને પીડશે એ[૭] પ્રગટ્યાં તે કર્મનાં ફળ;
દૈવના ખાધા દૈત્ય ખળીઆ,[૮] દયા નહિ લવલેશ,

---

૧. क રાગ સોરઠી, अ રાગ રામગ્રી.
૨. क જાદવ જોદ્ધ લીધો ઘેરી. ૬ ब વેરી વાયસ સામટા મળીઆ.
૩. ड રહ્યા ભાથા જોડી.
૪. क બૃ. કા. બળવંત બેહેકે અતિં ઘણું, च બળવંત દિસે બેહેકે અતિ ઘણો.
૫. ड ब રહ્યા છે હણહણી; क ઓ આવે છે હણહણી.
૬. क ખડગ ખેડાં નાખતા. ब ખડગ ખેડાં ઝળકંતાં.
૭. ड પ્રાણનાથને પાપી પીડશે.
૮. ब દૈવના લીધા દૈત્ય બળીઆ, क દૈવના લીધા દૈત્ય એ

કુંવર-વય કંથ છે માહરો, નથી ઊગ્યા મુખના કેશ;[9]
ચાર દિવસનું ચાંદરણું, ગયું કર્મંડા! વહી,
પાપી પીડશે પ્રભુને, દૈવડા! જાઉં કહીં?
અર્ભક[10] તમારો એકલો, વીંટી વળ્યા અસુર,
એવું જાણી સહાય કરજો, શામળીઆ શ્વશુર;
દુઃખ નિવારણ કૃષ્ણજી, હું થઈ તમારી વધુ,
[1]એ આશા અમારી ભાગશે તો, લાજશે જાદવ કુળ બધું;
પ્રજા પરિવારે છો પનોતા, આપશ્રી મોરારી.[2]
સંભાવના તો સર્વની લીજે, આપે શ્રી મોરારી;
અમને આશા તમારી છે, અમે તમારાં છોરૂં,
લાજ લાગે વૃદ્ધને, કોઇ કહે કાળું ગોરૂં;
એવું જાણી સહાય કરજો, દામોદરજી દક્ષ,
પક્ષી પલાણી પ્રભુજી,[3] પુત્રની કરજો પક્ષ;
ભગવંત ભજની ભામની, ભરથાર રિપુ દળ મધ્ય,
કોણ[4] કહે પિતા બાણુને,[5] એ બાળક છે અશુદ્ધ;
ગદગદ કંઠે ગોરડી, ગતિભંગ જાણે ગેલી,
[6]મન જાણે પ્રાણુજ કાઢું, તમારા સંગ્રામ પેલી;
મુખ વિકાળ, નેત્ર બિહામણું,[7] છે મૂછ મોટી મોટી,
એવા અસુર આવી મળ્યા, સંખ્યા તે સપ્ત કોટી;

---

૯. अ, ब, क, નથી આવ્યા મુછે કેશ.
૧૦. क આ તન તમારો એકલો, બૂ૦ કા૦ કંથજી મારો એકલો.
क આ ભકત તમારો એકલો.
૧. બૂ. કા જો.
૨. બૂ. કા. પ્રજા પ્રતિપાલન કરો છો, પનોતા શ્રીમોરારિ.
૩. બૂ. કા. પક્ષી પલાણો પ્રભુજી, પુત્રની કરવા પક્ષ ब ગરૂડ પલાણી.
૪. બૂ. કા. કોઇ કહે પિતા બાણુને તું એ બાળક ને તું વૃદ્ધ.
૫. क કો કહે પિતાંબર ધસે. ૧. બૂ. કા.. એવું ઈચ્છું.
૭. इ, ब મુખ, વક્ર, નેત્ર બિહામણાં.

દળવાદળ સૈન્યા ઉલટી, મધ્યે લીધો અનિરુદ્ધ,
વીર વીંટયો વેરીએ, જેમ મક્ષિકાએ મધ;
[8]ધનુષ્ય ધરિયાં પાંચસેં, બાણે ચઢાવ્યાં બાણ,
રાગ મારૂ ગાય ગુણીજન, [9]એમ ગડગડીઆં નિશાણ;
અનંગ અર્ભક ઢાંકીઓ, શોભતો જેમ ઇન્દ્ર,[10]
ઉપમા દઇએ ઇંદુતણી તો તારામાં જેમ ચંદ્ર;
લઘુકુંજની સૂંઢ સરખા, શોભિતા બે ભુજ,
શરાસન સરખી ભ્રકુટિ,[11] નેત્ર બે અંબુજ;
તૃણમાત્ર ત્રેવડતો નથી, બાણના જે બાહુ,[12]
અસુર અનિરુદ્ધ શોભતા, જેમ ચંદ્રમા ને રાહુ.
પાપીએ જોયું વક્ર દ્રષ્ટિ,[1] કીધાં તીવ્ર તાણી ચક્ષ,
વપુ શોભા વૃક્ષતણી ? જાણે[2] અરણીનું વૃક્ષ;

---

૮. ધનુષ બાણ વાંસે ધર્યાં. આ લીટીની ઉપર જ પ્રતમાં કડવું પૂરું થાય છે, ને વળણ છે—
(જ્યમ) મક્ષિકાએ મધરે, એમ લીધો અનિરુદ્ધ ઘેરી રે,
અમર કહે, શું નિપજશે, જેમ ઇચ્છા પરમેશ્વરી રે.
૯. બૃ. કા. 'એમ' નથી.
૧૦. ब અનંત અભ્રે ઢાંકીઓ, શોભીઓ જાણે ઇંદુ; ગગને આભજ ઢાંકીઓ, શોભીઓ જેમ ઇંદુ, બૃ. કા. ઉપમા ને ઉડુગણતણી, લલાટે સ્વેદનાં બિંદુ, क એણે બાણે આભ ઢાંકીઓ તેમાં અનિરુદ્ધ ઇંદુ.
૧૧. इ, अ, રસાળ સરખી ભ્રગુટિ; ब, ड ધનુષ સરખી ભ્રગુટિ, ब સરખા સરખી ભ્રગુટિ, क શરાસન સરખી ભ્રગુટિ.
૧૨. ब બાણાસુર મહાબાહુ, क જેમ ચંદ્રમાને રાહુ.
૧. अ વાષ્ણિકે જોયું વિકટ દ્રષ્ટે, તેમ રાતડાં ચક્ષ, ब રાતાં તરડાં ચક્ષ; क ભ્રમર ચઢાવ્યાં ચક્ષ. फ પાપીએ જોયું વક્ર દષ્ટિ, તીવ્ર તાણી ચક્ષ. બૃ. કા. જાદવે જોયું વક્ર દ્રષ્ટે, રાતાં કીધાં ચક્ષ.
૨. બૃ. કા. વપુ શોભે ભુજ ફૂલ્યું, જેમ અરણ્યનું વૃક્ષ.

અનિરુદ્ધ કહે, આ સમે હોય કુહાડો,[૩] ભોગળ ને વળી ધાર,
આંચો ટાળું અસુર કેરો,[૪] ઊતારું ભુજનો ભાર;
શું વપુ બાણનું ખોડ[૫] છે, માંહે વશે સર્પનો સાથ !
કે પેટમાંથી પૂર્વજો,[૬] પિંડ લેવા કાઢે હાથ !
કાષ્ટના કે લાખના, એણે ચોંટાડ્યા કર,
અથવા કોઈ પક્ષી દિસે છે, મરવા વિખર્યા છે પર ![૭]
તવ હસવું આવ્યું રાયને, બાળક છે અજ્ઞાન,[૮]
શું કરું જે લાંછન લાગે, નહિ તો દેઉં કન્યાદાન;
કૌભાંડ કહે, અજ્ઞાની નથી, રાય ! તમને દે છે ગાળ,
બલિસુત અંતરમાં બળ્યો,[૯] બ્રહ્માંડ લાગી જ્વાળ;
સુભટ નિકટ રાય આવ્યો,[૧૦] બોલાવ્યો અતિ ગર્વે,[૧૧]
નિર્લજ, લંપટ નથી લહેતો, વીંટી વળ્યા છે સર્વે;[૧૨]
કુળ લજામણો કોણ છે, તસ્કર ને નિર્લજ ?
અપરાધ કરી કેમ ઊગરે, સિંહના મુખથી અજ ?

---

૩. બૃ. કા. આ સમે જો હોત કુહાડો, અથવા ભોગળેધાર,
૪. क આ સમે જો હોત આંડુ અસુરને હળવો કરત, ઉતારત ભૂજનો ભાર.
૫. બૃ. કા. શું વસ્યું બાણનું દિસ છે, તેમાં વસે સર્વનો સાથ;
૬. (ક્ષેપક ?) પંડમાં પૂર્વજ રહ્યા, પિંડ લેવા કાઢે હાથ. अ શું વાધ્યું બાણનું દિસ છે. ब શું પેટમાં પૂર્વજો રહે, क, अ શું પેટમાંથી પૂર્વજો. इ કે પિંડમાંહે પૂર્વજ વસે, ઘડીને ચોઢ્યા હરત.
૭. બૃ. કા. વિંઝાણ્યા છે પર.
૮. બૃ. કા. લીટીઓ ઉઘીચતી છે. क તવ બોલીઆ બળવાન.
૯. इ બળીસુત અંતર બાલ્યો.
૧૦. બૃ. કા. સુભટ નિકટ રાય સર્વ, બોલિયા બહુ ગર્વ; નિપટ લંપટ નથી બ્હીતો, ધાયા હણવા સર્વ.
૧૧. इ બોલીઓ બહુ ગર્વ; अ બોલીઓ મુખ ગર્વ.
૧૨. क ધાયો હણવા સર્વ; ब ધાયો હણવા સર્વ.

ગમન નહિ અહિં અમર કેરું, તો તેં કેમ આગમાયું,[13]
અજાણે આવી ચડ્યો કે ભૂતે મન ભમાવ્યું ?
શકે સ્વર્ગથી કોઇએ નાખ્યો, કારણ સરખું ભાસે,
સાચું કહે તો મારૂં નહિ,[14] રહે બાળક ! વિશ્વાસે;
કુણ કુળમાં અવતર્યો, કુણ માત, તાત ને ગામ ?
જથારથ હોય તે ભાખજે, કયમ સેવ્યું ઓખા ધામ ?[15]
અનિરુદ્ધ કહે, વિહિવા મળ્યો, હવે ન્યાત, કુળનું શું કામ ?

પિતુ પિતામહ માહરા તે, પ્રસિદ્ધ છે સંસાર,
છોડી છત્રપતિની વર્યો, તું ચતુર હવે વિચાર;[1]
વાણિક કુળ છે માહરૂં,[2] નામ અનિરુદ્ધ,
જો ખેડશો તો સમુદ્ર માંહે, નાખીશ નગરી બદ્ધ;
બાણાસુર સામું જોઇને, કોભાંડ વળતું ભાખે,
ચોરી કરી કન્યા વરે, કુણ તે વાણિક પાખે !
ચૌત્ર જાણી કૃષ્ણનો, બાણે તે ઘસીઆ કર,
નીચ વર કન્યા વર્યો, દૈવ઼ા એકું ઘર;
શીશ રીસે ડોક ધૂણાવી, ધનુષ્ય ધરીઆં ધીર[3]
કોભાંડ કહે છે રાયને, એ જોદ્ધો છે મહાવીર;

---

૧૩. ઘ તો તું ત્યાં કેમ આગમીઓ. ખૂ. કા. ગમ નહિ અમરને, તો કેમ આવતાં ફાવ્યું ? અજ્ઞાને આવી ચઢ્યો કે ભૂતડે મનહું ભમાવ્યું ?
૧૪. ક સાચું કહે તુને નહિ હણું; ઘ સાચું કહે તો ન હણું, અ સાચું કહે નિશ્ચે ન હણું.
૧૫. આ લીટી ખૂ. કા. માં નથી.
૧. ઘ તું ચતુર છે વિચાર. ખૂ. કા. ચોરી છત્રપતિની કરી, તું ચતુર હોય તો વિચાર.
૨. ક વાણિક વંશ છે મુજતણો. ખૂ. કા. જાદવકુળ છે મુજતણું.
૩. ઘ રીસે ધડહડી પછી ધનુષ્ય, લીધાં હાથમાં બાણ, ક રીસે ધડહડીને ધનુષ્ય લીધાં બાણ; મંત્રીને મહારાજ કહે છે, એ પુરુષ મોટો જાણ; ખૂ. કા. રીસે તે અંતર પરજળ્યો, ધનુષ્ય ધરિયાં બાણ.

હકારી વાણિક વકાર્યો, થયો સોરાસોર,
ઓખા નયણે નીરખતાં,[૪] નાથને પહોંચે જોર;
પરિઘ, પટ્ટી ને ગુરજ, ગદા, ત્રિશુળ ને તોમર,
મુદ્દગળ, મુશળ, સાંગતણે, ઢાંક્યો અનિરુદ્ધ શૂર;[૫]
અઘોર માયા આસુરી,[૬] વરસે શિલા ને શિખર,
પાગ, હસ્ત ને અસ્થિ, ચર્મ, પડે માંસ ને રૂધિર;
હય, ગજ, રથ, બાથોબાથે અડકે, ભડકે બહુ વાહન,
દુંદુભિ વાજે, ખાંડાં ગાજે, રણ પડે બહુ જન;
સાંગ ખળકે, ખડગ ચળકે, ઝળકે ભાલાની અણી,
રિપુ લાખના જુથમાંહે અનિરુદ્ધ જડીઓ મણિ;
રિપુ લાખના જુથમાંહે અનિરુદ્ધ જડીઓ મણિ;[૭]
ફેરવી ભોગળ બળ ધરી, રિપુદળ દળ્યું જાદવજોદ્ધ,
તાડે, પાડે, આડા પછાડે, કરે કામ કુંવર બહુ ક્રોધ;
હાર્યા પૂરણ, રથ ચુરણ,[૮] ગજ, હય પાછા વળીઆ,
અંગ રાતાં, શીશ ફાટયાં, ધીર ધરણી ઢળીઆ;

૪. બૃ. કા. ઓખા નેત્રે નીર ભરે ભરે જે, કંથને પહોંચે જોર.
ક્ષેપક લાગે છે. { અસુર બળીઆ પ્રાક્રમી, ઊછળતા દે ફાળ;
દશે દિશાથી વછુટયા, કહે ન જાય જીવતો બાળ;

૫. ब ઢાંકીઓ નરવર; क ઢાંકીઓ અનિરુદ્ધ; ड ઢાંકી લીધો શૂર.
૬. अ અંધકાર માયા આસુરી. फ અંધાર રેણી આસુરી, થઇ રહ્યો અંધાર, બૃ. કા. અંધકાર માયા આસુરી વરસે શલ્યા ને શિખર, क અશ્વહસ્તીનાં ચર્મ વરસે પડે હય, હસ્તીને ચંમર, વહે માંસ ને રુધિર
૭. अ મળ્યા બહુ દલ જોદ્ધ.
૮. अ પાલ પૂરણ રથ ચુરણ; ब પ્રહાર પૂરણ રથ ચુરણ. ગજ અનેક પાછા વળીઆ. બૃ કા. વધારાની લીટીઓ—
પલવટવાળી પ્રાક્રમી બહુ જુદ્ધાને નસાડયા,
ભુજ વિષે ભોગળ ધરી દેતો અનિરુદ્ધ માર;
હય, ગજ, રથ, પાછા સર્વ નાઠા; હવો તે હાહાકાર.

ભડ યુદ્ધ કરતો, જાય રોળતો, અનિરુદ્ધ ઇન્દ્ર સમાન,[૧]
અસુર રણથી[૨] નાસતા, શાર્દૂલથી જેમ શ્વાન;
દીઠું તે હરખે નારનું, સુણી નાથના હોકાર,
ઓખા દેખતાં અનિરુદ્ધે, સૈન્ય કીધું તારોતાર;
સમુદ્રમાંહે સંગમ હવો, બહુ શોણિતનું પૂર;[૩]
[૪]ભંગાણ પડીઉં પૂર વિષે, અસુર નાશાનાશ,
તે દેખીને બાણુ ધસીઓ, સજીને નાગપાશ;[૫]
ભોગળ છેદી ભુજતણી, પછી કર્યા સહસ્ર સર્પ,
કામકુંવરને બાંધી લીધો, પછી ગાજીઓ નૃપ.

### વલણ

નૃપ ગાજ્યો મેઘની પેરે, ઉતરાવી ઓખાય રે,
વર કન્યાને બંધન કરી, બાણાસુર મંદિર જાય રે.

## કડવું ૨૧ મું

### રાગ રામગ્રી[૬]

બાણે બંને જણને બાંધીઆં, નૌતમ નર ને નાર,
અનિરુદ્ધ રાખ્યો[૭] આગળ કરી, ગુપ્ત રાખી કુમાર;[૮]—બાણે૦ ૧

---

૧. બૃ. કા. રણમાં તે રોળી મૂકતો અનિરુદ્ધ ઇન્દ્ર સમાન. ફ અનિરુદ્ધ પ્રાક્રમી જોદ્ધ.

૨. ક અસુર ઘણાએક નાસતા, બૃ. કા. અસુર સુરથી નાસતા.

૩. ક વહ્યું શોણિત પૂર, બૃ. કા. વહ્યું તે શોણિત પૂર.

૪. બૃ. કા. ભુંભાણ.

૫. ઇ બાણે સજ્યું નાગપાશ.

૬. ચ રાગ દેશાખ.

૭. બૃ. કા. અનિરુદ્ધ રાખ્યો મુખ આગળે.

૮. અ ગુપ્ત રાખી કન્યાય.

ચૌટામાં ચોર જણાવીઓ, ઢાંક્યો વ્યભિચાર,
છાની ઓખા મંદિર મોકલી, રાખ્યો કુળનો ભાર;[૯]-બાણે૦ ૨
લક્ષણવંતો ચાલે લહેકતો, મહેકતો બહુ વાસ,[૧૦]
દૈત્યદળ પૂંઠે પળે, દોરી હીંડે છે દાસ;-બાણે૦ ૩
પેચ છૂટો પાઘડીતણો, આવ્યો પાગ પ્રમાણું,
ચોરે તે ભોરજ મારીઓ, લોક કરે વખાણ;-બાણે૦ ૪
કો કહે એનામાં દૈવત ઘણું, રૂપવંત રસાળ,[૧]
એના કટાક્ષમાં કામિની, જોતામાં પડે તત્કાળ;[૨]-બાણે૦ ૫
એવી ભૂલવણી ભ્રગુટિતણી, જોઇ ભલી ભૂલે નાર,[૩]
કુંવારી કન્યાને કામણ કરે, મોહે બાંધે કુમાર;[૪]-બાણે૦ ૬
પુરું પરાક્રમ પુરુષતણું, માટે સંતાડો કન્યાય,[૫]
આફણીએ કેમ આવશે, એકલો નહિ અન્યાય;-બાણે૦ ૭
સખી પ્રત્યે સખી કહે, દેખી અંગ અવેવ,
બાંધ્યો તોયે જુએ આપણ ભણી,[૬] એવી એની શી ટેવ?-બાણે૦ ૮

---

૯. ब રાખ્યો લોકાચાર. इ રાખ્યો ઘરનો ભાર, अ જોયામાં વિચાર
ई રાખ્યો કામ કુમાર. ૧૦. ब. अ બેહકતો બરાસ.

૧. બૃ. કા. માં આ લીટી ઉપર એક કડી વધારાની છે—
ઓખા પુનરપિ પરણશે, હશે ભવ્ય ભરથાર,
તે સ્વામી શું સુખ પામશે, લીધો એણે સાર.
અને તે ૯ કડી સાથે સરખાવો. બૃ. કા. अ, દિસે રૂપ રસાળ
૨. क દીઠી મોહની જાળ; બૃ. કા જોતામાં મોહ જાળ.
૩. अ જોઇ દૃષ્ટે ભૂલે નાર.
૪. अ, क, એવો એ કુમાર; फ સંતોષી સર્વ કુમાર; ज મોહે બાંધે નિર્ધાર. બૃ. કા. એવો કામકુમાર. આ લીટી પછી બૃ. કા. માં—
ચિહ્ન કંઠે કાંકણતણાં, પડયાં ભામિની ભુજ દંડ,
ક્ષેપક, વધારાની લાગે છે; ઓખાએ અમૃત ચાખીઉં, કીધો અધર તે ખંડ.
૫. બૃ. કા. માં ૭ મી કડી નથી.
૬. इ બાંધ્યો જુએ આપણ ભણી.

હવે ઓખા જે વર પરણશે, મળશે ભવ ભરથાર,[7]
તે સ્વામી શું સુખ પામશે ? લીધો એણે સાર;—બાણ૦ ૯
ચાર દિવસનું ચાંદરણું, લીધો એણે સ્નેહનો સ્વાદ,
હવે ભ્રમ ભાગ્યો ઘણો, લાગ્યો લોકાપવાદ.—બાણ૦ ૧૦

### વલણ

લાગ્યો લોકાપવાદ પણ, પામ્યો દેવ કન્યાય રે,
પછી બાણાસુરે ઓખા અનિરુદ્ધ, રાખ્યાં કારાગ્રહ માંહ્ય રે.

## કડવું ૨૨ મું

### રાગ આશાવરી[8]

શ્રી શુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિત રાય,
કૃષ્ણકુંવર ને કન્યા રાખ્યાં, કારાગ્રહની માંહ્ય;
નાનાવિધનાં બંધન બાંધ્યાં, કાઢી ન શકે શ્વાસ,
એક એકનાં મુખ દામણાં, દેખી થાય છે ઉદાસ;[9]
બીંક બાણાસુરતણી, રાણી ભરે છે ચક્ષ,
પુત્રી જમાઈ ભૂખ્યાં જાણી, છાનું મોકલે ભક્ષ;
બંધન દેખી નાથનું,[1] ઓખા ભરતી નયણે નીર;
અનિરુદ્ધ આપ બળે કરી, અબળાને આપે ધીર;
જો આદરું તો અસુરકુળને, ત્રેવડું તૃણ માત્ર,
શોભા રાખવા શ્વશુરકુળની, આમે બંધાવ્યું છે ગાત્ર;[2]

૭. કડી બૃ. દા. નથી—૧. સરખાવો. ઉ પ્રતમાં—ચતુરકંઠ કંદણ, ભામિની ભુજ દંડ, ઓખાએ અમૃત ચાખીઉં, કીધો અધરને ખંડ.
૮. च રાગ સામેરી. ૯. क દેખી થાય નિરાશ.
૧. क કષ્ટ દેખી નાથનું; બૃ. દા. બંધન દેખી કંથનું.
૨. क બંધાવ્યું મેં ગાત્ર.

હાકી ઊઠું તો સઘ છૂટું[3] દળું દાનવ જુથ,[4]
શું કરું જે શ્વશુરકુળને,[5] રાખવું છે શુદ્ધ;[6]
શેં રડો છો સુંદરી?[7] સસરો શ્રી ગોપાળ,[8]
આકાશ અવની એક થાશે, આણશે સહુનો કાળ;
અગ્ન્યાસ્ત્ર કેરી જ્વાળા ધુમશે,[9] અસુર થાશે અંધ,
સહાય કરશે શ્યામ રામ ત્યારે, બાળા! છૂટશે બંધ;
મારા સમ જો સુંદરી, ઝાંખો કરો મુખચંદ,
આ બંધનથી અતિ લાગે,[10] તમારાં નેત્રનાં બુંદ;
એમ કરી આસનાવાસના, હરિ આવ્યાનું હારદ,
કોઇ જાણે નહિ એમ કારાગ્રહમાં, આવ્યા ઋષિ નારદ;
લજ્જા તે પામ્યો પરાક્રમી,[11] ને નીચી કીધી દષ્ટ,
વપુ ધ્રૂજે ને કાંઇ ન સૂઝે,[12] બોલી ન શકે સ્પષ્ટ;
શેં લાજે છે પ્રરાક્રમી! તું બોલ મુજ સંગાત,
છોડી છત્રપતિની વર્યો,[13] થઇ પૃથ્વીમાં ખ્યાત;

---

૩. બૃ. કા. મરડીને ઊઠું તો સઘ છૂટું. क આગમું તો સઘ છૂટું.
૪. બૃ. કા. દલું દાનવ દઇ દુઃખ क દલું દાનવ–રાજ.
૫ બૃ. કા. શું કરું જે શ્વશુરકુળમાં રાખવું છે સુખ.
૭. બૃ. કા. શા માટે ચિન્તા કરો છો. अ, व, क શાને દુઃખ ધરો સુંદરી! ड શું આંસુ ઢાળો સુંદરી! ज સહાય કરશે સુંદરી.
૮. બૃ. કા. ગોવિંદ છેદશે બંધ.
૯. બૃ. કા. અગ્ન્યાસ્ત્રની ધુમ ચાલશે.
૧૦. બૃ. કા. व, આ બંધન મેં દુઃખ અધિક છે. क આ બંધન મેં અધિક લાગે.
૧૧. બૃ. કા. લજ્જા તે પામ્યો કામકુંવર.
૧૨. ढ શરીર ધ્રૂજે કંઇ ન સૂઝે; બૃ. કા. શરીર ધ્રૂજે અતિ ઘણું.
૧૩. બૃ. કા. બાણાસુરની બાળકી પરણ્યો.

ઉદરમાં તેં આભ ઘાલ્યો, કામકુંવર શેં નવ ફૂલે?[૧૪]
ઘોડે ચડે તે પડે પૃથ્વી,[૧૫] ભણે તે નર ભૂલે;
જાદવકુળ તેં દિપાવીઉં, બંધાયે લાંછન શુંય?
કાલે માધવનેં મોકલું, દ્વારકા જાઉં હુંય.[૧૬]

વલણ[૧]

હવે હું જાઉં છું દ્વારકા, ઋષિ ગયા એવું કહી,
શુકદેવ કહે પરીક્ષિતને, દ્વારકામાં શી ગત થઈ!

## કડવું ૨૩ મું

રાગ વેરાડી[૨]

શુકદેવ કહે પરીક્ષિતને, બાંધીઓ જાદવ જોદ્ધ,
હવે દ્વારકાની કહું કથા, જાદવ કરે પરિશોધ;[૩]
હિંડોળા સહિત પુરુષ હરીઓ, હાહાકાર પુર મધ્ય,[૪]
અનિરુદ્ધની ચોરી હવીને, હરી ગયું કોઇ સદ્ય;

૧૪. ઇ, વ, અંતર શેં ના ફૂલે, અ કુંવર શેં ન ફૂલે.
૧૫. અ ઘોડે ચડે તે પડે હેઠો.
૧૬. બૃ. કા માં આ બે લીટીઓ એની પહેલાંની બે લીટીઓની ઉપર છે, તે યોગ્ય નથી, માટે આ પ્રતની ગોઠવણી કાયમ રાખી છે. આ પ્રતનું વળણ પછીનાં કડવાં સાથે ઘણું બંધબેસતું આવે છે. એ સરખાવી જોવાથી સમજાશે.
૧. બૃ. કા. માં જે છલ્લી બે લીટી છે. તેને યોગ્ય વલણ એમાં છે. જે પછીના કડવાં જોડે બંધબેસતું નથી તે વલણ—અંતર શેં ન ફૂલે જુદ્ધા, મૂકાવશે ભગવાનરે, ઇ માં આ વલણ છે—અનિરુદ્ધની આજ્ઞા લઈ, ઋષિ હવા અંતર્ધ્યાનરે.
૨ વ રાગ મલાર; બૃ. કા. વેરાડીની ચાલ.
૩. બૃ. કા. શોધાશોધ.
૪. બૃ. કા. હાહાકાર હવો પુર વિષે, અનિરુદ્ધની થઇ ચોરી,
હિંડોળા સહિત કુંવર હરીઓ, રુવે છે કિંકરી.

રતિ અતિ આક્રંદ કરે, મળ્યું વિનતાનું વૃંદ,
રુકિમણી, રોહિણી, રેવતી,[5] તે સર્વ કરે આક્રંદ;
જાદવ જોદ્ધા કહે માધવને,[6] શું બેઠા છો સ્વામી ?
એ વહારની વિલંબ ન કીજે,[7] કુળને લાગે ખામી;
વસુદેવ કહે શ્યામ રામને, શું બેઠા છો ભૂપ,
કુંવરની કેડે કૃષ્ણજી, શેં ન કરો ધા ધૂપ.[8]
ઉગ્રસેન કહે આશ્ચર્ય મોટું, કેમ હરાયો હિંદોળો ?
દેવી દૈત્ય રાક્ષસનું કારણ,[9] ખેપ કરીને ખોળો;
[10]સાત્યકીને શિરોમણિ પૂછે, હવે શી કરવી પેર ?
પુત્ર વિના પરિવાર સૂનો, શું બેઠા છો ઘેર ?
સાથને જદુનાથ કહે છે, શાને કરીએ શ્રમ ?
ગોત્રદેવીને ગમતું હશે,[11] કુંવર હર્યાનું કર્મ.
અગિયાર વરસ અમે ગોકુળ સેવ્યું, મામાજીને ત્રાસે,
પ્રદ્યુમ્નને શંબરે હર્યો તે, આવ્યો સોળમે વર્ષે;
તેમ અનિરુદ્ધ આવશે તે સાચવશે કુળદેવી,
કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવી;[1]
પાંચ માસ એમ વહી ગયા, જાદવ થયા અંતિ દુઃખી,
શોણિતપૂરથી કૃષ્ણ સભામાં, આવ્યા નારદ ઋખિ;

---

૫. ખૂ. કા. દેવકી.
૬. ખૂ. કા. જાદવ સર્વે કહ્યું માધવને.
૭. ખૂ. કા. વાર વિલંબ ન કીજિયે, ફ વિચાર વારિધિમાં શું બૂડ્યા ?
૮. ખૂ. કા. શોધ કરો અનિરુદ્ધની, ક્યાં ગયો કુંવર અનૂપ ?
૯. વ દેવ દૈત્ય દાનવનું કારણ.
૧૦. ખૂ. કા. માં નથી. બીજી પ્રતોમાં પણ નથી.
૧૧. ખૂ. કા. ગોત્રદેવીને એમજ ગમતું; અ ગોત્રદેવીને ગમતું હશે.
૧. ઈ શોકની વાત છે એવી.

હરિ આદે થયા ઊભા, માન મુનિને દીધું,
અતિ આદરશું માન આપ્યું,[2] પ્રેમે પૂજન કીધું;[3]
સમાચાર પૂછે શ્રી કૃષ્ણજી, નારદ વળતું ભાખે,
ઉત્પાત વાતજ એક છે,[4] બાણ કુંવરને બાંધી રાખે;
ઇશ્વરી ઇચ્છાએ ઓખા પરણ્યો, સંબંધ એવો સાધ્યો,
એવા અપરાધને માટે,[5] (એને) બાણાસુરે બાંધ્યો;
વાત સાંભળી વધામણીની, વજડાવ્યાં નિશાણ,
શ્યામ, રામ તત્પર થયા,[6] હવે જીતવો છે બાણ;
સ્વજન સુખ અતિશે પામ્યાં, છે કુંવરને કુશળ,
ગરુડ લીધો ગોવિંદજીએ,[7] પૂઠે સૈન્ય સકળ;
સંકર્ષણ ને સાત્યકી જાદવ,[8] ત્રીજો પદ્યુમન,
એ[9] ત્રણે પાસે બેસાડી, કૃષ્ણે ખેડયો ખગજન;
એક પહોરમાં પંખી પોત્યો, સુણી અસુરે પંખ,[10]
રિપુ હૃદયનાં વિદારવાને, શ્યામે પૂર્યો શંખ.

વલણ

શંખ પૂર્યો શ્યામરામે, ઊધ્રક્યો સહસ્ર પાણ રે,
ત્રાસે નાસે લોક પૂરના, પડીઉં છે ભંગાણ.

---

૨. બૃ. કા. આદરશું આસન આપીને.
૩. જ પ્રીતે પૂજન કીધું; ક બહુવિધ પૂજન કીધું, ફ અતિથિ પૂજન કીધું.
૪. બૃ. કા. ઉત્પાત વાત જે તમારા કુંવરને
૫. બૃ. કા. આપદા અનિરુદ્ધ વેડે.
૬. ઙ શ્યામ રામ બેહુ તત્પર થયા, બૃ કા. શ્યામ, રામ, કામ થયા તત્પર.
૭ બૃ. કા. ગરુડ ખેડયો ગોવિંદજીએ; અ પંછી ગરુડ ખેડયો શ્રીકૃષ્ણજી.
૮. બૃ. કા. સંકર્ષણ ને સાત્યકી સંગાથે.
૯. બૃ. કા ત્રણ જોદ્ધા પાસે બેસાડી. ૧૦. ગ્ર શ્રવણે સાંભળી પંખ.
આ પછી રા. રાવળે મોકલેલાં પાઠાંતરમાં નીચેની કડી છે—
ગરૂડ ગત જાણી ખરી, સર્પ સર્વે જાયે,
બંધન છૂટયાં બે બાળનાં, આવ્યા જદુપતિ રાય.

## કડવું ૨૪ મું

શંખ શબ્દતણું કારણ, રિપુ દેહનું વિડારણ,
કૃષ્ણ જાણ તે બાણને થયું, બાણ પ્રાક્રમ કંઇએ ગયું;
અનિરુદ્ધ કહે સુણો[1] નારી, શંખ વાગ્યો ને આવ્યા હરિ,
છૂટયાં બંધન કારાગૃહ થકી,[2] ગાજે હળધર ને સાત્યકી;
બોલે પ્રદ્યુમ્ન મોટે સ્વરે, બાણ પાણ છેદાશે ખરે,
ગોવિંદ ગતિ ન જાય કળી, જાદવ સેના તે આવી મળી;
મંત્રી કહે સુણો અસુર નરેશ,[3] જાદવ સેનાએ ચાંપ્યો દેશ,
અનુચર આવ્યો લેઇને વાત, દળ દિસે છે અસંખ્યાત;
મંત્રીને કીધી નેત્ર સમશ્યાય, સૈન્યને આપી તે આજ્ઞાય,[4]
નાનાવિધ દુંદુભિ ગડગડે, શસ્ત્ર ધરી વીર વાહન ચડે;[5]
પાખર બખ્તર ઘુઘરમાળ, ડચકારે ઘોડા દે ફાળ,
મોરડે મણિ ફુમતડાં લટકે, પોતાના પડછાયા દેખી ભડકે;[6]
ભલા અસ્વાર ઉપર ટકે, હસતા હય હીંડે છે લટકે,
વાનરીઆ વેગે આવે નાચંતા, છુટા કચ્છી જે પાણીપંથા;

---

૧. બૃ. કા. સુણ સુંદરી.

૨. क, अ છૂટયાં બંધન જાદવ થકી.

૩. इ મંત્રી કહે, સુણો નરેશ. ब દળ જાદવનું સંતાપે દેશ.

૪. अ સૈન્ય સજનને આપી આજ્ઞાય; બૃ. કા. સૈન્યને તત્પર આપી આજ્ઞાય.

૫. ड અસ્ત્રધારી વીર વાહન ચડે, ब અસ્ત્ર લઈ વીર વઢવા ચઢે.

૬. फ પોતાની છાયા દેખી ભડકે.

**નોંધઃ**—ઘોડાનું વર્ણન ક્ષેપક લાગે છે પણ anachronism માની અત્ર મૂળમાં દાખલ કર્યું છે. વળી તે બીજી પ્રતોમાં પણ છે, એટલે પ્રેમાનંદીય હોવું જોઇએ.

કાબરા, કાળા ને કલંગી,[૭] કુમુદ, નીલા ને પચરંગી,
પીળા, પોપટીઆ, ચંપકવર્ણા, ઊજળા, અરબી ને હરણા;
તેલંગી, પવનવેગી ઘોડા, બહુ રથ અનુપમ જોડયા,[૮]
સજળ વાદળ જેવા હાથી,[૯] ઉપર બેઠા છે અકળ હાથી;
અસ્વાર ને પાળા અનંત,[૧૦] ધસે ધીર, ડસે બહુ દંત,[૧૧]
પૂર પોળે તે સૈન્ય ન માય, હણો જાદવને કહેતા જાય;
ટોળાં ઉપર ટોળાં ધાય, પગપ્રહારે તે ધરણી ધ્રૂજાય,
રીસે અંતરમાં ધડધડીઓ,[૧૨] રણ રાય બાણાસુર ચઢીઓ;
દશ દિશાથી મારગ સંધાય,[૧૩] કોટિ શંખ તે સાથે પૂરાય,
કર ઝાટકયા બાણાસુર મલ્લ, પૃથ્વી થાય ઉથલપાથલ;
આવી, ગર્જના કીધી ભૂપાળ, ખળભળીઆં સાત પાતાળ,
બ્રહ્મ લોક જઇ પોં'ત્યો નાદ, બાણે કીધો કૃષ્ણને સાદ;[૧૪]
આવ્યા ગરુડે ચઢી ખેપ કરી,[૧] નહિ જાવા દઉં પાછા ફરી,
ઉન્મત્ત જાદવ ઉચ્છૃંખળ, તમે દમ્યો સંસાર સકળ;
ક્ષત્રી કુળમાં લગાડી ખોડ, નહિ જગતમાં તમારી જોડ,[૨]
કુંવારી કન્યાને કપટે વરો, ક્ષત્રી ખળનાં કારજ[૩] કરો;

---

૭. ई કાબરા, કાળા ને કલંગી, પંખાળા ઉડણ રજલંગી, ब પંખાળા ઉડણ પીળા ભંગી બૃ. કા. પંખાળા ઊડે અવલંકી.
૮. अ, ब બહુ રથને અશ્વ જોડયા, ब ભલા અસ્વાર જુદ્ધે જોડયા.
૯. क દળ વાદળ સરખા હાથી, ब જ્યાં દળવાદળ સરખા હાથી.
૧૦. ई રથ, પાળા, ને અશ્વ અનંત, क બહુ પાળા અસ્વાર અનંત.
૧૧ ब ધસે ધીર કરડે મુખદંત, क ધીર ધસે ડસે મુખદંત, બૃ. કા. ધીર ધસે ને કરડે દંત.
૧૨. બૃ. કા. ब-હડહડીઓ. *આ લીટી क માં છે. બીજી પ્રતોમાં નથી.
૧૩. अ, ब મારગ દશે દિશાના પુરાય.
૧૪. બૃ. કા. શ્રીકૃષ્ણને બાણે કીધો સાદ.
૧. બૃ. કા. ખગારૂઢ આવ્યા છો ખપ કરી. ૨. બૃ. કા. માં આ લીટી નથી.
૩. બૃ. કા. લક્ષણ.

## કડવું ૨૪ મું

શંખ શબ્દતણું કારણ, રિપુ દેહનું વિડારણ,
કૃષ્ણ જાણ તે બાણને થયું, બાણ પ્રાક્રમ કંઇએ ગયું;
અનિરુદ્ધ કહે સુણો[૧] નારી, શંખ વાગ્યો ને આવ્યા હરિ,
છૂટયાં બંધન કારાગૃહ થકી,[૨] ગાજે હળધર ને સાત્યકી;
બોલે પ્રદ્યુમ્ન મોટે સ્વરે, બાણ પાણ છેદાશે ખરે,
ગોવિંદ ગતિ ન જાય કળી, જાદવ સેના તે આવી મળી;
મંત્રી કહે સુણો અસુર નરેશ,[૩] જાદવ સેનાએ ચાંપ્યો દેશ,
અનુચર આવ્યો લેઇને વાત, દળ દિસે છે અસંખ્યાત;
મંત્રીને કીધી નેત્ર સમશ્યાય, સૈન્યને આપી તે આજ્ઞાય,[૪]
નાનાવિધ દુંદુભિ ગડગડે, શસ્ત્ર ધરી વીર વાહન ચડે;[૫]
પાખર બખ્તર ઘુઘરમાળ, ડચકારે ઘોડા દે ફાળ,
મોરડે મણિ ફુમતડાં લટકે, પોતાના પડછાયા દેખી ભડકે;[૬]
ભલા અસ્વાર ઉપર ટકે, હસતા હય હીંડે છે લટકે,
વાનરીઆ વેગે આવે નાચંતા, છુટા કચ્છી જે પાણીપંથા;

---

૧. બૂ. કા. સુણ સુંદરી.

૨. क, अ છૂટયાં બંધન જાદવ થકી.

૩. इ મંત્રી કહે, સુણો નરેશ. ब દળ જાદવનું સંતાપે દેશ.

૪. अ સૈન્ય સજનને આપી આજ્ઞાય; બૂ. કા. સૈન્યને તત્પર આપી આજ્ઞાય.

૫. ड અસ્ત્રધારી વીર વાહન ચડે, ब અસ્ત્ર લઈ વીર વઢવા ચઢે.

૬. फ પોતાની છાયા દેખી ભડકે.

**નોંધ:**—ઘોડાનું વર્ણન ક્ષેપક લાગે છે પણ anachronism માની અત્ર મૂળમાં દાખલ કર્યું છે. વળી તે બીજી પ્રતોમાં પણ છે, એટલે પ્રેમાનંદીય હોવું જોઇએ.

કાબરા, કાળા ને કલંગી,[૭] કુમુદ, નીલા ને પચરંગી;
પીળા, પોપટીઆ, ચંપકવર્ણા, ઊજળા, અરબી ને હરણા;
તેલંગી, પવનવેગી ઘોડા, બહુ રથ અનુપમ જોડયા,[૮]
સજળ વાદળ જેવા હાથી,[૯] ઉપર બેઠા છે અકળ હાથી;
અસ્વાર ને પાળા અનંત,[૧૦] ઘસે ધીર, ડસે બહુ દંત,[૧૧]
પૂર પોળે તે સૈન્ય ન માય, હણો જાદવને કહેતા જાય;
ટોળાં ઉપર ટોળાં ધાય, પગપ્રહારે તે ધરણી ધ્રૂજાય,
રીસે અંતરમાં ધડધડીઓ,[૧૨] રણ રાય બાણાસુર ચઢીઓ;
દશ દિશાથી મારગ સંધાય,[૧૩] કોટિ શંખ તે સાથે પૂરાય,
કર ઝાટકયા બાણાસુર મલ્લ, પૃથ્વી થાય ઉથલપાથલ;
આવી, ગર્જના કીધી ભૂપાળ, ખળભળીઆં સાત પાતાળ,
બ્રહ્મ લોક જઇ પોં'ત્યો નાદ, બાણે કીધો કૃષ્ણને સાદ;[૧૪]
આવ્યા ગરુડે ચઢી ખેપ કરી,[૧] નહિ જાવા દઉં પાછા ફરી;
ઉન્મત્ત જાદવ ઉચ્છૃંખળ, તમે દમ્યો સંસાર સકળ;
ક્ષત્રી કુળમાં લગાડી ખોડ, નહિ જગતમાં તમારી જોડ,[૨]
કુંવારી કન્યાને કપટે વરો, ક્ષત્રી ખળનાં કારજ[૩] કરો;

---

૭. इ કાબરા, કાળા ને કલંગી, પંખાળા ઉડણ રજભંગી; ब પંખાળા ઉડણ પીળા ભંગી બૃ. કા. પંખાળા ઊડે અવલંકી.
૮. अ, ब બહુ રથને અશ્વ જોડયા, ब ભલા અસ્વાર જુદ્ધે જોડયા.
૯. क દળ વાદળ સરખા હાથી, ब જ્યાં દળવાદળ સરખા હાથી.
૧૦. इ રથ, પાળા, ને અશ્વ અનંત, क બહુ પાળા અસ્વાર અનંત.
૧૧ ब ઘસે ધીર કરડે મુખદંત, क ધીર ઘસે ડસે મુખદંત, બૃ. કા. ધીર ઘસે ને કરડે દંત.
૧૨. બૃ. કા. ब હડહડીઓ. *આ લીટી क માં છે. બીજી પ્રતોમાં નથી.
૧૩. अ, ब મારગ દશે દિશાના પુરાય.
૧૪. બૃ. કા. શ્રીકૃષ્ણને બાણે કીધો સાદ.
૧. બૃ. કા. ખગારુઢ આવ્યા છો ખપ કરી. ૨. બૃ. કા. માં આ લીટી નથી.
૩. બૃ. કા. લક્ષણ.

સબળે વાંકા થઇને પરવરો, દરમાં સાપ થાય[4] પાધરો,
કુડું કર્મ કીધું કુંવરે, લઢવા આવ્યા છો ઉપરે;[5]
તવ હસીને બોલ્યા ભગવાન, અમો લેઇ આવ્યા છું જાન,[6]
વિધાતાએ કીધો રે સંબંધ, વર કન્યાનાના છેડો બંધ;
બાણાસુરને ચઢીઓ કાળ, સંબંધ, શાનો રે, ગોવાળ !
[7]સહુને આપું રે પેંરામણી, હમણાં મોકલું જમપુર ભણી;
બાણાસુર એમ બોલ્યો વ્યંગ, કૃષ્ણે સજ કીધું સારંગ,
કડાઝુડ કટક બેહુ થયાં, ઉઘાડાં તે આયુધ ગ્રહ્યાં;
[8]ખાંડાં કર ફેરવે તલવાર, કાઢે શર ભાથાથી બા'ર,[9]
તોમર, ત્રિશૂલ ધરીઆં મુશળ, ગાજે હળધર લેઇને હળ;[૯॥]
છપ્પન કોટિ જાદવ ગડગડયા, દાનવ ઉપર ત્રુટી પડયા,
દાનવ માનવ દળ દળાય, દેખી બાણાસુર અકળાય;
બોલ્યો બાણ ધરી અભિમાન, કૃષ્ણ ઉતારું તારું માન,
વાધ્યા જાદવ [10]સુર સમાન, બાણે ધરીઉં તે શિવનું ધ્યાન;
અગિયાર કોટિ ગણ સેનાય, લઈ પધાર્યા શંકરરાય,
[11]વિઘ્ન વિહારણ ગૌરી ગણેશ, આગળ આવે શ્રી મહેશ;
ભૂત, પ્રેત, ભૈરવ, વૈતાલ, સપ્ત જ્વરે લીધા તાકાળ,[12]
ચોસઠ શીકોતરી, બાવનવીર;[13] કોપી કોઇલા પાડે રીડ;
ડાકણી, સાકણી સંહારી, એણી પેરે આવ્યા ત્રિપુરારિ,

---

૪. બૃ. કા પેસે.
૫. ક શું લઢવા આવ્યા તે ઉપરે. ૬. વ અમો લાવ્યા છું જાન.
૭. બૃ. કા. એવી આપીશ પેરામણી. ૮. બૃ. કા. નેજા ફરકે ફરે તરવાર.
૯. બૃ. કા. અ દંદ્વ જુદ્ધ થયું તેણી વાર
૯॥. ૬ ગાજે રામ કરમાં લઇ હળ. ૧૦. બૃ. કા. અસુર.
૧૧. આ લીટી બીજી પ્રતોમાં તેમજ બૃ. કા. માં નથી.
૧૨. બૃ. કા. ફ સપ્તજ્વર વ્યાધિ ને વ્યાળ; અ દશ જ્વર વિઘન કાળ.
૧૩. આ લીટી બીજી પ્રતોમાં નથી. બૃ. કા. માં નથી.

પોઠીઆ પર બેઠા શૂલપાણ, વ્યાઘ્રાબંર ઓઢ્યું પરિધાન,[૧૪]
વાગે શીંગ ડમરૂ ને ડાક, ગાજ્યા હરિહર દઇને હાક.

વલણ

હાક મારી શંકરે, ક્યાં ગયા કેશવ રામ રે,
ભટ પ્રેમાનંદ કહે કથા, હરિહર તણો સંગ્રામ રે.

## કડવું ૨૫ મું

રાગ સામેરી[૧]

આવ્યા જુદ્ધે તે શંકરરાય, સેવકની કરવા સહાય,
ભોળો ભોળાનો ભગવાન,[૨] દેખી રીઝયો દૈત્ય[૩] રાજન.

ઢાળ

રાજન રીઝયો દૈત્યનો,[૩] તે શરણ શંકરને ગયો,
પાયે લાગી પંચવદનને, સમાચાર સઘળો કહ્યો;
પુત્ર જે પ્રદ્યુમનતણો, તેણે કુળ લગાડ્યું લાંછન,
જામાત્ર પદવી ભોગવી, ચોરી,[૪] સેવ્યું ઓખા ભુવન;
મેં બંધને અનિરુદ્ધ રાખ્યો, હણતાં દયા મુજને આવી,
એવા અપરાધ ઉપર આવ્યા, કૃષ્ણ કટક ચઢાવી;
વાત વિરોધની સાંભળી, શિવે હકાર્યા જોદ્ધ,
જાઓ જાદવને સંહારો,[૫] શંકરને ચઢીઓ ક્રોધ;[૬]
જુદ્ધે તે આવ્યા ભૂત ભૈરવ, પ્રેત બહુ પિશાચ,
શાકણી શિકોતરી સંચરી, ભક્ષ ભક્ષ કરતી વાચ;

૧૪. ખૂ. કા. વૃષભે ચડી આવ્યા બાણનાથ, જાદવ સેનામો કરવા ઘાત.

૧. રાગ ઘ સોરઠી ફ સામેરી. ૨ ન્ન ટોળાં ભોળાનાં ભયાનક.
૩. ખૂ. કા. અસુર. ૪. ઙ, ખૂ. કા. છાનું.
૫. બ જાઓ જાદવ સૈન્યા સંહારો. ૬. ઙ શંકરે દીધો પ્રતિબોધ.

પંચદૂત સાથે પરવર્યા, કાશીતણા કોટવાળ,
વીર વૈતાલ ને કોઇલા, આગળ કર્યા પશુપાળ;[૭]
બાણાસુર બળિભદ્ર સામો, શંકર ને શ્રીકૃષ્ણ,
સાત્યકી ને સ્વામી કાર્તિક, નંદી ને ચામુંડ;[૮]
કૃતવર્મા કૌંભાંડ સામો, સાંબ ને ધુમ્રલોચન;
શોણિતાક્ષ ને સોમકેતુ, ગણપતિ ને પ્રદ્યુમન;[૯]
રથી સામા રથી આવ્યા, હસ્તી સામા હસ્તી,
જાદવને શ્રી હરિ હકારે, હર અસુરની વતી;[૧૦]
ભોગળે ભોગળ પડે ને થાય ગદાના કટકા,[૧]
ગગનમાં જેમ વીજ ચમકે, થાય ખડગના ઝટકા;[૨]
પટ્ટિ, ફરસી, પરિઘ, ભાલા, ભોગળ ને ભીંડીમાળ,
ઉખાંડાં, ખપુવા, ત્રિશૂળ, શક્તિ, વઢે વીર વિકાળ;
ગિરિ તરુવર અસ્થિ ચર્મ, વરસે દાનવદુષ્ટ,
સાંગ ભાલા મલ્લ બાઝે,[૪] પડે પાટુ ને મુષ્ટ;

---

૭. બૃ. કા. માં નથી, એને બદલે—
મહાસુભટ બળીઆ પ્રાક્રમી, દ્વંદ્વ જુદ્ધતું કરું શું વખાણ!
ગડગડિઆ સાત્યકી અહંકારી, સન્મુખ મૂકે બાણ.

૮. બૃ. કા. નંદી ને ચારુદેષ્ટ.

૯. આ પછી એક કડી આ પ્રતમાં વધારે છે, પણ તે ક્ષેપક લાગે છે—
ઉગ્રસેન ને કુબેર આવ્યા, લક્ષ્મણ ને લક્ષ લાભ,
ગર્ગાચાર્ય ને શુક્રાચાર્ય, જે ક્ષણમાં તોડે આભ;

૧૦. ब અસુરને શિવ ઉપરતી બૃ. કા. હણો શિવના ઉપરતી.

૧. બૃ. કા. ભોગળે ભોગળ પડે ફરસી, ગુરજના ચમકારા; क થાય ગદાના ભડાકટ.

૨. બૃ. કા. તેમ ખડગતણા ચમકારા; क થાય ખડગના ઝટાકા; ब તલવારના થાય ઝટકા.

૩. બૃ. કા. સાંગ લીધી પરિઘ ભાલા૦ શૂર ચક્રથી ચૂર થતા૦

૪. इ સાંગ ભાલા મલ્લ યુદ્ધ કરે, પડે મલ્લ કેરી પૃષ્ઠ,
ब સાંગ ભાલા ભલા વાગે, પડે પાટુ ને મુષ્ટ.

પ્રબળ માયા આસુરી, તેણે થઈ રહ્યો અંધકાર,
[5]બહુ વીર વાહન ચકચુરે થયાં, વહે શોણિતની ધાર;
અસ્થિ, ચર્મ ને મેદ કર્દમ, જાદવ દૈસ દળાય,
ધર્મ ચૂકી, મામ મૂકી,[6] કાયર પુરુષ પળાય;
શોણિતની ત્યાં સરિતા વહે, ભયાનક દિસે ભોમ,
પગ પ્રહારે રુધિર ઊડે, સજળ થયો છે વ્યોમ![7]
કુતુહળ દેખી દેવ કંપ્યા, હવો હાહાકાર,
બળિભદ્ર ને બાણાસુર વઢે,[8] કેમ સહે ભૂમિ ભાર!
નયણે દેખી નવ શકે, તે શ્યામ રુધિર પ્રવાહ,[9]
જોગણીનું ભક્ષ ચાલ્યું, સુખી શિયાળા થાય;
વ્યાઘ્ર, વણિયર, ભૂત ભૈરવ, શિવ સેનાની વૃત્ય,
સંતોષ પામી શાકિણી, કલ્લોલ કરતી નૃત્ય;
[10]કોઇ કાયર થઇને નાઠા, આફણીએ ઓસરીઆ,
શૂરા વઢીઆ શૂર પ્રખ્યાતે, આવી અપ્સરાએ વરીઆ;
ઓખા અનિરુદ્ધ કારણે, રોળાયા રાણા રાય;
[11]ઘર, દારા, સુત રહ્યાં અળગાં, સ્વર્ગે ચાલ્યા જાય;

૫ બૃ. કા. શૂર ચક્રે ચૂર થાતા. આ બે લીટીની પહેલાં બૃ. કા. માં બે લીટીઓ વધારાની છે—સરખા ને મહા સુભટ બળીઆ, થયો રણ સંહાર,
હસ્ત, ચરણને શ્રવણ નાસિકા, છેદે થાય હાહાકાર.
૬. ચ રણ છોડી મામ મૂકી. ક કર્મ છોડી મામ મૂકી.
૭. બૃ. કા. જ શું સાયર થાશે વ્યોમ? ક શું વ્યાકુળ થાશે વ્યોમ! ચ સૂરજ ઢંકાયો વ્યોમ. ડ શું અશુદ્ધ થાશે વ્યોમ. ૮. બૃ. કા. બળભંગ ભુજંગ હવો, જ બળધરી ભુજ ઘાય મૂકે. ૯. ક ચાલ્યો શોણિતનો પ્રવાહ. ૧૦. આ બે લીટીઓ બૃ. કા. માં તથા બે પ્રતોમાં નથી.
૧૧. આ લીટી બૃ. કા. માં નથી. ફ માં—
કૃષ્ણ વકારે જોઇને, શું વઢો છો ભય-આણી!
તે દેખી દારુણ નદી, કોપે ચઢ્યા શૂલપાણી,
સરખાવો વલણ સાથે—ભટ પ્રેમાનંદ કહે કથા, રાડ લાગી હરિહરતણી.

કુસુમ શય્યાએ પોઢતા તે, રુધિરમાં તણાય;
સાગર શું સંગમ હવો, શોણિત સરિતા વહી,
અસ્થિ, ચર્મની મેદની, બે પાળો બંધાઇ રહી;
માતંગ અંગ મસ્તક વિહોણાં, શું ગ્રાહ છે વિક્રાળ!
કુંભ સ્થળ શું કાચલા, શીશ કેરા સેવાળ!
નરકર શું ભુજંગ ભાસે, મુખ કમળ શું કમળ!
નેત્રમચ્છ, મુગટ બગલાં, નરનાભિ તે વમળ;
[1]દુંદુભિ તણાયાં, રથ ભાગ્યા, શોભિતાં શું વહાણ!
નિરખીને આ દારુણ નદી, કોપે ચઢ્યા શૂલપાણ.

વલણ

શૂલપાણિજી સૂંઢિયા, વૃષભ હાંક્યો ભૂધરભણી,
વિપ્ર[2] પ્રેમાનંદ કહે કથા, રાડ લાગી હરિહર તણી.

## કડવું ૨૬ મું

### રાગ સોરઠી

ધાઇ[3] આવ્યા શંકર સંગ્રામે, ધર્યું ચક્ર [4]સુદર્શન શ્યામે,
ગાજે ગરુડે તે છેલ છબિલો, હાંક્યો પોઠીઓ હરે હઠીલો;
હરિએ ચક્ર ચઢાવ્યું ચાક, શિવે સામું કીધું પિનાક,[5]
આવી અઢીઆ બે ભગવાન, થયો સંસાર આંદોલમાન;
વાગી હરિહરતણી ત્યાં હાક, પુરમાં રાંધ્યા રહ્યા છે પાક,
[6]ભૂલી વિધાત્રી લખે તે લેખ, ધ્રૂજે ધરણી ને સળક્યો શેષ;

---

૧. બૃ. કા. પ્રવાહે તણાયા રથ નતા.
૨. ભટ—હવે કહું રાડ હરિહરતણી. क વિપ્ર પ્રેમાનંદ એમ કહે, કહું રાડ હરિહરતણી; अ હવે રાડ જુઓ૦
૩. બૃ. કા. શંકર આવ્યા છે સંગ્રામે. ૪. બૃ. કા. ધર્યું ચાપને સુંદર શ્યામે.
૫. બૃ. કા. મૂક્યું શંકરે પિનાક. ૬. બૃ. કા ચળ્યા વિધાત્રીના લેખ.

ફુટયું આકાશ, ત્રુટયાં અભ્ર[૭], પડયા ગર્ભવંતીના ગર્ભ,
કરી ચાપ તે મંડલાકાર, શિવે બાણ મૂકયાં છે બાર;
તે પૂંઠે મૂકયાં પંચવીશ, છેદ્યાં આવતાં શ્રીજગદીશ,
[૮]સાત સહસ્ર, લક્ષ ને કોટ, વરસે બાણ તે કોટાકોટ;[૯]
વાળ્યો જાદવનો સંહાર, પ્રગટયો દેવમાં હાહાકાર,[૧૦]
કૃષ્ણે મૂકયું મોહાસ્ત્ર બાણ, મૂર્છા પામ્યા તે પિનાકપાણ;[૧૧]
કીધું પોઢીઆ ઉપર શયન, ધાયો બાણાસુર રાજન.
આવ્યા શુક્રાચાર્યજ સાર, ટાળવા શિવજીનો વિકાર,[૧]
બાણે કીધી છે બહુ વાન, કીધી ગણપતિને સાન;
ધાયા દૈત્ય તે જમના દૂત, તૂટી પડયા તે ભૈરવ ભૂત,[૨]
જુદ્ધ પ્રબળ કર્યું રણછોડ, આવી અસુરની કન્યા ક્રોધ;
આસુરી માયા કરતી નાર, કોઇ નમી છે ઉરજ ભાર,[૩]
કોઇની આંખજ ઉગ્ર કપોલ, કોઇનું મુખ તે મોટી પોળ;
કોઇનાં મસ્તક ગિરિ સમાન, કોઇનાં ભૂમિએ ભરાએ કાન,

---

૭ ङ ફાટયું આકાશ ને તૂટયાં અભ્ર. जं શબ્દે ત્રુટયાં આકાશનાં અભ્ર.
૮. બૃ. શત. ૯. બૃ. કા. વરસે બાણની દોટાદોટ.
૧૦. ड પ્રગટયો મહાદેવનો પરિવાર. ज પ્રગટયો શંભુજીનો ખાર.
૧૧. व, क મોહ પામ્યા પિનાકપાણ.

આ બે લીટીના ઉપર બીજી ૨૪ લીટીઓમાં હરિહર યુદ્ધ છે તે પાછળ પ્રેમાનંદના ક્ષેપક ભાગોમાં આપ્યું છે. એમાંની કેટલીક લીટીઓ ઉલટા સુલટી થઈ ગયેલી લાગે છે, અને આ જ કડવામાં આ પ્રતમાં પાછળ છે તે વાચકે જોઇ વિચારી સમજી લેવી. પછી દરેક કડવામાં કોઇ કોઈ લીટી બાદ કરીએ તો બધોજ ભાગ નવોજ છે. પરિશિષ્ટમાં જોઇ લેવો.

૧. ब મૃતસંજીવનીએ ટાળ્યો વિકાર.
૨. अ ભડ કોટિક ભૈરવ ભૂત.
૩. व કોઇ ભાપની પીડાય ઉરજ ભાર; क કેટલીક મારતી ઉરજ ભાર.

[૪]વનિતા વારુણીમાં થઇ મગ્ન, વસ્ત્રવિહોણી ફરે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ ગગન, જાદવ સૈન્યા કીધી ભગન,[૫]
હરખી સાકિણી ડાકિણી સર્વ, આજ આવ્યું ઉજાણીનું પર્વ;
ભુંડી ભામા, વરુઓ વર્ણ, ચુડેલ ચાલે અવળે ચર્ણ,
વરસે શોણિત, શિલાને સર્પ, કોપ્યા શ્યામ, રામ, કંદર્પ;
કૃષ્ણે આંખ કીધી ઘણી વક્ર, મૂકયું કોપ કરીને ચક્ર,[૬]
છેદ્યાં ડાકિણી, શાકિણીનાં શીશ, રંડા નાસે ને પાડે ચીસ;
છેદ્યાં શ્રવણ, નાસિકા ને નેણ, ત્યાં તો ઊઠી રુધિરની ઝેણ,
કોઇને ભાલા વાગ્યા ભચ, કોઇના નાક કપાવ્યાં ટચ;
છેદ્યાં કવચને ભાલા છેક, નાઠા અસુર મૂકીને ટેક,[૭]
ગાજ્યો બાણાસુર તે ઉન્મત્ત, ધનુષ્ય ધરીઆં છે પંચશત;
વરસે બાણ તે દાનવ દક્ષ,[૮] શત સહસ્ત્ર આયુધ ને લક્ષ,
નાઠી સૈન્યા સહુ ભડભડાટ, હસ્તી પાડે છે ચુચુવાટ;
પડયો જાદવ જોધમાં ભંગ, આકર્ષ્યું શ્યામે સારંગ,
કૃષ્ણે છેદ્યાં ધજા ને દંડ, કીધો રથ તે શતખંડ;
છેદ્યું છત્ર એક અનોપ, કાપ્યાં કવચ આયુધ ને ટોપ,
બાણાસુર કહે કરી કોપ, હવે ન જાય જીવતા ગોપ;[૯]
ચતુર્ભુજે કીધી ચોપ, માયા મૂકી થયા અલોપ,
શાંદયા શ્યામ રાય સજ થઈ, ગાજે બાણ તે કકડધજ;[૧૦]
પ્રકટી માયા તેણીવાર,[૧] મંત્રે નિવારી તે મોરાર,[૨]
વરસે ગિરિ તરુવર ધાર, જાદવ સૈન્યા ખાધી હાર;

---

૪. આ વર્ણન કાવ્યદોહનમાં સરખાવવા જેવું છે. સુજ્ઞ વાચકે તે સરખાવી જોવું. ૫. ब જાદવ સૈન્યા કીધી ભગ્ન.
૬. ब મૂકયું પૂરણ કોપે ચક્ર, ज ચતુર્ભુજે મૂકયું ચક્ર.
૭. ब અસ્વારે મૂકયો ટેક. ૮. क દૈત્ય દારુણ વરસેરે દુઃખ.
૯. ई જીવતો ન જાય ગોપ. ૧૦. ब સાંઢયો બાણ ખાડું કરી ધજ.
૧. क અસુરે માયા કીધી તિમિર. ૨. ड તત્ક્ષણ તે છેદી મોરાર.

કીધા વાહન વિહોણા વીર, ગતિભંગ તે સર્વ શરીર,
હળધરે મૂકી હવે મામ,[3] દારુણ દેવતણો સંગ્રામ:[4]
જાદવનું દેખી કષ્ટ, કૃષ્ણે કીધી ક્રોધની દૃષ્ટ,
દીવ્યાસ્ત્ર મૂક્યું છે બાણ, છેદી માયા પુરુષ પુરાણ;
કીધાં મુગટ વિહોણાં શીશ, લીધું ચક્ર તે શ્રી જગદીશ,
છેદવા માંડયા જ્યારે હાથ, આવી બાણાસુરની માત;
કાળી કોટરા એવું છે નામ, દેખી નગ્ન તે લાજ્યા શ્યામ,
નવ મૂક્યું તે સુદર્શન, નાશી છૂટયો તે બાણ રાજન;
ચક્ર ચઢાવ્યું બીજીવાર,[5] હવો દૈત્યમાં હાહાકાર,
નાઠી કોટરા પાડી ચીસ, હવે હાથ હણે જગદીશ;
અકળાવ્યો બાણ રાજન, આવી પડીઉં તે સુદર્શન,

વલણ

જેમ છેદે કો વડની ડાળ, તેમ કર કાપ્યા તત્કાળ;
પછી રાખ્યા છે ભુજ ચાર, બાણ પૃથ્વી પડયો મોઝાર.

## કડવું ૨૭ મું

### રાગ મારૂ

બાણાસુર પૃથ્વી પડયો,[6] પીડા પામ્યો પંડ રે,
સદાશિવ કોપે ચઢયા, [7]ત્યારે ખળભળ્યું બ્રહ્માંડ રે.
ઘણું કોપ્યા તે દેવ માલી, અકળાવ્યા શ્રી વનમાલી,
મૂક્યો પિત્તજવર મહાદેવ, હરિએ જ્વર પ્રગટયો તત્ખેવ;

---

૩. વ હરિ હળધરે મૂકયો મામ. ૪. અ દારુણ દૈત્યતણો સંગ્રામ.
૫. વ મૂકયું ચક્ર તે બીજીવાર, વ ચક્ર ચલાવ્યું બીજી વાર.
૬. આ વલણ સાથે આ કડવું બંધ બેસતું આવે છે, જ્યારે ખૂ. કા. નાં કડવાંના અંત ભાગ સાથે આજ વલણ છે, અને તે બંધ બેસતું નથી.
૭. ખૂ. કા. ત્યારે કંપ્યા ચૌદ બ્રહ્માંડ રે. વ તેણે ગાજ્યું બ્રહ્માંડરે, જ ઉડાડ્યું બ્રહ્માંડરે.

વાતજ્વર તેહનું નામ, પિત્તજ્વર શું કીધો સંગ્રામ,
તરીઓ મૂક્યો તે ત્રિપુરારિ, એકાંતરીઓ મૂક્યો દેવ મોરારિ;
શિવે ટાઢીઓ તાવ હકાર્યો, કાળજ્વર શ્રી કૃષ્ણે વકાર્યો,
ભૂતજવર મૂક્યો ઉમયાનાથ, એમ જ્વર પ્રગટયા છે સાત;
ઓખાહરણ સાંભળે ધરી ભાવ,[૮] તેના જીરણ જાયે તાવ,
શુકદેવ કહે સુણો રાય, હરિહર તણો મહિમાય;
મહાદેવ અગ્નિ ઉપજાવે, વિઠ્ઠલો વરસાદ વરસાવે,
થયો ક્રોધ તે રૂપ કપાલી, હામહામથી સૃષ્ટિ પ્રજાળી;
હરિહર બંને હઠે ભરાયા, ત્યાં તો બ્રહ્માજી વ્હારે[૧] ધાયા,
આવી જોડયા બંનેને હાથ,[૨] તમે જુદ્ધ મૂકો દીનનાથ;
સ્તુતિ કરીને સામા રહી, કમળાકંથે વારતા કહી,[૩]
નમું ગંગાધર પશુપાળ, નમું ગિરિધર દેવ દયાળ;
નમું જટાધર ભસ્મભાર, નમું મોરપિચ્છ ધરનાર,
નમું દેવદુઃખ હરનાર,[૪] નમું જગત જીવણહાર;
નમું જટાધર ભસ્મભાર, નમું મસ્તક મુગટ ધરનાર,[૫]
નમું નીલકંઠ રુંઢમાળ, નમું ગુંજાધર ગોવાળ;
નમું ઉમિયાવર જોગેશ,[પૂ] નમું શ્રીધર શ્રી ઋષિકેશ,
નમું શંકર બ્રહ્મકપાલી, નમું શ્રીકૃષ્ણ શંખધારી;[૬]
નમું ત્રિવદન ત્રિપુરહામ, નમું ભક્તવત્સલ ભૂધર નામ,
નમું સદાશિવ શિવ ઉપાસી, નમું વિઠ્ઠલવર વનવાસી:

---

૮. અ ઓખાહરણ સુણે કરી ભાવ.
૧. व જ દેવ વિરંચી વારે ધાયા.
૨. इ બહુ મધ્યે આવી જોરયા હાથ.
૩. અ બ્રહ્માએ વારતા કહી. व કમળાસને વારતા કહી.
૪. क નમું દુષ્ટને દીધો માર. અ નમું ગદાધર ગોપાળ.
૫. व નમું મસ્તક મુગટ ધરનાર. પૂ क નમું ડમરુધર મહેશ.
૬. અ નમું શ્રીકૃષ્ણ શંખ કરુણાવળી.

નમું દાવાનલ પર્જન્ય, નમું દુંદુભિ નાદ ગર્જન;
નમું પિનાક ત્રિશૂલપાણી, નમું સારંગધર પુરુષપુરાણી;
નમું વૃષભ જેનું વાહન, નમું કૃષ્ણદેવ પાવન;
તમે જગતના પિતા કહાવો, કાં જીવતાને મૃત્યુ અપાવો;[૭]
દીન વચન બ્રહ્માએ ભાખ્યાં, શિવ કૃષ્ણે આયુધ નાખ્યાં;
હેતે હરિહર બંને ભેટાડ્યા, પડ્યા જોદ્ધા સર્વે ઊઠાડ્યા;
બાણ શ્રીકૃષ્ણ ચર્ણે નમીઓ, સંતાપ તેનો સહુ શમીઓ,[૮]
પછી જ્વર પ્રકટયા જે સાત, બ્રહ્માને કહે છે વાત;[૯]
હવે અમો તે ક્યાં જઇ રહું, તમ વિના કોને દુઃખ કહું?[૧૦]
ચતુર્મુખ બોલ્યા મુખ વાણી, તમે રહો પૃથ્વીને જાણી;[૧૧]
અધર્મ કરે જે નરનાર, પશુ, વનસ્પતિ તણો જે કાળ,
ત્યાં તમારો નિવાસ, એમ જ્વરની પૂરી આશ;[૧]
ઓખાહરણ સાંભળે સંતોષ, જ્વર જનને ન પ્રકટે દોષ,
જે સાંભળે ધરીને ભાવ, તેના જાયે સાતે તાવ;[૨]
એવું કહી હવા અંતર્ધ્યાન, સંતોષ્યા શ્રી ભગવાન,[૩]
અનિરુદ્ધ શ્રીકૃષ્ણને મળીઓ, છૂટયાં બંધન વિજોગ ટળીઓ;
નાણું મોકલે બાણાસુર રાય, વરકન્યાને પીઠી ચોળાય,
વર ઘોડે ચઢ્યો, ગીત ગાય, અનિરુદ્ધ આવ્યો મંઘરામાંહ્ય;
શુકજી કહે પરીક્ષિત રાજાન, બાણાસુર આપે છે કન્યાદાન.

---

૭. ड સર્વ લોકને સુખ ઉપજાવો. क કાં પ્રજાને મૃત્યુ ઉપજાવો.
૮. म પ્રાણ છેદ્યાનો શોકજ શમીઓ.
૯. क જઈ વિધિને પૂછે વાત.
૧૦. ब સ્વામી અમને સ્થાનક દીજે, આપો થાનક ત્યાં રહી જે.
૧૧. क ચતુરાનન કહે છે વાણી, તમો પૃથ્વીમાં રે'જો જાણી.
૧. ड, क—અર્ધાં મોટાં ને અર્ધાં બાળ, અર્ધ પશુને અર્ધ પંખાલ,
માણસને મસ્તક ચઢજો, હય હસ્તીની આગળ વઢજો;
તાઢાં તાવ વસો જઈ વાસ, તવ જ્વરની પહોંચી આશ.
૨. क ત્યાં તમો ના રહેશો તાવ. ૩. अ કૃષ્ણને કોટિ દીધાં માન.

## કડવું ૨૮ મું

### રાગ દેશાખ

સમે વર્તે તે સાવધાન, અસુર પત્ની કરે છે ગાન,
ગર્ગાચાર્ય મોટાં મુન, લાગી વેદ વિચિક્ષણ ધૂન;
શુક્રાચાર્ય આચાર્ય ઋષિ, ઘૃત, તલ, જવ, અગ્નિ મૂકી,
હાથ સરુઓ અને સ્વાહા થાય, પાસે બેઠો બાણાસુર રાય;
તાહાં આડું અંતરપટ તાણી, ઓખા માંહ્યરામાં આણી,
અનિરુદ્ધ આગળ બેસાડે, સુખ આગળ દુઃખ વિસારે;
હાથેવાળો સાહ્યો છે પાણ, વરકન્યા સુંદર સુજાણ,
આડાં અંતરપટ અળગાં લીધાં, કન્યા છાંટણે તંબોલ કીધાં;
પહેલું મંગળ તે વરતાય, વરકન્યાને ફેરા ફરાય,
ભેરીના શબ્દ અનુપમ થાય, માનિની મંગળ ગાય;
ધેનુ આપી સહસ્ર દુઝણી, સહસ્ર દાસી આપી વિચક્ષણી;
બીજું મંગળ તે વરતાય, ત્રણ સહસ્ર રથ શ્રીકાર,
ત્રીજું મંગળ તે વરતાય, આપ્યા ચૌદ સહસ્ર તોખાર;
આપ્યાં આયુધ સેવકજન, સોનું રુપું સાતમણ ધાન,
ચોથું મંગળ તે વરતાય, આપી સાતસો અનુપમ ગાય;
પહેરામણી આપી કીધા નમસ્કાર, આપી દ્વિજને દક્ષણા સાર,[૪]
એમ વર્ત્યાં મંગળ ચાર, શ્વસુર પત્ની પીરસે છે કંસાર;
હસી હસી આરોગે સ્ત્રીભરથાર, મન આનંદનો નહિ પાર;
તાં દાસીજન ગીતો ગાય, જમાત્રને હસવું થાય,
જમો, જમો કંસાર જમાઈ, કીધી વડવા જેવી કમાઈ;
કહાંથી પેઠો ઘર બંબોળી, તમે છેતરી ઓખાબાઈ ભોળી,
તારાં કુણ પિતા, કુણ માત! શું કરીએ ભૂલી વિધાત;[૧]
દાનવ માનવ જોતાં ખામી, નીચ ઊંચની કન્યા પામી.

---

૪. બ એમ બીજી ત્રીજી પ્રદક્ષિણા સાર. ૧. ક શું કરીએ ભૂલી વિધાત.

રાગ ફેર

છોરા ઘી પીરે ઘી પી, તારું શરીર[2] થાય કાંઇ માતું રે,
તારે ઘેર ક્યાંથી દુઝણું રે, રખે સાસરીઆં વિના થાય વ્હાણું રે;
એમ ગીત ગાય છે વણીરે વરકન્યા ઊઠયાં પરણી રે,
ચાર સુવાસણું આવી વધાવે રે, એમ અખંડ એવાતણ ભાવે રે;
વળી વિપ્રને આપે દાન રે, ઋષિ સંતોષી દીધાં માન રે,
રાય બાણસુર લાગ્યો પાય રે; વિઠ્ઠલને આપી વિદાય રે.

વલણ

વિદાય આપી કૃષ્ણને, પ્રણિપત વિવિધ કરી,
માતા વળાવે ઓખાબાઇને, શીખામણ દે છે ફરી ફરી.[3]

## કડવું ૨૯ મું

રાગધનાશ્રી

પુત્રી પધારો રે, સોભાગણી સાસરે રે,
ભાગ્ય તારાની તુલના કુણ કરે રે?
અમો અપરાધી અવગુણ ભર્યાં રે,
અમે તમને બહુ દુઃખીઆં કર્યાં રે.

ઢાળ

દુઃખીઆં કીધાં દીકરી, મરણ લગી નહિ વિસરે રે,
માતાપિતા શત્રુ થયાં, મનની ખટક કેમ વિસરે રે,
બાઇ, બાપે બંધન બાંધીઆં,[4] દોહિલાં વેઠયાં દીકરી,
મોટું ઘર વર પામીઆં, તે તું તારે કર્મે કરી;
જાદવકુળ વસુદેવજી, દેવકી ને રોહિણી,
બળિભદ્ર, સાત્યકી, પ્રદ્યુમ્ન, શ્રીકૃષ્ણ ત્રિભુવનધણી;

૨. જો તારું મુખ મનોહર માતું રે. ૩. એ શીખામણ દેઉ સાંભળ દીકરી.
૪. વ બાઇ ! બાપે તું ને બંધન રાખી.

રુકિમણીને સત્યભામા, જાંબુવતી ને રેવતી,
રખે દીકરી આળસ કરતી, ચરણ તેમનાં સેવતી;
ઉગ્ર પુણ્યે ઓખાબાઇ! પામી અનિરુદ્ધ નાથને,
એ સુખ આગળ દુઃખ વિસરશે, જે જોખમ બાણુના હાથને;
શી શીખામણ દેઉં દીકરી, અમારી લાજ વધારજે,
પ્રીતે પતિ આજ્ઞા આપે તો,[1] પિયર ભણી પધારજે;
સસરા જેઠની લાજ કાઢજે, નવ બોલીએ ઉંચે સ્વરે,
આઘું ઓઢીને હીંડીએ, દૃષ્ટિ રાખીએ ભોમ ઉપરે;
રુડી ભુંડી વાત વિસારી, સાંભળીને વિચારીએ,
ઉઘાડા કેશ ના મેલીએ, ઘણું ઝીણું વસ્ત્ર ના પે'રીએ;
ભાઇ વિના કો પુરુષ સાથે,[2] ગાન, ગોઠ ન કીજિએ,
સાસુ સસરો રીસ કરે તો, સામો ઉત્તર ન દીજિએ,[3]
પરાયે ઘેર જઇએ નહિ, નહિ જોઇએ અરુંપરું,
પૂછ્યા પછી ઉત્તર દીજે, જથારથ બોલીએ ખરું;
દાસી માણસનો સંગ ન કરીએ, પિયરને ન વખાણીએ,
અનંત અવગુણ હોય સાસુતણા,[4] સ્વામી મુખ ન આણીએ;
મોટે સાદે હસીએ નહિ,[5] કોઇ સાથે તાલી ન દીજિએ,
ઊભાં રહી ઉઘાડે માથે, મારી પુત્રી પાણી ન પીજિએ;
ભરથાર પહેલું જમીએ નહિ, ઉચ્છિષ્ટ જમીએ નાથનું,
'તું' કારીએ નહિ સેવક સાદે, માન રાખીએ સહુ સાથનું;
દિવસે ના સૂઇએ દીકરી, વચન પ્રભુજીનાં પાળીએ,
સાસુ, સસરો સાદ કરે તો,[6] જી જી, કહી ઉત્તર વાળીએ;

૧. क પ્રેમે પિયુ આજ્ઞા આપે તો ૨. ड ભાઈ સમાન કોઇ પુરુષ સાથે.
૩ ब વળતો ઉત્તર ન દીજિએ. क પૂછ્યા પછી ઉત્તર દીજિએ. अ
ઉતાવળો ઉત્તર ન દીજિએ.
૪. इ લાખ દુઃખ હોય શ્વશુર પક્ષનું. ૫ क મોટે સાદે બોલીએ નહિ.
૬. ड સાદ કરે સાસુ જેઠાણી જ્યારે.

એમ ઓખાને વિદાય આપી, વર્ત્યો જયજયકાર,
શ્રીકૃષ્ણ પધાર્યા દ્વારકા, પરણાવી કુમાર;
ઓખાહરણ અતિ અનુપમ, તાપ ત્રણે જાય,[૭]
શ્રોતા થઇને સાંભળે, તેને વૈકુંઠ પ્રાપ્તિ થાય;
ગોવિંદ ચરણે ગ્રંથ સમર્પ્યો, ગુરુને નામ્યું શીશ,
ઓખાહરણ જે ભાવે સાંભળે, તેને કૃપા કરે જગદીશ;
ઓગણત્રીસ કડવાં એનાં છે, પદ સંખ્યા કીધી નથી,
સુણે તાણે ને અનુભવે, તેની પીડા જાય સર્વથી;
વીરક્ષેત્ર મધ્યે વાસ વાડીમાં, વિપ્ર ચતુર્વેશી જાત,
પ્રેમાનંદ આનંદે કહે, જય જય વૈકુંઠનાથ.

---

૭. अ ઓખાહરણ જે સાંભળે તેના તાવ સાતે જાય,
ભટ પ્રેમાનંદ કહે કથા, સન્મુખ શ્રી જદુરાય;
ઓખાહરણ તણી કથા, કવિતા કહે કરજો,
શ્રોતાજન શ્રવણે સુણી બોલો શ્રીરણછોડ.
ब હરિજન કહે હરિકથા, નિર્મળ થાય અંગ,
પ્રેમાનંદ કહે પરમેશ્વરને, કૃપા કરો સારંગ.

# પરિશિષ્ટ ૧.

## બૃહત્ કાવ્યદોહનમાં છાપેલો પરન્તુ ઓગણત્રીસ કડવાનાં ઓખાહરણમાં નહિ આપેલો ભાગ.

### કડવું ૧ લું

*શ્રી ગુરુ ગોવિંદને ચરણે લાગું જી, ગણપતિ શારદા વાણી માગું જી,
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાખું કથા હરિતણીજી;
જે સાંભળતાં સુખ થાયેજી, મનની તે ચિંતા જાયેજી;
ચતુર્દશ લોક જેને માનેજી, તેના ગુણ શું લખીએ પાનેજી.

### કડવું ૨ જું

*તેણે શુક્રાચાર્યને પૂછીઉં, લાગી ગુરુને પાય,
કહો ગુરુજી તપ કયાંનો, શુદ્ધ મને ઉપાય;
શુક્ર બોલ્યા હેત કરીને સૂણ બાણાસુર રાજન,
સર્વ થકી ઉત્તમ ઉપાસન, કહું પરમ નિધાન;
ગંગાતટે જઇ તપ કરો, ઉપાસો મહાદેવ,
ભોળો શંભુ પ્રસન્ન થઇ, વર આપશે તતખેવ;
શુક્રનાં વાયક સાંભળી, થયો બાણ મન ઉલ્લાસ,
તપ કરવાને ચાલિઓ, મન ધરીને વિશ્વાસ;
*નેત્ર ઉઘાડીને નિરખીઉં, ત્યારે દીઠા શંકર જાણ,
ધશી હશીને ચરણે લાગ્યો, સ્તુતિ કરી નિરવાણ.

## કડવું ૩ જું

### રાગ ચમન-કલ્યાણ

આવ્યા આવ્યા ઉમયા સહિત મહાદેવ, દીઠી દીઠી અસુરતણી ઘણી સેવ;
નયણે નીરખ્યો શ્વાસ જ દેહ, દીઠો સુકાં કાષ્ટવત તેહ. ૧
તેને લાગી શંભુજી શું તાળી, બાણાસુર બેઠો આસન દૃઢ વાળી;
એવાં એવાં તપનો માંડ્યો અભ્યાસ, માથા ઉપર ફુટી નીકળ્યાં ઘાસ. ૨
એના તપનો નહીં આવ્યો પાર, એમ વર્ષ ગયાં છે એક હજાર;
એવું તપ જોઇને બોલ્યા ત્રિપુરારી, તમે સાંભળો પાર્વતી નારી. ૩
એને તપે ત્રૈલોક બધું ડોલે, બાણાસુર તો બોલાવ્યો નવ બોલે;
તમે કહો તો એને વર આપું, ને હું સત્ય વચન કરી થાપું. ૪
વળતાં બોલ્યાં પાર્વતી રાણી, એવા દુષ્ટને નાપો શૂલપાણી;
દૂધ પાઇને ઉછેરો છો સાપ, તેથી તમે પામશો મહા સંતાપ. ૫
પહેલાં તમે ભસ્માંગદ વરદાન દીધું, વરદાન પામ્યો કારજ એનું સીધ્યું;
વરદાન રાવણાદિકને આપ્યાં, તેણે દુષ્ટે જાનકીનાથ સંતાપ્યા. ૬
તે માટે ઝાઝું શું તમને કહિયે, હારે એવા દુષ્ટથી વેગળા રહિયે;
પછે તમને શી શીખામણ દીજે, ભોળા શંભુ રુડું જાણો તેમ કીજે. ૭
જાઓ નારી પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી.
એવું કહીને બોલ્યા તે ભોળોનાથ, દીધો બાણાસુરને શિર હાથ. ૮
ઊઠ, ઊઠ, પુત્ર! તૂં વર માગ્ય, તૂં તો સમાધિ તજીને જાગ્ય;
વાણી શંભુની સૂણીને જાગ્યો, તેણે શિવજી પાસે વર માગ્યો. ૯
સ્વામી મને સહસ્ર હાથ જ આપો, મુજને પુત્ર કરીને સ્થાપો;
એક એક હસ્ત એવો કીજે, હસ્તી સહસ્રતણું બળ દીજે. ૧૦
અસ્તુ અસ્તુ કહીને શિવે વર આપ્યો, તેને તો પુત્ર કરીને થાપ્યો;
વરદાન લઇને દાનવ ઘેર આવ્યો, તેને બધા નગ્ર લોકેરે વધાવ્યો. ૧૧

### વલણ

વધાવ્યો ત્યાં લોક સર્વે, આનંદ ઘણો મન થાય રે;
આની રાજ બેઠો બાણાસુર, તેને ઉલટ અંગ ન માય રે. ૧૨

## કડવું ૪ થું.

### રાગ કેદારો

વર આપી વળ્યા વિષધારી રે, સહસ્ર ભુજ પામ્યો અહંકારી રે;
ઓખારીને કહે પામ્યો હું જય રે, હું તો થયો છું અક્ષય રે. ૧
અભિમાની બોલે એમ ગર્વ વચન રે, પુર વિષે આવ્યો રાજન રે;
સહુને આનંદ વાધ્યો મન રે,........................... ૨

## કડવું ૫ મું

### રાગ બિલાવર

વળિ વળિ પૂછ્યું પરીક્ષિત રાયજી, શુકદેવજી કહોને યથાયજી;
દેવ કન્યા પ્રગટી જેહજી, દૈત્ય પુત્રીતણો સંદેહજી. ૧

ઢાળ

દૈત્યપુત્રી કેમ હવી, શુકદેવજી કહોને સત્ય;
વિસ્તારીને વર્ણવો, ઓખાતણી ઉતપત્ય. ૨
શુકદેવ વળતું બોલિયા, તમે ભલી પૂછી વાત;
ઓખાની ઉત્પત કયમ હવી, કહું તમને સાક્ષાત. ૩
એકવાર ગિરિ કૈલાસથી, શિવજી તે મધુવન જાય;
ઉમયાજી ઘેર એકલાં, તેણે વિચાર્યું મનમાંય. ૪
શિવને દિવસ થાશે ઘણા, નંદી ને ભૃંગી સંગ;
સંતાન મ્હારે કાંઇ નહીં, તે માટે લ્યોને સંગ. ૫
શિવજી કહે કરજો પ્રગટ, ઇચ્છાથકી સંતાન;
તપ કરવાને જાઉં છું, ધરવાને હરિનૂં ધ્યાન. ૬
એમ કહીને શંકર ચાલ્યા, આવ્યા તે ગંગાતીર;
દૃઢ આસન વાળીને બેઠા, મનમાં રાખી ધીર. ૭

દિવસ કેટલા વહી ગયા, ને ચૈત્રમાસ તે આવ્યો;
પરસેવો ઉમયાને અંગે, થયો તે તો નવ ભાવ્યો. ૮
માર્જન કરવા ઇચ્છા કીધી, મલીન દીઠું અંગ;
સુગંધી તેલ કકડાવિયાં, જલ ઉષ્ણ મૂક્યું પ્રસંગ. ૯

પાર્વતીએ મન વિચાર્યું, મંદિરમાં નથી કોય;
હું પુત્ર એક પ્રગટ કરું, જે દ્વાર આગળ જોય. ૧૦
પછે દક્ષિણ અંગથી મેલ ઉતારી, ઘડ્યું પુત્રનું રુપ;
તેના હાથ પગ ને ઘુંટણ, પહાની, ટુંકડું અંગસ્વરુપ. ૧૧

ચતુર્ભુજ ને ફાંદ મ્હોટી, મ્હોટું તે મસ્તક સંગ;
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દીસે અંગ. ૧૨

તેના વામ કરમાં કમળ આપ્યું, બીજે ફરસો જાણ;
ત્રીજે હાથે જલકમંડલ, દક્ષિણ કરશી પાણ. ૧૩
બાજુબંધ ને બેરખા, કુંડળ ઘાલ્યાં કર્ણ;
કટીએ શોભે મેખલા ને, ઘુઘરા બાંધ્યા ચર્ણ. ૧૪
તેને સર્પનૂં ઉપવીત આપ્યું, મોદિક આપ્યો આહાર;
મુષકનૂં વાહન આપ્યું, ઉર સેવંત્રાનો હાર. ૧૫
તેનૂં ઘૃત સિંદૂરે અંગ ચરચ્યું, કાયા કંચનની પરિધામ;
પ્રતિહાર કરીને થાપીઓ, ગણપતિ ધરિયું નામ. ૧૬
મુખ વચન માતાજી બોલ્યાં, હું માર્જન કરું આ વાર;
કોઇ પુરુષ આવે આંગણે તો, રાખજે ઉભો દ્વાર. ૧૭
એકલો બાળક બારણે બીશે; વિચાર્યું મન માત;
એની પાસે જોડ હોય તો, બેહો કરે બેઉ વાત. ૧૮

વામ અંગથી મેલ ઉતારી, ઘડ્યું કન્યાસ્વરૂપ;
તેની શોભા શી વર્ણવું, શુકદેવ કહે સૂણ ભૂપ. ૧૯
તેનૂં વદન પૂનમચંદ્ર સરખું, નેન નિર્મળ જાણ;
નાસિકા શુકચંચ સરખી, દર્શન બીજ પ્રમાણ. ૨૦

તેના અધર અતિ ઓપે રાતા, કપોલ ગ્રીવ જેહ;
ભુજદંડ છે ગજસૂંઢ સરખા, કુચ બીજોરાં તેહ. ૨૧
તેની જંઘા જાણે કદલી સરખી, ઉર ઉજ્જવળ અંગ;
તેના ચરણ જાણે પદ્મની, કેસરી કટીનો લંક. ૨૨
કર કંકણ ને મુદ્રિકા, કંઠે પુષ્પનો હાર;
કરણે ઝાલ ઝબુકે, પાયે નેપુરનો ઝમકાર. ૨૩
મસ્તકે ગુંથી રાખડી, કંઠે મુક્તાનો હાર;
અણવટ પગે વીછુવા, કટીમેખલા શણગાર. ૨૪
તેને ચણિયો ચોળી પેહેરાવિયાં, શિર ઘાટડી પરિધામ;
શુકદેવ કહે પરીક્ષિતને, તેનૂં ઓખા ધરિયું નામ. ૨૫
તેને ઢીંગલાં ને ટોલડી, કુંડલી કોથળી જેહ;
પાંચ કોડાં, દાબડી, વેલણ, રમવા આપ્યાં તેહ. ૨૬
કુંમકુમ ચંદન ચાંદલો, કાજળ સિંદુર સંગ;
તેલ, તંબોલ ને નાડાછડી, કરી તે પૂજા અંગ. ૨૭

વલણ

કરી પૂજા અંગ સોહિયે, કુંવરી કન્યા જેહરે;
શુકદેવ કહે પરીક્ષિતને, એમ ઓખા પ્રગટી તેહ રે. ૨૮

## કડવું ૬ ઠું.

### રાગ રામગ્રી

વળી વળી પૂછ્યું પરીક્ષિત રાયજી, શુકદેવજી કહોને કથાયજી;
ઉમયા અંગથી ઉપની જેહજી, દૈત્ય પુત્રીતણો સંદેહજી. ૧

ઢાળ

સંદેહ મ્હારા મનતણો, તે ટાળીએ ઋષિરાય;
એ ભ્રાત ભગિની દ્વારે મૂકી, રચ્યો કુણ ઉપાય. ૨
સારપૂઠે શું થયું, મુને સંભળાવોને એહ;
વિસ્તારીને વર્ણવો, શુકદેવજી સર્વે તેહ. ૩

શુકદેવ વળતું બોલીઆ, તું સાંભળ રાજકુમાર;
ઉમયાએ ઓખાની પ્રત્યે, એમ કહ્યું તેણીવાર. ૪
હું મંદિરમાં માર્જન કરું છું, ત્યાં દીધી શીખામણ;
કોઈ પુરુષ આવે આંગણે તો, કરજે મુજને જાણ. ૫
એમ કહીને ગયાં ઘરમાં ઉતાર્યું ઉષ્ણોદક સાર;
બાવનાં ચંદન ઘોળીયાં તે, કનકપાત્ર મોઝાર. ૬
વસ્ત્ર આભુષણ તજીને, નહાય છે ઉમયા માત;
મોકળે કેશે નેત્ર મીંચી, બેઠાં છે સાક્ષાત. ૭

### રાગ-મારૂની દેશી.

ઋષિ નારદજી તેણીવાર, હૂતા બ્રહ્મસભા મોઝાર;
ઋષિએ મન કરચો વિચાર, હું તો જાઉં ત્યાં નિરધાર. ૮
શિવ ઉમિયાને વદવાડ, માંહોમાંહી કરાવું રાડ;
એવું વિચાર્યું ઋષિરાય, જ્યાં ઉમિયાજી બેઠાં નહાય. ૯
આવ્યા અંતરિક્ષથી ઋષિરાય, ત્યારે દીઠી પાર્વતીએ છાંય;
જાણે પેહેરું તે વસ્ત્ર સૂરેખે, રખે ઉઘાડું અંગરે દેખે. ૧૦
તે માટે શિરના કેશ, તેણે ઢાંક્યું તે અંગ સુવેશ;
જોઇ ઋષિ નારદ સિધાવ્યા, શિવ પાસે ગંગાતટે આવ્યા. ૧૧
આવી બોલ્યા શિવ શું વાણી, મારી વાત સૂણો શૂલપાણી;
તમે ધરી બેઠા શું ધ્યાન, ઘેર પ્રગટ્યાં છે બે સંતાન. ૧૨
એવું સાંભળતાં તત્કાળ, ઊઠી અંગમાં મોટી જ્વાળ;
એવું કહીને ચાલ્યા છે મુન્ય, મહાદેવ હવા અતિ શૂન્ય. ૧૩
શિવ ઘરમાં પેસે જ્યારે, પેલે જોદ્ધે વારચા ત્યારે;
અલ્યા ચોરટો છે કે ભિખારી, નહાવા બેઠાં છે માત અમારી. ૧૪
માંહોમાંહી થયો સંગ્રામ, બેમાં કોઈ ન છાંડે ઠામ;
જટા સાહીને નાંખ્યા છે ઇશ, મહાદેવને ચઢી અતિ રીશ. ૧૫
ઢીકા પાટુ ને ગડદા સાથ, અન્યોઅન્ય બીડી છે બાથ;
ધાયા ભૂત ભૈરવ વૈતાળ, રણે કોપ્યો ઉમિયાનો બાળ. ૧૬

ઘણું કોપ્યા શ્રીત્રિપુરારી, ગાજ્યા ગણપતિ બહુ રીશ ધારી;
એહ સરખા છે બલવંત, ઘણું કોપ્યા તે ઉમિયાના કંથ. ૧૭
કોપ્યા ગણપતિ તે બહુ અંગ, સર્વ સેનાનો કીધો ભંગ;
નાઠી સેના દેખી બળધીશ, કોપ્યા ગણપતિ કોપ્યા ઇશ. ૧૮
એનું રૂપ ભયંકર ભાસે, દેખી મુનિવર નાવે પાસે;
જટા સાહીને નાખ્યા ઇશ, ત્યારે શિવને ચઢી અતિ રીશ. ૧૯

ઢાળ

જટીલ જોગી વ ભસ્મભોગી, દીસંતો અવધૂત;
આજ્ઞા વિના અધિકાર ન જાવા, જો હોય પૃથ્વીનો ભૂપ. ૨૦
વચન એવું સાંભળીને, કોપીઆ શિવ રાય;
ત્રિશૂલ મારી શિર છેદિયું, જઈ પડયું ચંદ્રરથમાંય. ૨૧
ઓખા મનમાં ત્રાસ પામી, દેખીને દારુણ કર્મ;
માતાની પાસે કહેવા ન ગઇ, નવ લહ્યો આગળ મર્મ. ૨૨
મહાદેવ મંદિરમાં ગયા, ઝબકયાં તે ઉમિયા મન;
નેત્ર ઉઘાડીને નિરખિયા, શિર કેશે ઢાંકયું તન. ૨૩
વસ્ત્ર પેહેરીને થયાં બેઠાં, પૂછીઉં શિવરાય;
એ બાલક તો બારણે મૂક્યાં કેમ આવ્યા મંદિરમાંય. ૨૪
શિવ કહે શિર છેદિયું, પેલો પુરુષ હૂતો જેહ;
સ્ત્રીહત્યા મેં નવ કરી જીવતી તો મૂકી તેહ. ૨૫
એમ કહેતાં ઉમિયા પડ્યાં પૃથ્વી, એ શૂં કીધું શિવરાય?
અંગથકી ઉત્પન્ન કરચાં, બેઉ બાલક તમારાં થાય. ૨૬
હમણાં તે મારા પ્રાણ કહાડૂં, કાં જીવાડો એહ;
શિવ કહે શિર છેદીયું, જઇ પડયું પર્વત તેહ. ૨૭
એક મૂરતમાંહી મસ્તક આણી, મેહેલો તે એને અંગ;
નંદી ભૃંગીને મોકલ્યા, જઈ જોયા પર્વતશૃંગ. ૨૮
મસ્તક તો લાધ્યું નહીં, એક હસ્તી દીઠો વંન;
એકદંત ને મહા ઉન્મત્ત, જઈ વિદારયું તંન. ૨૯

મસ્તક લઇને આવિયા, શિવ ઉમિયા કેરી પાસ;
મહાદેવે મસ્તક ચ્હોડીયું, વરદાન દીધૂં હાથ. ૩૦
મ્હારે હાથે દુઃખ જ પામ્યો, મુજ પેહેલો પૂજાય.
શુભ કામે સ્મરણ કરે, તેનૂં સિદ્ધ કારજ થાય. ૩૧

વલણ

વરદાન એવું આપીયું, શિવે તેણે ઠામરે;
પેહેલી પૂજા કરી પોતે, ગજવદન ધરિયું નામરે. ૩૨

કડવું ૭ મું

રાગ મારુ

ઉમિયા આવ્યાં તે મંદીર બ્હાર, નવ દીઠી તે ઓખા કુમાર;
મીઠાની કોઠડી હુતી જ્યાંહે, કન્યા નાશીને પેઠી ત્યાંહે. ૧
ઉમિયાને ક્રોધ ચડ્યો અપાર, ઓખાને શાપ દીધો તેણી વાર;
ત્યાર પૂઠે તે શું થાય, તેની કહું હવે કથાય. ૨

ઢાળ

શાપ પુત્રીને હવો, તે સાંભળો કહૂં રાય;
વરસ એક લગણ પુત્રી, રહેજે લવણની માંય. ૩
વચન એવું સાંભળીને, દુઃખ પામી મંન;
લવણ મધ્યે કોમળ કાયા, કેમ જાશે વરસ દંન. ૪
ગદગદ કંઠે ઓખા બોલી, દયા કરો મુજ માત;
અપરાધ કિંચિત્માત્ર છે, તેમાં આવડી શી ઘાત ! ૫
મેં શાપ તમારો શીશ ચડાવ્યો, અનુગ્રહ કેમ થાય !
માતા કહે મહિમા વાધશે, તારો મૃત્યુલોકની માંય. ૬
પછે પાર્વતીજીએ પ્રેમ આણી, કહ્યો માસ જ એક;
વરસ આદ્યે ઉત્તમ કહિયે, ચૈત્ર માસ વિશેક. ૭

તે માસે તે લવણ કેરો, કરે સંગ્રહ જેહ;
પાર્વતીજી પુત્રીને કહે, તે દુઃખ પામે દેહ. ૮
ચૈત્ર માસે વ્રત અલૂણું, કરે જે સ્ત્રીજન;
સંસારનાં સુખ ભોગવે, પામે પુત્ર, કલત્ર ને ધન. ૯
ચૈત્રકેરા દિન ત્રીશે, અંન અલૂણું ખાય;
માતા કહે સત્ય જાણજો, તે સ્વર્ગવાસી થાય. ૧૦
માતા કહે મહિમા કહૂં, એવો ચૈત્ર નિર્મળ જાણ;
એક માસ અલૂણું ન કરે, તેનૂં મિથ્યા જીવ્યું જાણ. ૧૧
વ્રત કરીને દાન કરવું, લવણકેરું જેહ;
આખ્યાન સાંભળે પાતક જાયે, નિર્મળ થાયે દેહ. ૧૨
પાંચ દહાડા પાછલા, વ્રત કરે સ્ત્રી જંન;
કરે ભોજન લવણ પાખે, એક ઉજ્જવળ અન્ન. ૧૩
હું શાપમોચન તુજને કહું છું, ઓખાને કહે છે માંય;
શ્રી ભગવાનકુલમાં વર થશે, તે ગ્રહશે તારી બાંય. ૧૪
સર્વે દોષ ટળશે તે થકી, સાંભળ ઓખાબાઈ;
સંતોષી એમ એ સર્વે કહી, આનંદ પામ્યાં સહી. ૧૫
પછે ઓખા લવણમાં પેઠી, શાપ મટાડવા કાજ;
શુકદેવ કહે પરીક્ષિતને, કહું બાણાસુરનું કાજ. ૧૬

વલણ

કથા કહું તે સાંભળો, ધરીને એક ધ્યાનરે;
તે પછી શૂં નીપજ્યું, વિસ્તારું રાજાન રે. ૧૭

## કડવું ૮ મું

### રાગ વેરાડી

એક સમે ચંડાલણી, ઉભી રાજદ્વાર;
વાસીદું વાળી કરી, કીધું ઝાકઝમાળ. એક સમે૦

રાજા તે સૂતા હિંડીઆ, અતિ પ્રાતસકાળ;
મુખ આડી સનમાર્જની, રાખીરે ચંડાળ. એક સમે૦
તે જોઇ બાણાસુરે પૂછિયો, સઘળો વિસ્તાર;
મુખ આડી સનમાર્જની કેમ રાખી તેં નાર? એક સમે૦

ચંડાલણી કહે રાયજી, સાંભળો મહારાજ;
વહાણામાં મુખ કેમ દાખવું, જાણી કીધી મેં લાજ. એક સમે૦
રાજા કહે સત્ય બોલ તૂં, નહિકર દેશુંરે દંડ;
શા માટે આડી ધરી, સનમાર્જની રંડ? એક સમે૦

વળતી ચંડાળણી એમ વદે, સાંભળોરે ભૂપાળ;
સાચું બોલૂં છું હું હવે, રખે દેતા રે ગાળ. એક સમે૦
પ્રાતસમે જોવું નહીં, વાંઝીઆનૂં વદન;
તમારે કાંઇ છોરું નથી, સાંભળોને રાજન. એક સમે૦
તે માટે સનમાર્જની આડી કીધી મેં રાય;
સાચું બોલી છું, જે ઘટે, તેવો કરજોરે ન્યાય. એક સમે૦
રાજાએ સત્ય માન્યું સહી, નવ કીધોરે ક્રોધ;
રાજ મૂકી કૈલાસે ગયો, બાણાસુર જોધ. એક સમે૦
તપ કરવા વેગે ગયો, દૃઢ રાખી વિશ્વાસ;
ધ્યાન ધરયું મહાદેવનૂં, મુને પુત્રની આશ. એક સમે૦

## કડવું ૯ મું

### રાગ મારૂ

તેણે સમે રાણી કહેવારે લાગી, જોઇ રાજાનૂં રૂપ;
બાણમતી એમ બોલીયાં, રાય થયો વૃક્ષસ્વરૂપ. ૧
રાય એ વરને શું લાવીયા, તમારી કોણ આવશે સંગ;
અપત્ય શેં નવ લાવીયા, હૂં હૂલાવત ઉછરંગ. ૨

તે માસે તે લવણ કેરો, કરે સંગ્રહ જેહ;
પાર્વતીજી પુત્રીને કહે, તે દુઃખ પામે દેહ. ૮
ચૈત્ર માસે વ્રત અલૂણું, કરે જે સ્ત્રીજંન;
સંસારનાં સુખ ભોગવે, પામે પુત્ર, કલત્ર ને ધંન. ૯
ચૈત્રકેરા દિન ત્રીશે, અંન અલૂણું ખાય;
માતા કહે સત્ય જાણજો, તે સ્વર્ગવાસી થાય. ૧૦
માતા કહે મહિમા કહૂં, એવો ચૈત્ર નિર્મળ જાણ;
એક માસ અલૂણું ન કરે, તેનૂં મિથ્યા જીવ્યું જાણ. ૧૧
વ્રત કરીને દાન કરવું, લવણકેરું જેહ;
આખ્યાન સાંભળે પાતક જાયે, નિર્મળ થાયે દેહ. ૧૨
પાંચ દહાડા પાછલા, વ્રત કરે સ્ત્રી જંન;
કરે ભોજન લવણ પાખે, એક ઉજ્જવળ અન્ન. ૧૩
હું શાપમોચન તુજને કહું છું, ઓખાને કહે છે માંય;
શ્રી ભગવાનકુલમાં વર થશે, તે ગ્રહશે તારી બાંય. ૧૪
સર્વે દોષ ટળશે તે થકી, સાંભળ ઓખાબાઈ;
સંતોષી એમ એ સર્વે કહી, આનંદ પામ્યાં સહી. ૧૫
પછે ઓખા લવણમાં પેઠી, શાપ મટાડવા કાજ;
શુકદેવ કહે પરીક્ષિતને, કહું બાણાસુરનું કાજ. ૧૬

વલણ

કથા કહું તે સાંભળો, ધરીને એક ધ્યાનરે;
તે પછી શૂં નીપજ્યું, વિસ્તારું રાજાન રે. ૧૭

## કડવું ૮ મું

### રાગ વેરાડી

એક સમે ચંડાલણી, ઉભી રાજદ્વાર;
વાસીદું વાળી કરી, કીધું ઝાકઝમાળ. એક સમે૦

રાજા તે સૂતા ઉંહીઆ, અતિ પ્રાતસકાળ;
મુખ આડી સનમાર્જની, રાખીરે ચંડાળ. એક સમે૦

તે જોઇ બાણાસુરે પૂછિયો, સઘળો વિસ્તાર;
મુખ આડી સનમાર્જની કેમ રાખી તેં નાર? એક સમે૦

ચંડાલણી કહે રાયજી, સાંભળો મહારાજ;
વહાણામાં મુખ કેમ દાખવું, જાણી કીધી મેં લાજ. એક સમે૦

રાજા કહે સત્ય બોલ તું, નહિંકર દેશુંરે દંડ;
શા માટે આડી ધરી, સનમાર્જની રંડ? એક સમે૦

વળતી ચંડાળણી એમ વદે, સાંભળોરે ભૂપાળ;
સાચું બોલૂં છું હું હવે, રખે દેતા રે ગાળ. એક સમે૦

પ્રાતસમે જોવું નહીં, વાંઝીઆનૂં વદન;
તમારે કાંઇ છોરું નથી, સાંભળોને રાજન. એક સમે૦

તે માટે સનમાર્જની આડી કીધી મેં રાય;
સાચું બોલી છું, જે ઘટે, તેવો કરજોરે ન્યાય. એક સમે૦

રાજાએ સત્ય માન્યું સહી, નવ કીધોરે ક્રોધ;
રાજ મૂકી કૈલાસે ગયો, બાણાસુર જોધ. એક સમે૦

તપ કરવા વેગે ગયો, દૃઢ રાખી વિશ્વાસ;
ધ્યાન ધર્યું મહાદેવનૂં, મુને પુત્રની આશ. એક સમે૦

## કડવું ૯ મું

### રાગ મારૂ

તેણે સમે રાણી કહેવારે લાગી, જોઇ રાજાનૂં રૂપ;
બાણમતી એમ બોલીયાં, રાય થયો વૃક્ષસ્વરૂપ. ૧

રાય એ વરને શું લાવીયા, તમારી કોણ આવશે સંગ;
અપત્ય શેં નવ લાવીયા, હૂં ફૂલાવત ઉછરંગ. ૨

બાણુમતી દુઃખ પામી કહે, બહુ બળતણું શું કામ;
સંતાન મ્હારે કાંઇ નથી, શિર વાંઝીઆનૂં નામ. ૩
રાયે રિધસિધ ત્યાગ કીધી, ચાલીઓ વનમાંહે;
કૈલાસ ગિરિએ આવીઓ, બેઠા છે શિવજી જ્યાંહે. ૪
તાતને ચરણે લાગીઓ, તવ પૂછ્યું શિવરાય;
સંતાન મ્હારે કાંઇ નથી; કાંઇ પુત્ર પુત્રી થાય. ૫
ત્યારે પાર્વતીજી બોલીયાં, મારો પુત્ર એક ગણેશ;
તે તો આપ્યો જાય નહીં, ત્રિલોકનો દેવેશ. ૬
અપત્ય કો આપે નહીં, જે પોતાનૂં સંતાન;
તેત્રીશ કોટીએ પૂજા કરી, મૃત્યુલોકમાં માન. ૭
દેવ દૈત્યમાં પ્રીત ન હોયે, પિતા પુત્ર ન થાય;
વચન એવું સાંભળી, મન ઝાંખો થયો છે રાય. ૮
પછે ઉમાએ શિવને કહ્યું, પુત્રી લવણમાં છે જેહ;
તેને ત્રીશ દહાડા થયા પૂરા, આપેને પુત્રી તેહ. ૯
ત્યારે પુત્રી કહેવા લાગી, સાંભળો મુજ માત;
કૈલાસે હૂં ક્યારે આવું, સત્ય કહોને વાત? ૧૦
ફાગણ વદ તૃતીયાને દીવસ, તૂં આવજે મુજ પાસ;
ગોર કરીશ જો પુત્રી મ્હારી, તો પૂરીશ તારી આશ. ૧૧
તે ભર્યું ભાજન લઇને ચાલ્યો, લવણ મધ્ય કુમાર;
માથે ચડાવી થયો મારગ, આવ્યો નગર મોઝાર. ૧૨
પછે ભાજન ભાંગીને કન્યા કહાડી, દીઠું સુંદર રૂપ;
પંચામૃતે પખાળી કરી, શણગાર સજાવ્યા ભૂપ. ૧૩
ભાટ ચારણ ગણ ગાંધર્વને, ત્યાં આપીયાં બહુ દાન;
તરીયાં તોરણ બાંધીયાં, જાણે પુત્રી પુત્ર સમાન. ૧૪
ગજે બેસાડી નગર મધ્યે, ફેરવી લાવ્યો રાય;
વાજીંત્ર વાજે અતિ ઘણાં, વળી બંદી જશ બહુ ગાય. ૧૫

શુકદેવ કહે પરીક્ષિત સુણો, પહેલી દેવકન્યા રાય;
સંદેહ મનનો ટાળીએ, પછે દૈત્યપુત્રી થાય. ૧૬
નિત્ય રાજસભામાં બાણ બેસે, ધરે બહુ અભિમાન;
એવું જોઇને બોલિયો, કૌભાંડ જે પરધાન. ૧૭
ગર્વ ન કીજે રાયજી, કાંઇ મન વિચારી જોય;
પાંચ દહાડા પુરુષને, કાંઇ છાયા ફરતી હોય. ૧૮

વલણ

છાયા ફરતી પુરુષને, સરખી સદા ન હોયરે;
ગર્વ કદી નવ કીજીએ, માનો રાજા સોયરે. ૧૯

## કડવું ૧૦ મું

### રાગ સામેરી

બાણાસુર નૃપ ઓચર્યો, દેશું તે કન્યાદાન;
તેને પુણ્યે પામશું, ફળ કોટિ યજ્ઞ સમાન. ૧
આકાશવાણી એમ હવી, સાંભળજે રાય નિરધાર;
પુત્રી ઇચ્છાવરે પરણશે, કારણરૂપ કુમાર. ૨
ત્યારે રાજા વિસ્મય પામ્યો, છે કાંઇ કારણ વાત;
આકાશવાણી એમ હવી, કાંઇ વરતશે ઉત્પાત. ૩
શુક્રાચાર્યને તેડીઆ, પ્રશ્ન પૂછ્યું રાય;
આકાશ વાણી સુણીને, મને ચિંતા મન બહુ થાય. ૪
જન્મપત્રિકા કરો એહની, અશુભ ગ્રહ જે હોય;
તેને હું કરું પાધરા, કર મૂછ ઘાલ્યો સોય. ૫
શુક્રાચાર્ય જ બોલીયા, એ બળતણું નહિ કામ;
વિચારીને જોને રાજા, મનમાં મોટી હામ. ૬
તે ભવિષ્ય ટાળ્યું નવ ટળે, સહુ જે આડે આંક;
નિમિત્ત કો છૂટે નહીં, ત્યાં ગ્રહતણો શો વાંક? ૭

જન્મપત્રિકા કરી એહની; સાંભળ રાજકુમાર; ૮
એ કન્યા જ્યારે પરણશે, ત્યારે વરતશે હાહાકાર.
મન વિચારી રાજા બોલ્યો, શુક્ર પ્રત્યે એમ; ૯
એ કન્યા નવ પરણાવું, એ વાતનો મારે નેમ.

વલણ

નિયમ મારે એ વાતનો જે, પરણાવવાનો હું નહીં; ૧૦
વિપ્ર પ્રેમાનંદ કહે ઓખાને, માળિએ ચઢાવીએ સહી.

*સાખી

એમ કહિને માળીએ, રાખી ઓખાબાઇ રે; ૧૧
રખવાળો બહુ મૂકીઆ, સૂણો પરીક્ષિત રાય રે.

## કડવું ૧૪ મું

રાગ કેદારો

નાથ વિના હું એકલી, કેમ કરીને રહેવાય;
કામજ્વર પ્રગટ થયો, જ્વાળા કેમરે સહેવાય. નાથ વિના૦ ટેક.
માતપિતા વેરી થયાં, જેણે દુઃખમાં નાખી;
વાંક વિના વિપત ઘણી, આ શૂળીએ રાખી. નાથ વિના૦ ૧
મારો હરખ રહ્યો હૈડા વિષે, રંડાપો વળગ્યો;
કંથ વિજોગ છે દોહલો, પ્રાણજીવન અળગો. નાથ વિના૦ ૨
શણગાર સજીને હું શું કરું, દેખાડું કોને?
સેજ બિછાવી સ્વામી વિના, જોઉં કોના મોંને? નાથ વિના૦ ૩
ઉજડ વનમાં હું રહું, નહી કોને જોઉં;
તરકરની જેમ માતને, કોઠીમાં રોવું. નાથ વિના૦ ૪
મારી દિન દિન કાયા દૂબળી, સૈયર શું કરીએ?
કંથ વિજોગ છે દોહલો, ફાટીને મરીએ. નાથ વિના૦ ૫
હોએ સૂખ ઘણું પીયર વિષે, તોએ ઓછું આવે;
ભાઈ ભોજાઈ મેણાં દીએ, નહારી કહાવે. નાથ વિના૦ ૬

કોનો રે પીયુ મેં પરભવ્યો, પેલા ભવનીરે માંહે;
તે દૈવે મુને દંડ દીધો, આવી આ ભવ માંહે. નાથ વિના૦ ૭
રાત વેરણ થઇ મારી, નહીં વહાણું વાએ;
પ્રેમાનંદ પ્રભૂ જો મળે, તો સુખડું થાએ. નાથ વિના૦ ૮

## કડવું ૧૫ મું (બૃ. કા.)

### (કડવું ૭ મું. આ પુસ્તકનું)

* સમય સંજોગ સૂર્યને અસ્તે, કુચમર્દન કરે છે સ્વહસ્તે;
અધર કરડે ચુંબન દે ઘેલી, બેઉ ચરણ હૃદે પર મેલી;
લડથડતી આવે હીંડી, ચિત્રલેહાને પાડે ભુજ બીડી,
સૂતાં સજનીએ એકઠાં વળગી, સૈયરને ન કરે અલગી;
પર્યંક પ્રેમદા રમે; એમ આળે નિશા નિરગમે;
* ઓખા ઊંઘમાં જાણતી હુતી, સખીની સેજે જઇને સૂતી,
તેને થાવા ન દે ઉપરાંટી, અન્યોઅન્ય ભરાવે આંટી;
* પીળી પાઘ ને વાઘો લાલ, શિર તોરો છે ફૂલ ગુલાલ,
શોભે ભૂષણ ને નવરંગ, હાથે મીંઢળ શોભે અંગ.
* વ્યાપ્યો વામાને વ્રેહનો રોગ, સ્વપ્ને પામી સુખ સંભોગ;
નાથ બોલાવે કરી આદર, પ્હોંતી શામાની સાદર.
રતિ સંગ્રામ કરે છે નિઃશંક, ગ્રહી અધરે દેતી ડંખ;
* ભાંગી નાખ્યો તે ભોગનો ભેદ, ઊપજ્યો અમૃત પરસ્વેદ;
મધુર બોલે જંતરણી, એમ ગ્હોડે વાત અંતરની;
* મનમાંહિ તે મન ગયું પેશી, ખાવું, ખાધું તે એકઠાં બેશી,
બીડી અરધી કરડી નાથે, આપી ઓખાજીને હાથે.
* અનિરુદ્ધ વિમાસે મન, ચિત્ત ભાગ્યું વિચાર ઉત્પન્ન;
કહે મુજ કુલ ખોઈ લાજ, રખે જાણે શ્રી મહારાજ.
* એમ વિચારે ભરથાર, વિરહાતુર બાણકુમાર,
પતિ જોઇ મોહજ પામી, પછી વિરહની વેદના વામી

## કડવું ૧૬ મું (મૂળ કડવું ૮)

### રાગ સામેરીની સાખી*

સામેરી સજન વળાવિયો, તાતી વેલૂ માંહે;
હૂં ન સરજી વાદળી, પિયુને પળ પળ કરતી છાંયરે. ૧
સાહેલી સાગર ઉલટયો, રતન તણાયાં જાય;
કરમ હીણા ભરે મૂઠડી, તેના શંખલે હાથ ભરાયરે. ૨
સેજે સુતાં સ્વપનો ભયો, પિયા ગ્રહી મોરી બાંહે;
ઓચિંતી ઝબકી ગઇ, પિયુ ન દેખૂં ત્યાંહેરે. ૩
સુઉં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેન કે સ્વપ્નાંતરે, કયું જિઉં મોરી માય. ૪
સ્વપ્નામેં પિયુ આવીયા ઉંઘે લાગો ધાય;
બલિહારી એ સ્વપ્નકીરે, મત સ્વપ્ના હો જાયરે. ૫
સ્વપ્નાને તોરા કહા કીયા, મત જગાવે મોય;
જો મેરા પિયા ના મીલે, તો મેં મરુંગી સોયરે. ૬

### રાગ સામેરી

જાગી જાગીરે રામા રસભરી, તપાસે સેજલડી ફરી ફરીરે.-રામા. ટેક.
ઊઠીને સજ્જાપર બેઠી, વિચાર વિષે પેઠીરે;
ચતુરાં ચક્ષુને ચોળીને જોતી, પછે નેત્ર નિર ભરી રોતીરે. રામા૦ ૧
ભુજ દઇને લલાટેરે બેઠી, વિરહભરી છે બાળીરે;
થરથર ધ્રૂજે ને કાંઇ નવ સૂઝે, રુવે છે આંસુડાં ઢાળીરે. રામા૦ ૨

## કડવું ૧૯ મું

### રાગ રસિક મલ્લાર

મારો પિયુ પરદેશી થઇ રહ્યો, રીસાવ્યો ભરથાર;
રત્ન આવ્યું'તું હાથમાં, રાખી ન શકી આણીવાર રે. મારો૦
હવે દોષ દેવો શો કર્મને, હારયમાં થયું કલ્પાંત,
મેં તો મરકલડે મુખ ફેરવ્યું, મારા નાથને પડી છે ભ્રાંતરે; મારો૦

હવે વહેલા પધારોને નાથજી, મારું હૃદય ફાટીરે જાય,
સુખ સાગર વહી ચાલીઓ, જોબન તણાયું જાય રે; મારો૦
વ્યાકુળ મન કન્યાતણું, કેશ છુટા છે ચારે દિશ,
હાથ ઘસે, કલ્પાંત કરે, હવે શું થાશે જગદિશ! મારો૦
પેલે ભવે કર્મ શાં કર્યાં, પાપી, પતિ વિજોગની જ્વાળ,
હુંશ રહી હઈડા વિષે, રંગમાં ડશીઓરે વ્યાળ; મારો૦
એ દિશા ભાળે ભામિની, ઓચિંતા દ્યો દરશન,
ઊઠે, બેસે, અવની પડે, જેમ જળ વિના તલપે મીન; મારો૦
એમ રુદન કરે સુંદરી, જાગી ચિત્રલેખા તત્કાળ,
તેણે હૃદયા સાથે ચાંપીને, ચુંબન દીધું ગાલ; મારો૦
તાત તારો જો જાણશે, આપણ બેનો આણશે અંત;
સાચું કહે ને મારી બેનડી, તેં શું દીઠું સ્વપન: મારો૦

વલણ

ઓખા કહે સુણ બેનડી! મુને ભાવ ન લગારરે,
ભટ પ્રેમાનંદ એમ કહે, પ્રાણ લાવતાં શી વારરે.

## કડવું ૨૬ મું (મૂળ કડવું ૧૭ પહેલાં)

### રાગ સોરઠી

કામનીએ જ્યારે કટક જ દીઠું, અને થઈ નીરાશ;
અરે દૈવ તેં એ શું કીધું, મને હુતી મોટી આશ.
વાલા કેમ વઢશોરે, મારા નોંધઠીઆ ભરથાર. વાલા. ૧
બોલાવી બોલે નહીં, પડી થઇ આશા ભંગ;
ઉઠાડી બેઠી કરી, તેનું વદન નિહાળે કંથ. વાલા. ૨
સ્વામી તું કેમ સાંખીઓરે, રાંકને ઘેર રતન;
ઘાડે કષ્ટે હું પામી; મારો મદન મનોહર કંથ. વાલા. ૩

વચન એવું સાંભળીને અને દુઃખ પામી મંન,
લવણ મધ્યે કોમળ કાયા કેમ જાશે વર્ષ દંન ૨

ગદ ગદ કંઠે ઊચરે મુને મયા કરો મુજ માત,
અપરાધ કિંચિત માત્ર માહરો તે એવડી શી વાત! ૩

મેં આપ તમારો શીશ ચઢાવ્યો અનુગ્રહ ક્યમ થાય?
માત કહે મહિમા વાધશે તારો મર્ત્ય લોકની માંહ ૪

પછી પારવતીએ પ્રેમ આણીને કહ્યો માસજ એક,
વર્ષ આદિ ઉત્તમ કહીએ એમાં ચૈત્ર માસ વિશેક; ૫

ચૈત્ર માસે લવણ કેરો ત્યાં કરે સંગ્રહ જેહ,
પાર્વતી પુત્રીને કહે છે તે કષ્ટ પામે તેહ; ૬

[1]લવણ કેરૂં કાર્ય ગૃહસ્થે ન કરવું નિરધાર,
[2]ચૈત્ર માસે લવણ કેરો ન કરવો વળી આહાર; ૭

[3]ચૈત્ર માસે લવણ ભક્ષે જે કો માનુષ જંન,
[4]પણ લવણ લેપન [5]સર્જે કાયા તે મૃત્યુ પામે તંન; ૮

[6]ચૈત્ર માસે[7] વ્રત અલુણું કરે જે કો સ્ત્રી જન,
સંસારનાં સુખ ભોગવે પામે પુત્ર કલત્ર બહુ ધન; ૯

ચૈત્ર કેરા દીવસ ત્રીસ અન્ન અલુણું ખાય,
માતા કહે એમ જાણજે તે સ્વર્ગવાસી થાય; ૧૦

પાંચ દહાડા પાછલા વ્રત કરે જે સ્ત્રી જન,
નક્ત ભોજન લવણ પાખે એક ઉજ્જવલ અંન; ૧૧

માત મહિમા એમ કહ્યો એવો ચૈત્ર નિર્મલ જાણ;
એક અલુણું નવ કરે તેનું વૃથા જીવવું [8]જાણ; ૧૨

---

૧, ૨, ૩, ૬ આ. (ક, ખ,) શરૂઆતમાં ૪ પણ (ગ માં નથી) ૫ દેહ સંજે (ક, ખ) કાયા (નથી). ૭ ચૈત્રે અલુણાં વ્રત ઉત્તમ કરે સ્ત્રી કો જન (ગ). ૮. આણ. (દુઃખ),

દેહ રક્ષાને દાન કરવું લવણ કેરૂં જેહ,
[૯]પાર્વતી પુત્રીને કહે છે શ્રાપમોચન એહ; ૧૩
પછી ઓખા લવણુ પેઠી શ્રાપમોચન થાય,
શુકદેવ કહે પરીક્ષિત સુણો પછી બાણાસુર રાય. ૧૪

## કડવુ ૧૦ મું

રાગ સામગ્રી

રાજાના મંદિર વિષે આવી રે ચાંડાલ,
[૧૧]નિત્ય પ્રભાતે રજ વાલી કરે ઝાકઝમાલ; ૧

એક સમે ચાંડાલની આવી રાજદ્વાર,
વાસીદું વાળી કરી ઉભી તે નાર;—એક સમે૦ ૧
ત્યારે રાજા સુતો ઊઠીઓ અતિ પ્રાત:કાળે,
મુખઆડે સન્માર્જની રાખીરે ચંડાલ;—એક સમે૦ ૨
તે જોઇને બાણાસુરે પૂછીઓ વિસ્તાર,
ક્યમ રાખી સન્માર્જની સત્ય કહેને વિચાર;—એક સમે૦ ૩
વળતી ચાંડાલની કહે સાંભળો મહારાજ,
વહાણામાંહે મોંહ કયમ દાખવું? જાણી કીધી લાજ;—એક સમે૦ ૪
રાજા કહે સાચું કહે નહિતર દેઇશ દંડ,
કયમ રાખી સન્માર્જન સત્ય કહેની હો રંડ;—એક સમે૦ ૫
વળતી ચાંડાલની કહે સાંભળોની હો રાય,
સાચું બોલ્યે જે ઘટે તેવો કરજોને ન્યાય;—એક સમે૦ ૬
પાત:સમે જોઇએ નહિ વાંઝીઆનું વદન,
કોઇ તમારે છોકરૂં રે નથી રાજન;—એક સમે૦ ૭

---

૯, પુત્રી તુજને પ્રેમ આણી (ક, ખ.) ૧૦. ક. ખ. માં નામ નથી.
૧૧. ખ. નિશ પ્રતે, ક. નિત્ય પ્રતે, ગ માં આ કડી નથી.

## કડવું ૧૧ મું

### રાગ મારૂ.[12]

તેણે સમે રાણી કહેવા લાગી જોઇ રાજાનું રૂપ,
બાણમતી એમ બોલીઆં રાય થયો તે વૃક્ષ સ્વરૂપ; ૧
હલા ! એ વરને શું લાવીઆં કોણ આવશે તમારી સંગ?[13]
કો અપત્ય શેં નવ લાવીઆ હું હુલાવતી ઉછંગ; ૨
બાણમતી દુઃખ પામીઆં બલો સર્વનું કામ,
સંતાન મારે કો નહિ શિર વાંઝીઆનું નામ; ૩
રાયે રિદ્ધિ સિદ્ધિ સર્વ ત્યાજ્ય કીધી ચાલીઓ વનમાંહે,
કૈલાસ ગિરિ આવીઓ તે શિવ બેઠા છે જ્યાંહે; ૪
આવી શિવને ચરણે લાગ્યો ને પૂછીઉં શિવરાય,
સંતાન[14] મુજને આપીએ કો પુત્ર પુત્રી થાય; ૫
પાર્વતીજી બોલીયાં માહારે પુત્ર એક ગણેશ,
તે તો આપ્યો નવ જાયે ત્રૈલોક્યનો દેવેશ; ૬
અપત્ય કો આપે નહિ જે પોતાનું સંતાન,
તેત્રીસ ક્રોડે કરી પૂજા મર્ત્ય લોકમાં માન; ૭
દેવ દૈત્યમાં પ્રીત ન હોયે પિતા પુત્ર ન થાય,
વચન એવું સાંભળી મન ઝાંખો થયો રાય; ૮
ઉમયા કહે સહી કુંવરી લવણ માંહે જેહ,
દીવસ દહાડા થયા પુરણ આપો પુત્રી તેહ; ૯
ત્યારે ઓખા કહેવા લાગી સાંભળ માત નિર્ધાર,
કૈલાસ ક્યારે આવું મને કહે સત્ય વિચાર; ૧૦
ફાગણ સુદી તૃતીયા તણા દિને આવે મારી પાસ,
ગોર્ય કરીને પુત્રી માહારી, પૂરીશ તારી આશ; ૧૧

---

૧૨. ક. નામ નથી. ખ. ધન્યાશ્રી. ૧૩. ક, ખ, ગ. લાવીયો, તારી કોણ આવશે સંગ. ૧૪. મારે કો નથી. (૧૧)

તે ભર્યું ભાજન લેઇને ચાલ્યો લવણ મધ્યે કુમારી,
માથે ચઢાવી થયો મારગમાં આવ્યો ભુવન મુઝારી; ૧૨
તેણે ભાજન ભાંજી કન્યા કાઢી દીઠું સુંદર રૂપ,
પંચ દ્રવ્યે પખાલીને શણગારે સજ્યા ભૂપ; ૧૩
હાથીએ બેસાડીને નગર ફેરવી આવીયો ઘરમાંહ,
વાજીંત્ર વાજે અતિ ઘણાં બહુ ધન ખરચે ત્યાંહ; ૧૪
ભાટ ચારણ ગુણું ગાંધર્વને આપીઆં બહુ દાન,
તરીયા તોરણ બાંધીયાં જયમ પુત્ર પુત્રી સમાન; ૧૫
શુકદેવ કહે પરીક્ષિત સુણો એમ દેવ કન્યા ને રાય,
સંદેહ મનનો ટાળીયો એમ દૈત્ય પુત્રી થાય; ૧૬
નિત્ય રાજા સભા બેસી કરે બહુ અભિમાન,
એવું મનમાં જાણીને વળતો વદે પરધાન; ૧૭
અભિમાન ન કીજે રાયજી હૃદે વિમાસી જોય,
પાંચ દહાડા પુરૂપને તે છાંય ફરતી હોય. ૧૮

## કડવું ૧૨ મું

### રાગ સોરઠી.૧૫

દેવાંગના કે ઉર્વશી કો પ્રગટ દીસે આજ,
મેનકા સમાન દીસે સુંદર ત્યાં મહારાજ; ૧
રળીઆત થઇને વસ્ત્ર આપ્યાં અને મુક્તા હાર,
અશ્વ રથ ભવ્ય ભૂષણ દાનનો નહિ પાર; ૨
બાણાસુર નૃપ ઉચરે દેશું તે કન્યા દાન,
તેણે પુણ્યે ફલ પામશું કોટી યજ્ઞ સમાન; ૩
આકાશ વાણી એમ હવી નૃપ સાંભલો નિરધાર,
ઇચ્છાવર એ પામશે કો કારણરૂપ કુમાર; ૪

૧૫. મારૂ. (ખ, ક, ખ.)

ત્યારે રાજા વિસ્મે પામીયો કોઈક કારણ વાત,
આકાશ વાણી ઇમ હવી તે કાંઇ વર્તશે ઉત્પાત; ૫
ત્યારે શુક્રાચાર્યને તેડીને પ્રશ્ન પૂછે રાય,
આકાશ વાણી સુણી મુજને ઘણી ચિંતા થાય; ૬
જન્મપત્રી કરોની એહની જે શુભ અશુભ ગ્રહ હોય,
તેને કરૂં હું પાધરા કર મુંછે ઘાલે સોય; ૭
ત્યારે શુક્રાચાર્યજ બોલીયા એમ બલતણું નહિ કામ;
વિચારીને જોને રાજા મનમાં મોટી હામ; ૮
ભવિષ્ય ટાળ્યું નહિ ટળે સહુ કહે તે આડો આંક,
જન્મપત્રી મેં કરી તે પણ નહિ કોનો વાંક; ૯
એ કન્યા જ્યારે પરણશે ત્યારે વર્તશે હાહાકાર,
એથી તારા હસ્તનો ઉતરશે ત્યાં ભાર; ૧૦
ત્યારે રાજા બોલીયો ત્યાં શુક્ર પ્રત્યે એમ,
એ કન્યા પરણાવું નહિ મારે તે એવો નેમ; ૧૧
દીવસે દીવસે વૃદ્ધિ પામે કુંઅરી કારણ રૂપ,
જેમ જેમ દેખે પુત્રીને તેમ વિચારે મન ભૂપ; ૧૨
પ્રૌઢી કન્યા દીઠી જ્યારે તેડાવ્યા સૂત્રધાર,
રચો મંદિર માળીઆં સપ્ત ભૌમ્યજ સાર; ૧૩
આજ્ઞા તે લઇને રચ્યાં મંદિર સપ્ત મોહોલ વિશાળ,
હેમ, મુક્તા, દ્રામ, સ્ફાટીક, રત્નનો નહિ પાર; ૧૪
ગવાક્ષ સુંદર, ચંદ્રુવા તેની અનુપમ ભાત,
દ્વાર ઉત્તમ રચી શોભા માણેક કેરી જાત; ૧૫
કૌભાણ્ડ તનયા સુંદરી તેનું ચિત્રલેખા નામ,
સખી કીધી એ પ્રેમશું ઉત્તમ કીધું કામ; ૧૬
વાજતે વાજીંત્ર તે કુંવરી પધાર્યાં છે તેહ,
મધ્યે ચિત્રલેખા સંગ શોભે સમૃદ્ધિ સઘળી જેહ; ૧૭

સુભટ વીર બહુ મોકલ્યા સહસ્ર નિયુત સાર્થ્ય,
બાણાસુરે નૃપ મોકલ્યા તે કુંવરી રક્ષા કાર્ય; ૧૮
વર્ણ દેહ વિશાળ સોહે સુભટ કરે ઉચ્ચાર.
દીવસ રજની ભમે પૂંઠળ શૌર્ય ધીર્ય ભંડાર; ૧૯
એમ રક્ષા કરે માંહે બહાર યોધ અભંગ,
મધ્યે ઓખાને ચિત્રલેખા બન્યો બહુ રંગ; ૨૦
અક્ષ ક્રીડા ને ઢીંગલાં વાઘ, બકરી સાર,
રમત કનક તણી આણી રચ્યો હર્ષ અપાર; ૨૧
ગીત, હમચી, હંબોડાને કરે કહાણી વિચાર.
નિગમે દિનને રાત્ય રમતાં સખી રાજકુમાર. ૨૨

## કડવું ૧૩ મું

### રાગ–ગોડી.[૧૬]

રાજકુંવરી પ્રૌઢી થઇ રમત તજીને અલગી રહી,
ચિંતાતુર થઈ કામિની અતિ જોબનમદ છે ભામિની; ૧
મનમાં બેઠી કરે વિચાર આભ્યંતર દુઃખનો નહિ પાર;
ચિંતાતુર થઇ જેટલે ચિત્રલેખા આવી તેટલે; ૨
પાસે આવીને પૂછી વાત સાચું કહેને મારી માત;
તું કાં દીસે છે અણુમણી શા માટે બોલે શણમણી? ૩
કહે ચિંતા મનની પરહરી તારી આશ ન પૂરે નરહરિ,
વચન સુણી ઓખા ઉચરે આગળ દુઃખ નિવેદન કરે; ૪
સાંભળ સખી દેખાડું કથી તું સરખી કો વ્હાલી નથી,
મારૂં દુઃખ કહ્યું નવ જાય સંભળાવું તુજને મહિમાય; ૫
મુજને કામ કરે સંતાપ રાત દિવસ પીડે તે આપ,
મારો પિતા નવ જાણે મર્મ કોઇ ન જાણે ધર્માધર્મ; ૬

૧૬. પાઠાંતરે રાગ મારૂ [ક]

પ્રૌઢિ કન્યા ઘેર જેહને પાતક શિર બેસે તેહને,
સાત વર્ષની કન્યા જેહ ગૌરી નામ કહેવાયે તેહ; ૭
આઠ વર્ષ તણી નવ રોહિણી ઉત્તમ કન્યા દશ વર્ષ તણી,
વર્ષ અગિયાર થયાં જેટલે રજસ્વલા કહીએ તેટલે; ૮
બાર વર્ષની કન્યા જ્યાંહ બ્રહ્મહત્યાદિક પાતક ત્યાંહ,
મુખ આગળ જમ ડગલાં ભરે માય બાપ નરકે સાંચરે; ૯
જેમ કન્યા મૂકે નિશ્વાસ તે પાપી વંશ પમાડે નાશ,
તે મારો પિતા ન જાણે રીત સજની ! તુજ સાથે છે પ્રીત; ૧૦
દુ:ખ ટાળો તો ધર્મ જ રહે સજની વાત વિચારી કહે,
વચન સુણી ચિત્રલેખા વદે સહિયર ! દુખ ના ધરશો હદે; ૧૧
જો[૧૬] તુજ સરખો વાંછે પતિ તો તમે ગોર આરાધો સતી,
ગોરની પૂજા કરતાં દેહ મન વાંછિત ફલ પામે તેહ. ૧૨

## કડવું ૧૪ મું

### રાગ મારૂ.

માળીઆમાં મર્જન કરીને બેઠી રાજકુમાર,
ગોર પૂજન કરવું છે મારે એમ કરે વિચાર; ૧
ચિત્રલેખાએ ગોર શણગારી અને નવશત સજ્યા શણગાર;
ચરણા ચોલીને ચુંદડી કંઠ પુષ્પ કેરો હાર; ૨
અબિલ, ગુલાલ ને સુખડ, કેસર, કસ્તુરી ને બરાસ,
અનેક સુગંધ ઉખેલીને દીપક કર્યા પ્રકાશ; ૩
જાઈ જુઇ ને માલતી મોગરો ને મુચકુંદ,
કમલ, કરેણી ને કેતકી માંહે સેવંત્રીની સુગંધ; ૪
પારિજાતક અને કેવડો અને ચંપક ને ગુલાબ,
અનેક પુષ્પ અણાવીને ત્યાં ભરી મેલી છાબ; ૫

૧૬. જોતું તુજ. [ક.]

નાના વિધનાં નૈવેદ્ય મેલ્યાં ખરાસ બીડી ત્યાંહ,
ભાવ કરી ભોજન કરાવી પ્રીત ઘણી મનમાંહ; ૬
અગર કપૂરે આરતી ધમકે તે ઘંટા નાદ,
નૃત્ય કરે ને ગીત ગાયે મધુરે મધુરે સાદ; ૭
નમી નમીને પાયે લાગે ગોર તણે તે વાર,
માત મુજને આપીએ મારે મન ગમતો ભરથાર; ૮
શુકદેવ કહે પરીક્ષિત સુણો એ કથા ધરો ચિત્તમાંહ,
બાણાસુરને ગર્વ ચઢયો પ્રધાન વારે ત્યાંહ. ૯

## કડવું ૧૫ મું

### રાગ ગોડી.

એણીપેરે બોલે છે કોભાંડ છાંડો છાંડો રાજા ગર્વ અતિ ઘણો,
આવડું શું આવે છે અભિમાન વારે વારે રાજા શું તમને વારીએ.

ઢાળ.

વારે વારે શું તમને વારીએ રાજા આવડું શું અભિમાન,
ગર્વ કરતાં ગાળ્યા તે સાંભળ રાજા જ્ઞાન; ૧
અલ્યા ! આગે પૂર્વજ તારે મન આણ્યો અહંકાર,
હિરણ્યકશિપુ વિડારીઓ ધરી નૃસિંહનો અવતાર; ૨
પિતામહે પ્રભવ્યા'તા શ્રેષ્ઠ કર્તા જેહ,
વરૂણ સાથે જઇ વઢયો[17] પાતાલ પેશી તેહ; ૩
દિગપાલ દશ તેણે દમ્યા ત્રૈલોક્ય વર્તી આણ,
જેને સૂર્ય સરખા વશ વર્તે ચંદ્રમા કરે પ્રણામ; ૪
સુરપતિ સેવા કરે ને નાગલોક પોતે લીધો,
સુરનર મુનિજન દેહ દમીઆ પાવક પોતે પીધો; ૫

૧૭ ભડયો (ક, ખ.)

કૃષ્ણ સાથે જઇ વઢયો ને સાંપડયો[18] સુઘાટ,
ઉન્હાળે જળ શેપ શાઇ પોઢયા તારા ભય માટ; ૬
પણ એ તો કાંઇ રૂડું નહિ ને અમો જોતાં આજ,
હવે થોડે દહાડે ભ્રષ્ટ થાશે તારૂં રૂડું[19] રાજ; ૭
એવી વારતા કરે છે જ્યાંહાં રાય ને પરધાન,
પેલી ધ્વજા તો ભાંગી પડી ને સાંભળ રાય વિદ્વાન;[20] ૮
ઘડી બે ચાર વહી ગઈ ને થયો ઉલ્કાપાત,
નગર મધ્યે વર્ષવા લાગ્યો રૂધિરનો વરસાત; ૯

ઉથલો.

રૂધિરનો વરસાદ વરસે બોલ માનો અમ તણો,
એણીપેરે કોભાંડ વિનવે છાંડો ગર્વ રાજા અતિ ઘણો.

## કડવું ૧૬ મું

વારે વારે શું વારીએ સાંભળ રાજા વાણ,
સૂર્ય પાછળ અંધારૂં દીસે મોટું આશ્ચર્ય આણ; ૧
આ નક્ષત્ર તો તૂટી પડે ને દીસે ઘોર અંધાર.
વીજ તો ઝબુકે ઘણું ને જોતાં માહિ[21] અકાલ; ૨
આ એહવી વાણી સાંભળીને રાય રમવા જાય,
સ્ત્રીઓ સાથે પરવર્યો જલ ક્રીડા ને રાય; ૩
તેણે સમે બાણાસુરની તનયા ઓખા જેનું નામ,
ચિત્રલેખા ચિંતતી તે ભલી ચતુર સુજાણ; ૪
ક્રીડા કરતાં નીરખીઆં બાણાસુર જે નરનાર,
મનમાંહે થઇ કલ્પના ધન્ય ધન્ય દેવ મોરાર; ૫

---

૧૮ શો પડો શો ઘાટ (ક) શી વડો ઓધાટ (ખ) સોંપીઓં સુઘાર (ગ) ૧૯ કાંઇ રાજ (ક) ત્યાંહાં રાજ (ગ) ૨૦ વિદ્વાના (ખ) અભિજ્ઞાન (ગ). ૨૧ રહી છે, આવીને અકાલ. [ગ).

આદ્ય માતા ઇશ્વરી ને ચૌદ લોકનું જ્ઞાન,
આજ મન અભિલાષ થયો છે પૂરો મનોરથ કામ; ૬
વળતી ચિત્રલેખા ઇમ બોલી સાંભળ બેની વાત,
કૈલાસમાં જઇ પાર્વતી ને માગોને તમે નાથ; ૭

એવું વિચારી ઉપડી આકાશ માર્ગે તેહ,
આવતી અંત્રિક્ષથી સદાશિવે દીઠી તેહ; ૮
દેખી કામ વ્યાકુલ થયા શંભુ જોઇ તેનું રૂપ,
મંદિરમાં તમે જાઓ પાર્વતી એમ કહે શિવ ભૂપ; ૯

સુંદર એ ત્રૈલોક્ય માંહે દીસે છે વલી કોય,
આવે છે વરવા મુને કૈલાસ પતિ જોય; ૧૦
જો પાસે તમને દેખશે તો થાશે મન ભંગ,
મંદિરમાં તમે જાઓ પાર્વતી કરૂં રૂપ સુઅંગ; ૧૧

મહારે ઉછંગે તમે રહો ને ગંગા રહેશે શીશ,
રાખશું એને હૈયા ઉપર એમ બોલીઆ ઇશ; ૧૨
પછી પાર્વતી એમ બોલીઆં તમે એ શું બોલ્યા નાથ,
એતો પુત્રી આવે તમારી નેત્રે દીધા હાથ; ૧૩

ત્રીજે નેત્રે જોવા લાગ્યા શિવજી વળતા સાંઇ,
પાસે આવ્યે ઓખા દીઠી લાજ્યા તે મનમાંહ; ૧૪
વેગે આવીને વર માગ્યો ઉમયાને ઉઠી ઝાળ,
સદાશિવ વિહ્વળ થયા તે માટે ચઢીયો કાળ; ૧૫

કોપ કરીને વચન બોલ્યાં માત તે તેણી વાર,
ત્રીજે તેડી તેરસે આવી તારે ત્રણ હજો ભરથાર; ૧૬
આવી ચિત્રલેખા ચિત્તભ્રમ થઇને વદે પરમ વચન,
અપરાધ નથી ઓખા તણો માત જુઓ વિચારી મન; ૧૭
આ અકળ ગત છે દૈવની તે કોણે કળી ન જાય,
ક્ષમા કરોને માત મહારી કહીને લાગ્યાં પાય; ૧

પછી પાર્વતીજી પ્રેમ આણી બોલીઆં નિજ વાણ્ય,
વરદાન એક તે ત્રણ વાર તારો તે ગ્રહશે પાણ્ય; ૧૯
વળતાં ઓખા બોલીઆં સત્ય, સત્ય ઉમયા માત,
તે પેર મુજને પ્રીછવો હું નયને નીરખું નાથ; ૨૦
મહા નિદ્રામાં પોઢયાં હશો તેને સેજે તે વરસે તેહ,
પણ ત્રણ વાર ત્યાં તુજને વરશે તારો વર ત્યાં દેહ; ૨૧
વળતી ઓખા બોલીઆં માત સ્વપ્ને ન સરે કાજ,
પણ નાહાલીયો નવ નીરખીએ જે[22] પ્રસક્ષ બેઠો આજ; ૨૨
માંરી વાણી વૃથા ન હોયે શણગાંઠ બાંધી ચાલ,
તે પ્રણામ કરીને પરવરી તે શોણિતપૂરમાં મહાલ; ૨૩
દીવસ કેટલા વહી ગયા ને રજની ત્યાં નવ જાય,
હવે ગણતાં ગણતાં દહાડલો તે આવીયો છે ત્યાંય. ૨૪

## કડવું ૧૭ મું

### રાગ સામેરી

વૈશાખ સુદિ દ્વાદશીને દાહાડે સજ્યા સર્વ શણગાર,
બહુ પુષ્પ લાવી પ્રેમદા તેના ગુંથ્યા ઉત્તમ હાર; ૧
ઘણા દીપક કીધા માલીઆ માંહે તેનો થઇ રહોરે પ્રકાશ,
આજ બિહિની વર તમારો આવશે એમ સખી કરે છે હાસ્ય; ૨
ચંદન ભર્યાં કચોળડાં અને ઉલટ અંગ ન માય,
આજ મુજને જાગણ કરાવે હું સખી લાગું પાય; ૩
ઘણાં બીડાં પાનનાં ને મેવાનો નહિ પાર,
વેણા લઇને ગાન માંડું સખી શું રાજકુમારી; ૪
તે ગાનની ધૂન્ય ગગન ચાલી અને મોહી રહ્યા સર્વ દેવ,
પારવતીએ પૂછીઉં કે સદાશિવને તતખેવ; ૫

૨૨. ક. ખ. તે.

આજ ઓખા કેરે માલીએ આવડો શો આનંદ?
શ્રાપ તમારો મિથ્યા કરે છે પેલી ચિત્રલેખા મંદ; ૬
પારવતીજી બોલીયાં શ્રાપ મિથ્યા તે કેમ થાયે,
તામસી વિદ્યા મોકલી તે પ્રવેશ કરતી[૨૩] જાયે; ૭
ત્યારે ઉમયાના વચન થકી આળસ આવ્યું અંગ,
બિહુ જણાંને નિદ્રા આવી થયું તે જાગ્રણ ભંગ; ૮
સ્વામી દીઠો સ્વપ્નમાંહે ઉમયા તણે પસાય,
આવી સ્વપ્નામાં વરી ગયો કહું તેહની વારતાય. ૯

## કડવું ૧૮ મું

### રાગ કલ્યાણ

સ્વપ્ન લાધે છે ઓખાને તેણી વાર, જાણે પાસે બેઠો છે ભરથાર,
તે તો કોમળ અતિ સુકુમાર,[૨૪] સુંદર અંગ મોહિની અપાર; ૧
સ્વપ્નામાં વર્ત્યો મંગળાચાર ત્યાં તો આરોગ્યાં કંસાર,
તેહને કંઠે મુક્તા ફૂલનો હાર તેણે વાધી પ્રીત્ય અપાર; ૨
તેણે સમે ચિત્રલેખા ત્યાંહાં જાગી તજી નિદ્રા ઉઠી તે ભાગી,
તેહને પેલી વાત હૃદેમાં વાગી તેણીએ ઓખાબાઈ જગાડી; ૩
તજી નિદ્રા ઊઠી ધાઇ (બોલી મુખથી ઓખાબાઈ),
દેવી શું કહે છે તું બાઈ, જોઉં હું તારી ચતુરાઈ; ૪
જાગી તો નવ દેખે ભરથાર અતિ આક્રંદ કરે છે કુમાર,
મારે ધિક ધિક જીવ્યું સંસાર હવાં કેમ પામું દુઃખનો પાર; ૫

---

ખ. ૨૩. જઇ પ્રવેશ કર્યું તે માય, ૨૪. प. નથી.

પછી પાર્વતીજી પ્રેમ આણી બોલીઆં નિજ વાણ્ય,
વરદાન એક તે ત્રણ વાર તારો તે ગ્રહશે પાણ્ય; ૧૯
વળતાં ઓખા બોલીઆં સત્ય, સત્ય ઉમયા માત,
તે પેર મુજને પ્રીછવો હું નયને નીરખું નાથ; ૨૦
મહા નિદ્રામાં પોઢયાં હશો તેને સેજે તે વરસે તેહ,
પણ ત્રણ વાર ત્યાં તુજને વરશે તારો વર ત્યાં દેહ; ૨૧
વળતી ઓખા બોલીઆં માત સ્વપ્ને ન સરે કાજ,
પણ નાહાલીયો નવ નીરખીએ જે[૨૨] પ્રત્યક્ષ બેઠો આજ; ૨૨
મારી વાણી વૃથા ન હોયે શણગાંઠ બાંધી ચાલ,
તે પ્રણામ કરીને પરવરી તે શોણિતપૂરમાં મહાલ; ૨૩
દીવસ કેટલા વહી ગયા ને રજની ત્યાં નવ જાય,
હવે ગણતાં ગણતાં દહાડલો તે આવીયો છે ત્યાંય. ૨૪

## કડવું ૧૭ મું

### રાગ સામેરી

વૈશાખ સુદિ દ્વાદશીને દાહડે સજ્યા સર્વ શણગાર,
બહુ પુષ્પ લાવી પ્રેમદા તેના ગુંથ્યા ઉત્તમ હાર; ૧
ઘણા દીપક કીધા માલીઆ માંહે તેનો થઇ રહોરે પ્રકાશ,
આજ બિહિની વર તમારો આવશે એમ સખી કરે છે હાસ્ય; ૨
ચંદન ભર્યાં કચોલડાં અને ઉલટ અંગ ન માય,
આજ મુજને જાગ્રણ કરાવે હું સખી લાગું પાય; ૩
ઘણાં બીડાં પાનનાં તે મેવાનો નહિ પાર,
વેણા લઇને ગાન માંહું સખી શું રાજકુમારી; ૪
તે ગાનની ધુન્ય ગગન ચાલી અને મોહી રહ્યા સર્વ દેવ,
પારવતીએ પૂછીઉં કે સદાશિવને તતખેવ; ૫

---

૨૨. ક. ખ. તેં.

આજ ઓખા કરે માલીએ આવડો શો આનંદ?
શ્રાપ તમારો મિથ્યા કરે છે પેલી ચિત્રલેખા મંદ; ૬
પારવતીજી બોલીયાં શ્રાપ મિથ્યા તે કેમ થાયે,
તામસી વિદ્યા મોકલી તે પ્રવેશ કરતી[૨૩] જાયે; ૭
ત્યારે ઉમયાના વચન થકી આળસ આવ્યું અંગ,
બિહુ જણાંને નિદ્રા આવી થયું તે જાગ્રણ ભંગ; ૮
સ્વામી દીઠો સ્વપ્નમાંહે ઉમયા તણે પસાય,
આવી સ્વપ્નામાં વરી ગયો કહું તેહની વારતાય. ૯

## કડવું ૧૮ મું

### રાગ કલ્યાણ

સ્વપ્ન લાધે છે ઓખાને તેણી વાર, જાણે પાસે બેઠો છે ભરથાર,
તેતો કોમળ અતિ સુકુમાર,[૨૪] સુંદર અંગ મોહિની અપાર; ૧
સ્વપ્નામાં વર્ત્યો મંગળાચાર ત્યાં તો આરોગ્યાં કંસાર,
તેહને કંઠે મુક્તા ફૂલનો હાર તેણે વાધી પ્રીત્ય અપાર; ૨
તેણે સમે ચિત્રલેખા ત્યાંહાં જાગી તજી નિદ્રા ઉઠી તે ભાગી,
તેહને પેલી વાત હૃદેમાં વાગી તેણીએ ઓખાબાઈ જગાડી; ૩
તજી નિદ્રા ઊઠી ધાઇ (બોલી મુખથી ઓખાબાઈ),
દેવી શું કહે છે તું બાઈ, જોઉં હું તારી ચતુરાઈ; ૪
જાગી તો નવ દેખે ભરથાર અતિ આક્રંદ કરે છે કુમાર,
મારે ધિક ધિક જીવ્યું સંસાર હવાં કેમ પામું દુઃખનો પાર; ૫

---

ખ. ૨૩. જઇ પ્રવેશ કર્યં તે માય, ૨૪. ઘ. નથી.

## કડવું ૧૯ મું

### રાગ સોરઠી

હાંરે તેં તો શાનિ મુને જગાડીરે! મુજને વ્રેહની પીડ લગાડીરે,
જગાડીને અજુગતું કીધુંરે મારૂં સર્વસ્વ હરીને લીધુંરે; ૧
બેહેની તેં એ શું કીધું કામરે કાહાં ગયો માહરો આત્મારામરે,
વરજી હવડાં હુતા માહરે પાશરે માંહોમાંહે કરતાં હુના હાસરે; ૨
વરજી ગુપ્ત થઇ કાંહ પિઠારે? માહારા હ્રદે કમલમાં બિંઠારે,
ઓખા ધાઇ ધાઇ ઠામ ઠામ જુએરે અતિ આક્રંદ કરે નિ ઘણું રૂએરે; ૩
હાંરે માહારો કંથડો મલે તો જીવુંરે નહિકર વિષડું ગોળીને પીવુંરે,
હુંતો કરીશ આત્મનો ઘાતરે સખી! સત્ય જાણજે વાતરે; ૪
મિતો વર વિના નવ્ય રિહિવાયરે હુને ક્ષણ વરસાં સો થાયરે,
માહરા કોણ જન્મની કરણીરે હું તો સ્વપ્નાંતરમાં પરણીરે; ૫
તારે વલતી બોલી ચિત્રલેખારે બાઈ રૂડી તાહરી ભાગ્યની રેખારે,
તું તો પરણી સ્વપ્નમાં જેહનેરે હું તો સાચે પરણાવું તેહનેરે; ૬
હું તો ચિત્રવિદ્યા સર્વ જાણુંરે ત્રૈલોક્ય લખીને વિખાણુંરે,
તેમાં તાહરો વર જે હોયરે તેહને આણીને આપું સોયરે. ૭

## કડવું ૨૦ મું

### રાગ મારૂ

અરે દેખાડીને દીધો દંડ પાઉં વિષ નિ પાડું પંડ,
પતિ વિના સ્ત્રી મૃત સમાન પતિ વિના નવ્ય પામે માન; ૧
પતિ વિના નવ્ય રહે વહેવાર પતિ વિના નિંદે સંસાર,
પતિ વિના મંદિર તે કૂપ, (પતિ વિના નવ શોભે રૂપ). ૨
પતિ વિના નવ્ય થાયે ધર્મ પતિ વિના નામ રહે ઘટ શર્મ,
પતિ વિના નવ્ય જાએ કાળ પતિ વિના લોક બોલે આળ; ૩

પતિ વિના પુત્ર તો નવ્ય થાય પતિ વિના વહુ નવ્ય લાગે પાય,
પતિ વિના પહોંચે નહિ હામ પતિ વિના જાણે નહિ નામ; ૪
પતિ વિના લલુઇ કામ્યતી ચંદ્ર વિના જેવી જામિની,
પતિ વિના પિહર નહિ માન પતિ વિના સંસાર તે રાન; ૫
પતિ વિના નવ બોલે હશી પતિ વિના ચતુરાઈ કશી!
પુર્ષ હોય નારી શિર જ્યાંહ સકલ તીર્થ ઘેર બેઠાં ત્યાંહ. ૬
પરમ ભકિત કરવી પત્યતણી પછે ઇચ્છા ધરવી હરી ભણી,
જો ચાલે તો જાવું સાથ નહીતર ભજવા વૈકુંઠ નાથ. ૭
એવો ધર્મ અબલાનો સહી તે માટેની વાણી કહી,
એણી પેરે દુ:ખ મનમાં ધરી વલતી ઓખા બોલી ફરી. ૮

## કડવું ૨૧ મું

### રાગ પરજીઓ.

અરે ઓખા બોલી છે નિજ વાણ્યરે સખી સાંભલ્યને નિર્વાણ્ય
કરે વિનતિ જોડી પાણ્ય તેહને મુજને આપોરે આણીરે. ૧
અરે ઓખા થરથર ધ્રુજે દેહરે ક્રીડા સાંભરે કીધી જેહરે,
તન પીડે પાપી સ્નેહ તેહને મુનિ આપોરે આણીરે. ૨
અરે માહરે શું કુલ લાગું અંગરે માહરૂ થયું કન્યાવ્રત ભંગરે,
સ્વપ્નમાં પામી પતિનો સંગ તેહને મુનિ આપોરે આણીરે. ૩
એનો તરૂણ દેહ સુકુમારરે જાણે કામ તણો અવતારરે,
એહેવો પામી'તી ભરથારરે તેહને મુનિ આપોરે આણીરે. ૪
અરે નર સંગે સામલવાનરે જેહને કુંડળ સોહીએ કાનરે,
જેણે પરણીને મહેલી રાણીરે તેહને મુનિ આપોરે આણીરે. ૫
અરે જેની લટકતી દીશે ચાલરે મુજને પરણી ગયો છે કાલરે.
જેહને ટપકું કીધું ગાલ્યરે તેહને મુનિ આપોરે આણીરે ૬

જેહને પીતાંબર પરિધાનરે મુજને કહેનો ગયો નહી નામરે,
ત્યારે કયાંથી સરિ મહારૂં કામ તેહને મુનિ આપોરે આણીરે. ૭
અરે માહારિ અન્ન વસ્ત્ર નહિ ભાવ્યરે મુને જોઈએ સરળ સ્વભાવરે,
ભાગ્ય મધ્ય સમુદ્રમાં નાવરે તેહને મુનિ આપો આણીરે. ૮
અરે હવાં કરવો કવણ ઉપાયરે મારો પાપી પ્રાણ ન જાયરે,
મેતો કંથ વિના નાંય રિહિવાયરે તેહને મુનિ આપો આણીરે. ૯
અરે ત્યારિ ચિત્રલેખા કહે વાતરે ઓખા સાંભળીએ મોરી માતરે
વસ્ત્રો લોહીને અશ્રુ પાતરે તેહને મુજને આપો આણીરે. ૧૦
દુઃખ રખે જાણે લોકરે સખી ! શાને ધરિછિ શોકરે,
હવાં ચિતરૂં ત્રૈલોક્યરે અરે નિશ્ચે રાખો હૃદેરે. ૧૧
માહરે નારદનું વરદાનરે જાણું સકલ સૃષ્ટિનું માનરે,
તમે હાઇડે રાખો સાન કે ચિત્ત નિર્ભે કરોરે. ૧૨
અરે તમો ગોર પુજી જેહરે તે તો નિષ્ફલ ન જાયે તેહરે,
તમે વતિ શું રાખો સ્નેહરે હર્ષ મનમાં ધરોરે. ૧૩

## કડવું ૨૨ મું

### રાગ મારૂ.

એણી પેરે બોલી ચિત્રલેહા બાઇ દુખ કાં ધરો કોમલ દેહા !
એહવી વાત સાં નવ કીજે એણી વાતે કાર્ય નવ સીઝે. ૧
વાતે વડાં ન થાયરે બાઇ દુઃખ ધરાં છો તે ફોક,
એ વાત તો વિરાને[૨૪] પડશે ત્રિવિધ છે જ્યાંહ લોક. ૨
કહેરે બાઇ તે કહેવો છિ ને કુણ તેનું નામ,
કહેરે બાઇ તે વર્ણ કોણ ને કોણ તેહનું ગામ. ૩
ગામ ઠામ જાણું નહિ નવ જાણું સિધ્યને ઠામ,[૨૫]
માલીએ જે વરી ગયો જે તેજ પુંજર કામ. ૪

---

૨૪ क विराम; न विरमे. ૨૫ सिंध्य; ब तेहनो.

કોભાણ્ડ કેરી દીકરીએ કીધો મન્ય વિચાર,
ત્રૈલોકય બાધું લખી દેખાડું પ્રત્યક્ષ વર્ણ અઢાર, ૫
સુરનર મુનિજન લખી દેખાડા અને કિંનર યક્ષ,
દશે તો દિગપાલ દેખાડયા અશ્વનીકુમાર સરથ.[૨૬] ૬
ઇન્દ્ર સદન ત્યાં હાં લખી દેખાડું અને વૈકુંઠ લખીઉં જેહ,
પાતાલ ને મૃત્યુ લોક દેખાડયા સ્વર્ગ દેખાડુ તેહ. ૭
નિશા માંહાં નાગ લોક લખીઆ અનિ પ્રત્યક્ષ વર્ણ અઢાર,
રાજ કુલી છત્રીસ લખીઆ જે બાણાધિપત્ય સાર. ૮
[૨૬]સ્થાવરની વતી જંગમ લખીઆ હવાં ન રહું કોય,
આટલામાં દેખાડ સખી તે વર આણી આપું સોયરે. ૯

## કડવું ૨૩ મું.

### રાગ મારૂ

હવાં કોણ રહા અણ લખીઆં આજ ઓખા બાઈ અપાર દુખીઆં,

ઢાલ

અપાર દુખીઆં ઓખાબાઇ તો શું કરેવું આજ;
પછી લખી છે દ્વારકાં શ્રી કૃષ્ણજીનું રાજ. ૧
યાદવ સઘળા લખી દેખાડા જે છે છપ્પન કોડ;
આટલાં માહાં કો નથી કહે કામ્યની કર જોડ; ૨
તિવારે શ્રી કૃષ્ણજી દેખાડા વલી કૃષ્ણનો પરિવાર;
પુત્ર પદ્યુમન લખી દેખાડા જે કામનો અવતાર; ૩
ત્યારે ઓખા કિહિવા લાગી સાંભલ્ય સિહિની વાત;
આ અણુસારે મુહને એહવો જાણ્યું વર્યો છે નાથ; ૪

૨૬ क નથી. ૨૯ આતક ઉપરે ख માં
ખટ્તો લખીઆ ત્યાંહાં ચક્રલખીઆ અને બ્રાહ્મણ લખીઆ ચ્યાર
વર્ણાશ્રમને ચરાચર લખીઆ કરીને મન્ય વિચાર

ત્યારે અનિરૂદ્ધ લખી દેખાડ્યા ને લખતાં પેખો તેહ,
ત્યેવારે ઓખા લજ્જા પામી શિખ અંબર દેહ; ૫
લખતાંમાં તે નિરખીઓ નિ પ્રેમે માહારો પુર્ષ,
એ વર મુજનિ આણી આપો હઇડામાં અતિ હર્ષ; ૬
અરે! બાઈ! ત્યાંહાં કોણ જઇ સકે ? નિ ત્યાંહાંનો વસમો વાટ,
સુદર્શન ત્યાંહાં ફરિ પુઠિ નહિ જીવ્યાનિ આસ; ૭
ત્યાહારિ ઓખા કિહિવા લાગી તું સાંભલ્ય બેહેની આજ,
મુજને છે પ્રીત્યજ તાહારી તું કરિ આવીસ કાજ; ૮
આજ્ઞા લેઇનિ સંચરી આકાશ માર્ગે જાયે,
ખેચરી ગત્ય સંચરી જાણે નહિ કો નિશા માંહ; ૯
અંગ ઉલટ અતિ ઘણો ને આનંદ પામી મન્ય,
સિંધુ ત્રઠ આવી રહી જ્યાંહાં ગોમતી દર્શન; ૧૦
આગલ જુએ તો નારદઋષિ સાહી બિઠા નાક,
ગોમતીમાં મર્જન કરિ ત્રિલોકય માને હાક; ૧૧
દેઇ પ્રદક્ષણા ચર્ણે લાગિ બાઇ કોહો કાંઇ કાજ,
તહ્મે શે કામ્ય આંહાં આવ્યાં દ્વારકામાં આજ; ૧૨
ત્યારિ પ્રશંસા અહેવી હવી મન્ય ગોમતીનું સ્નાન,
શ્રી કૃષ્ણજીને ભેટવા આવી ભૂધર શ્રી ભગવાન; ૧૩
સાચું કિહિરે કામ્યની નિ તાહારિ શું છિ કામ,
ત્યારિ કર સંપુટ કરી ઉચરી સાંભલોનિ તમે સ્વામ; ૧૪
બાણાસુરની દીકરી હવું ઓખા સેજ સ્વપન,
અનિરૂદ્ધ સેજિ વરી ગયો વિહ્વલ થયું તાં મન; ૧૫
કેહે એ વર મુજને આણી આપો નહિતર કાઢીશ પ્રાણ,
તિ માટિ હું આહં આવી ઋષિજી ચતુર સુજાણ. ૧૬

ઊથલો.

ઋષિજી ચતુર સુજાણ જાણી શ્રમ અમારો સાર્થ કરે,
અનિરૂદ્ધ વિના પાછી ફરૂં તો ઓખા ત્યાં નિશ્ચે મરે.

## કડવું ૨૪ મું

### રાગ પરજીઓ

એણી પિરિ બોલ્યા નારદદેવ સહિ યુદ્ધ થાશે ત્યાહાં અશ્વમેવ.

ઢાલ

સહિ યુદ્ધ થાશે ત્યાંહાં સહિ તે દેવ કૌતક જોય,
ઓખા અતિ આનંદ કરશિ સર્વ સિદ્ધ કાર્ય હોય. ૧
તામસી વિદ્યા ઋષિ નારદે ભણાવી થાપી તે ત્યાંહા પૃષ્ઠ,
જારે બાઇ તુનિ આવતાં જાતાં ન પડે કોની દૃષ્ટ; ૨
દેઇ પ્રદક્ષણા ચર્ણે લાગી સાંભલોની ઋષિરાય,
કદાચિત મુહુને વેલા પડે તો તમો રિહિન્યો સાહાય; ૩
આકાશમાર્ગે સંચરી જેહની આકાશમાર્ગે ગમ્ય,
વેગે વિછેદે ત્યાંહાં આવી કૃષ્ણનાં મંદિર રમ્ય; ૪
મંદિર તો શ્રી કૃષ્ણજીનાં સાંભલો લોક ઉજેહ,
શુકદેવ કહિ હું પાર ના પામું માહા મનોહર તેહ; ૫
[૨૫]કનક મય ઓશીસડાં ને સ્ફાટિક મણિના સ્થંભ,
સૂર્યકાંત મણિ ઝલહલે ચંદ્રકાંત મણિ અતિ રમ્ય; ૬
વૈદૂર્યકાંત મણિ માણેક હિરા ઓશીસડાં જડાવ,
ચંદન કાષ્ઠના ઓટલા તે બિઠા કેરા ઠાર; ૭
પંચ પિરોજા પાટ જડીઆં કનક લીપ્યાં સાર,
ચંદ્રકાંત મણિ ચોક ચોરસાં તલીયા તોરણ બહાર; ૮
એહેવે સુંદર સ્થાનક બિઠો આગલ નૃત્યજ થાય,
વારૂણી પાન કરે વારેવારે ચોદશ ચમર ઢલાય ૯
દાસીને નિદ્રા નહિ ને સેવક સઘલા પાસ,
એહેવે સમે તે હામ્યજ બેઠો જેનો પિતા શ્રી અવિનાશ. ૧૦

---

૨૫ क કનકમિ, ख કનકમે ઓસીસડાં

## કડવું ૨૫ મું

### રાગ વિરાડી

ચિત્રલેખા ચિંતા કરે મનમાંહે દુઃખ અતિ ધરે,
[26]જ્ઞાન દૃષ્ટે સહી નારદ સંભારે સમરતાં કીધી સાર,
ચિતમાંહે તું ચિંતા મ આણીશ અમો ઉભા છું બહાર; ૧
અદ્દષ્ટ કર્યું વિદ્યા ઋષિએ ભણાવી ને ઉભી તે વીરની પાસ,
ધન, ધન્યરે તું વીરાખ્ય વીર જાણું વાણી કરૂં રે પ્રકાશ; ૨
થર થર ધ્રૂજે ને શ્વાસ ભરાયે મનમાં કરે વિચાર,
કેહી પિરિ સજ્યા લેઈ જાઉં શું થાશે પ્રાણઆધાર ! ૩
પછે મન દઢ કરીને સેજ્યા લીધી મસ્તક સાર,
આકાશમાર્ગે ઉત્પતિ ચિત્રલેખા તેણી સાર; ૪

#### ઢાલ

અનિરૂદ્ધની ત્યાં સેજયા લેઇનિ આકાશ માર્ગે જાય,
સુદર્શન ત્યાં આડે. આવ્યું અંતરાય તે થાય; ૬
નારદઋષિ વેગે આવી ઉભા કૌતક જોય,
'દેવકાર્યે લઈ જાય છિ જાતાં ન રાખો કાય'; ૭
સુદર્શનને મુકાવીને ઉતાવલી થઈ આવી,
એક પહોરમાં શોણિતપૂરમાં અનિરૂદ્ધને ત્યાં લાવી; ૮
બાણાસુરના નગ્ર રખોપુ નહિ કેહેનો પ્રવેશ,
અનિરૂદ્ધનિ ચિત્રલેખા લાવિ તે નારદનો ઉપદેશ; ૯
ઓખા બિઠિ કરે ઓરતો હૈડે હર્ષ ન માય,
અન્ન ઉદક સર્જીનિ બેઠી આણું વરસાં સો થાય; ૧૦
એહેવે ત્યાંહાં ચિત્રલેખા દીઠી આનંદ ઉપજો તત્કાલ,
દેઇ પ્રદક્ષણા ચર્ણે લાગી માહારી કરી સંભાલ; ૧૧

---

૨૬ ગ દેશીફેર, બીજી પ્રતોમાં એવું નથી.

મનરંગે ત્યાંહાં વાસ પુરોનિ અનિરૂદ્ધ તેડી આણ્યો,
ઓખા ને ચિત્રલેખા નારદ ચોથું કો નવ જાણે; ૧૨

## કડવું ૨૬

### રાગ મારૂ[27]

વલી વલી ઓખા કહે રખેરે બાઇ કો લહે
શેંને આવ્યો છે આપણેરે.

### દેશી ફેર[28]

શયને આવ્યોં આપણે જાણશે જાં આવ્યો રાય,
ઇહાં બિહાં કો નવ જાણે એહેવો કરોનિ ઉપાય. ૧
વલતી ચિત્રલેખા એણી પિરિ બોલી ચિંતા ન આણશો ચિત્ત,
અહિંઆં બિહાં કરો લીલા કોમલ તમારો કંથ. ૨
તેણે સમે ત્યાંહાં અનિરૂદ્ધ જાગ્યો જોયે તો વિપરીત,
અસુરતણાં વાજાં શ્રવણે સાંભલી થઇ રહ્યો ભયભીત; ૩
આ સુંદરી તો કોહોની કહીએ આ તે કોહોની દાસ ?
ચિત્ત ભ્રમ થયો રાયમંન વિમાસે હું આવ્યો કોહોનેં અવાસ? ૪
વલતી ચિત્રલેખા એણી પેરે બોલી સાંભલો સ્વામી વાત,
સત્યારથ ત્યાંહાં અમો કહું રખે કરતા ઘાત; ૫
આ બાણાસુરની દીકરી ઓખાને, હવું સ્વપ્ન;
અનિરૂદ્ધ સેજે વરી ગયા નિ થયું વિહ્વલ મન; ૬
કેહે એ વર મુજનિ આણી આપો નહિતર કાઢીશ પ્રાણ,
તે માટે તુજનિ ઇહાં લાવી, તું છાં ચતુર સુજાણ; ૭
તે માટિ તહમે વરોનિ એહને, એહ તમારી નાર,
એવાં વચન ચિત્રલેખાએ કહાં તેણે વાર[29] ૮

---

૨૭ क, ख રાગનું નામ નથી. ૨૮ क, ખમાં ઢાલ છે પણ તે ખિને આંવ્યો પછે આપણેરે એ લીટીની પહેલાં.

વલતો અનિરૂદ્ધ એણી પેરે બોલ્યો ન જાણું કુલ કોય!
અજાણે હું કહેવી પેરે પરણું હૃદે વિમાસી જોય; ૯
વલતી ચિત્રલેખા એણી પેરે બોલી તાહરા બાપના બાપના વિર,
જાંબુવતી રીંછડી નિ પરણ્યા જઇને તેને ઘેર; ૧૦
સોલ સહસ્ર ત્યાંહાં એકસો કન્યા નરકાસુરની વરીઆ,
કોણ જાણે તેહની જાત ભાત ન્યાત ન જાણું પરીઆ; ૧૧
'ફટ પાપણી એશું બોલી હયડાં ઉઠી જાશે,
છત્યે દાવે સોળ સોગઠી સઘળી કાચી થાશે;' ૧૨
ચિત્રલેખા કહે કહી દેખાડું એહેના કુલની ક્ષ્યાત,
સાત પેઢી લગી હું જાણું છું પૂર્વજ કેરી વાત; ૧૩
એના પૂર્વજ પૂર્વે પ્રૌઢા વિષ્ણુ ભક્તનો ભાવ,
તે માટે હું કહી સંભલાવું પછી ન થાયે રાત; ૧૪
હિરણ્યકશિપુ નરહરી વિડારો તેહ તણો પ્રહ્લાદ,
તેહ તણો વિરોચન વારૂ [30]સાર્યાં વિષ્ણુનાં કાજ; ૧૫
તેહ તણું[31] વલી કહી દેખાડું રામને નામે રાચ્યો,
તેહને આંગણે તારો પિતા જાચક થઇને મચ્યો; ૧૬
તેહને શતપુત્ર માંહે મોટો બાણાસુર બલીઓ,
મહાદેવે પુત્ર કરી થાપો અકલ ન જાયે કળીઓ; ૧૭
તેહેની તનયા ઓખાબાઇ ને લાધ્યું ત્યાંહાં સ્વપન;
સ્વામી સેજ્યે વરી ગયો નિ વિહવલ થયું ત્યાં મન; ૧૮
વલતો વીર એણી પિરિ બોલ્યો સાંભલ સ્રી તું સુધું,
માહા નિદ્રામાં પોઢો હુતો ત્યારે[31] મુજને સપનાંતર દીધું; ૧૯
હું જાણું બાણાસુરની તનયા ઓખા તેહનું નામ,
તે સંઘાતે ક્રીડા કરૂં છું શોણિતપુર ત્યાંહાં ગામ; ૨૦

---

૨૯ क, ख, કામ. ૩૦ ख સાર્યાં; क કહીએ દેખાડું, ग તેહતણું કુલ કહી, ૩૧ ख માં નથી.

હવે મનના મનોરથ પોહોત્યા માહરા મન્ય આણી પ્રેમ,
વલી વલી તુજનિ પૂછું છું તું છું કુશલી ક્ષેમ; ૨૧
ગાંધર્વ વિહિવા ત્યાંહાં કીધો પરણ્યાં અનિરૂદ્ધ નાર,
ઓખાને ચિત્રલેખા અનિરૂદ્ધ વર્ત્યો જેજેકાર; ૨૨
એમ કરતાં બહુ દિનજ પળીઆ કારણ ન જાણે કોય,
એકવાર ન સમે માલીએથી તાંબુલ પડીઓ સોય; ૨૩
તે દેવનિ સેવક સર્વે મનમાં કરે વ્યચાર,
ચાલો આપણ રાયનિ કહીએ જૈનિ ત્યાંહાં નિરધાર; ૨૪
સંભળાવીએ રાયનિ નહિતર ચઢસિ રીસ,
જો જાણ ન કીજીએ તો કરે આપણનિ રીસ; ૨૫
સભા પૂરીનિ બિઠો બાણાસુર જેહેવો કૃતાંત કાલ,
આવીનિ પરણામજ કીધો અક્ષેકેત રખવાલ; ૨૬
એકાંત બેશીનિ સંભલાવ્યું સ્વામી સાંભલો વાત,
સત્યારથ ત્યાં અમો કહુ છું રખે કરતા ધાત; ૨૭
આટલા દીવસ અમો કિહિતા નોહોતા કરતા બેઠા લાડ,
અંત:પૂરમાં કોયક છોકરો કરે છે વણુસાડ; ૨૮
વચન એહેવુ સાંભલીનિ ઊઠી માથે ઝાલ,
ચાર લાખ ત્યાંહાં વીર મોકલ્યા માહા મોટા વિકરાલ; ૨૯
નાહેના વિધ્યનાં આયુધ મોહોટાં ખુંખારવ અપાર,
હયતણા હિસારવ થાયે માંહે ગજતણો નહિ પાર; ૩૦
માંહોમાંહે પિરિ બોલે આહાં લગી કોણ પલીઓ,
ન હોયરે એ નાહનો કુંઅર અતલી બલ ત્યાંહાં બલીઓ; ૩૧
કુલાહલ ત્યાંહાં શ્રવણે સાંભલી અનિરૂદ્ધ આશ્ચર્ય થાય,
સ્વામીની આજ્ઞા લેઇનિ ઓખા જોવા જાય; ૩૨

## કડવું ૨૭ મું

### રાગ સોરઠી[૩૨]

કામ્યંનીએ જ્યારે કટક દીઠું અને થઈરે નિરાશ;
અરે! દૈવ! તે આ શું કીધું હુને હુતી મોટી આસ;
હવાં કયમ વઢશોરે સ્વામી! કોમલ મારા કંથ? આંચલી.
આજ અમો લીલા કરૂનિ એ શું હવું રે અકાલ,
કષ્ટ કરીનિ પામીઓ હવિ રક્ષા કરોને ગોપાલ; ૧
ધાડે કષ્ટે પામીઓ એહવો મદનમોહન કંથ,
સ્વામી કયમ સહી રહે મુજ રાંક વીર રતંન! ૨
આળોટે ત્યાંહાં અવનિ ઉપર રૂદન કરેરે અપાર,
બોલાવિ બોલે નહિં ને નયને વેહેજ ધાર; ૩
વલી ઊઠી બેઠી થાયે ને વદન વિખાણે વીર,
તીવ્ર બાણ જ્યારે છૂટશિ કયમ સહસિ કોમલ શરીર; ૪
માહરા પિતાને જાણ થયું ત્યાહરિ કટક મોકલ્યું પ્રૌઢ,
પાપી બાપે કાંઇ ન જાણ્યું બાણાસુર તે મૂઢ; ૫
વલતો વીર એણી પેરે બોલ્યો એ કાલાવાલા ફોક,
એ સાથે એહવું યુધ કરૂં તે જુએ સુરનર લોક, ૬
અરે સ્વામી તમો ઠાલે હાથે આયુધ નહિ ત્યાં એક,
ચાર લાખ ત્યાંહાં વીર મોકલા એના સહિત અનેક; ૭
અબલા હું તુજનિ કહુનિ માહારૂં આયુધ ઓસાન,
દ્વાર તણી ભોગળ કાઢીનિ લેઉ સર્વના પ્રાણ; ૮
અજાતણાં શત યૂથ મલે અને પ્રગટે કેસરી એક,
એને પ્રાક્રમે શું હોયે વનિતા જોને વિવેક; ૯
અબલા હું તુજનિ કહું તું ત્યાંહાં ગેહલી જાણ,
કે મરીશું કે મારીશું પણ નહિ મેહેલું મુજ માન; ૧૦

---

૩૨. क, પાઠાંતરે રાગ મારૂ.

વનિતા વાણી સુણ તું માહરી જો તું કરી વિચાર,
તાહારે બાપે ચાર લાખ મોકલ્યા માહારે મન તે ચાર; ૧૧
એમ કીધે નવ્ય છૂટીએ એ કાલાવાલા ફોક,
અમો એહેવાં યુધ કરૂં જે જુએ સઘલા લોક; ૧૨
અનિરૂદ્ધ મરડીને નીસરે ઓખા સાહે હાથ,
હું તુજનિ જાવા નહિ દઉં સુંદર માહરા નાથ; ૧૩

## કડવું ૨૮ મું

### રાગ મારૂ

ઓખાએ નારદ ત્યાં સંભાર્યા ને આવ્યા તાં તતકાલ,
દેઇ પ્રદક્ષણા ચરણે લાગી માહારી કરી સંભાલ; ૧
આશીરવાદ ઋષિ નારદે દીધો સૌભાગ્યવતી ઓખાબાઈ,
ભલો ભલો પ્રદ્યુમનનો કુંવર ચિરંજીવ અનિરૂદ્ધ ભાઇ; ૨

### ઢાલ

ભલો ભલો પુત્ર પદ્યુમનનો માહાવીર વિકરાલ,
બાણાસુર વીર મોકલ્યા આણો તેહનો કાલ; ૩
તાહરો પિતા મહા પૂર્વે પ્રૌઢયો વૈકુંઠ કેરો નાથ,
અંતરીક્ષ માર્ગે અમો જોઉં છું શા વાવરો છે હાથ; ૪
વીર વિકાળે ભોગળ લીધી કોપ કરીને ધાય,
મારી કટક સર્વ કટકા કીધું કોપે નાઠા જાય; ૫
અંગ ધ્રૂજે ને કાંઇ ન સૂઝે આવ્યા રાયને પાશ,
શું બાણાસુર બેસી રહ્યા છો કટક કીધું સર્વ નાશ; ૬
એક છોકરો આવ્યો છિ તેહના ઠાલા પાણ્ય,
ત્રણ્ય ભાગનું કટક માર્યું એક રહ્યું નિરવાણ; ૭
વલતો બાણાસુર એણી પેરે બોલ્યો તમે શું મોંહો લેઇ આવ્યા,
જે કો ત્યાંહાંથી પાછા ફરીઆ તત્ક્ષણ પ્રાણ છોડાવ્યા; ૮

વલતા વીર બીજા મોકલ્યા ખટ લાખ બલવંત,
અંતરપુરમાં કોયક છોકરો આણો તેનો અંત; ૯
એક તણું ત્યાંહાં ઓસડ બે ને બેનું ઓસડ ચાર,
ચાર તણું ત્યાં આઠજ કહીએ વીર મનાવ્યા હાર; ૧૦

અંગ સનાહ હાથે હથરોટ! મુગટ ટોપ સંઘાત,
સેના સહીત વીર સંચરીઆ થયો રાય રલીઆત; ૧૧
ઘણા દીવસ થયારે બાલક હવાં તું કયાંહાં જાય?
બાણતણાં આકર્ષણ નાંનડીઆં તિ તે કયમ ખમાય? ૧૨

અનિરૂદ્ધ પર બાણજ વરસે નાહનાં વિધનાં અસ્ત,
તે આદે કો પાર ન પામે અહેવાં વાગે શસ્ત; ૧૩
આયુધ મૂકે અનેક વિધનાં માહા તીવ્ર જે બાણ,
ત્યાંહાં થકી એહેવો ઊડે છે જાણે ઉગ્યો ભાણ; ૧૪

અનિરૂદ્ધ ત્યાંહાંથી અહેવો વાધ્યો મારી પાડયા કોડ,
તેહને બાણે તેહજ માર્યા કહે કવિતા કર જોડ; ૧૫
અંગ બૂજે કાંઇ ન મૂઝે આવ્યા રાયને પાશ,
શું બાણાસુર બેસી રહ્યા છો કટક થયું સર્વ નાશ; ૧૬

એક છોકરો એહેવો આવ્યો છિ તેહેના ઠાલા પાણ્ય,
ચાર ભાગનુ કટક માર્યું એક રહ્યુ નિર્વાણ્ય; ૧૭
આયુધ પાખે તે વઢે છે ભોગલ લેઇનિ ભડીઓ,
ન હોયરે એ નાહનો કુંઅર અતલિ બલ ત્યાં બલીઓ; ૧૮

અમે જે આયુધ નાખું છું બેઠો સામો સહાય,
તે બાણ સાહી અમ ઉપર નાખે પ્રાણ અમારા જાય; ૧૯
વલતો બાણાસુર એણી પેરે બોલ્યો ગયા હુતા બલ પાખી,
શા માટિ તમો પાછા વલીઆ શેં વઢયા તમો સાંખી; ૨૦
શા માટિ તમો વઢીઆ કહોનો સગો સુણીજે
સ્વામી ત્યાંહાં લગણ પગલાં કીજે ઘેર બિહાં શું કીજે; ૨૧

વલતો બાણાસુર એણી પેરે બોલ્યો કોણ છિ સપરાણો,
વડી વારનો કટકજ મારે કોણ રાય! કોણ રાણો! ૨૨
ત્રૈલોક્ય માંહે નામજ મારૂં કૌભાંડ સાંભલ આજ
એણે છોકરે નીચું જોવરાવ્યું ધિકય, ધિકય મારૂં રાજ. ૨૩

## કડવું ૨૯ મું

### રાગ પરજીઓ

કૌભાંડ 'કહે છે તું સાંભલ્યની રાજા કહું એક સાચો મર્મ,
એણે એક યોધે દશ લાખ માર્યા તેણે ન રહ્યો આપણો ધર્મ; ૧
સત્વર થઇને સૈન્ય સંભાલો બિહાનું નહિ કામ,
દશ દિશા ઝીતી યશ લીધો એણે છોકરે બોળ્યું તાહારૂં નામ; ૨
રાય પૂર્વે મેં તને પ્રીછવ્યો' ત્યો તારિ અહંકારે થયો અંધ,
અહંકારે લંકાપત્ય કેરો રણે રોલ્યો રામ દશકંધ; ૩
અહંકારે કૌરવ પત્ય કેરો જે રાય દુર્યોધન,
શત ભ્રાત સાથે રણ રહ્યાં રાણીઓ રઝળી વન; ૪
અહંકારે અર્જુન ઓચર્યા તે સાંનિધ્ય શ્રી ભગવાન;
૩૩આકુલી લગે હું અવતર્યું (?) અર્જુન ઉતાર્યું માન; ૫
પહેલું સ્થલ પૃથ્વી વિષે પ્રતાપ તાહારો પ્રશસ્ત,
આ સમે અવલોકતાંમાં તારો ઉદે પામ્યો અસ્ત; ૬
અરે દેવ, દૈત્ય, ખવીસ, રાક્ષસ, ભૂત, પ્રેત કે યક્ષ,
એ બાલક સારૂ બલ નહિ એણે યોધ માર્યા લક્ષ; ૭
સ્વર્ગ મૃત્યુને પાતાલ મધ્યે કહેવાતો તું એક,
આજ તૃણ વત તુજને કર્યો છોકરે વાળ્યો છેક; ૮
એહવું સુણીને રાજા વિસ્મે પામ્યો ગઈ શુદ્ધને સાન,
શિથિલ અંગ દેખી રાયનું પછે બોલીઓ પરધાન; ૯

---

૩૩. આજ કલીમાં કહેવત રહ્યુ.

એક આશ્ચર્ય મુજને લાગે છે એહ અસંભવ વાત,
એક ભોગલે સર્વ માર્યા એણે કર્યો માહા ઉત્પાત; ૧૦
તમો હવાં શું હારો છો હૈયે બલતણા સુત બાણ,
આજ વંદન નિરિખતાં મુજ નથી રેહેતાં પ્રાણ; ૧૧

કૌભાંડ વાણી ઉચરે પ્રાક્રમ તારૂં પ્રચંડ,
એ સસા ઉપર સિંહ કેશો પરવત શત ખંડ; ૧૨
એ બાલકને બાંધીને લ્યાવું એહમાં તે કેટલું કામ,
આ શોણિતપુરના સુભટ કેરૂં મુખ આજ ટાલું શ્યામ; ૧૩

ત્યારે રાય રલીઆત થયાનિ આપ્યા સર્વ શૃંગાર,
તું તો માહરો વડ બાંધવ કહીએ આ સર્વ તારો ભંડાર; ૧૪
જાઓ વીરા તમે વેગે કરીનિ કરી આવો શુભ કામ,
વધામણી વહેલી મોકલજો પેલા શત્રુનો ફેડી ઠામ; ૧૫

વચન શીષ ચઢાવીને ઉઠયા કૌભાંડ તેણી વાર,
સેના સઘલી સજ્જ કરાવી તેહની શોભાનો નહિ પાર; ૧૬
માહામોહોટા ગજ ગેહેવર સરખા મદગલિત જે કહેવાય,
હિરા જડિત અંબાડી ઝલકે તેહેનિ જ્યોતિ રવિ ઢંકાય; ૧૭

સુર્યવંશી ને સોમવંશી પાખરીયા કેકાણ,
મોહોડે મોતી પરોયાં વલી રત્ન જડિત પલાણ; ૧૮
એહેવા અશ્વ દોરી આગલ ચલાવ્યા તેનો ગણતાં નાવિ પાર,
અનેક પાલખી રથ સુખાસન તેણે સુભટ થયા અસવાર; ૧૯

દક્ષિણ દેશનો હાથી મોટો તેણે શોભીતા શૃંગાર,
મેઘાડંબર છત્ર ઢળકે તેણે પોતે થયા અસ્વાર; ૨૦
નિશાનિ નિર્ઘોષ વાજે શરણાઇઓ રણતૂર,
ચતુરંગી સેના તરવરી તે જાણીયે સાગરપૂર; ૨૧
નાલ્ય ગોલા બાણ બહુ વિધ કરતા કરતા મારોમાર,
જઇનિ ઢુકયા પેલા માલીઆ સનમુખ ઓખા કરે વિચાર; ૨૨

જો સ્વામી તમારા ચિત્તમાં આવે તો કરૂં વિનંતિ આજે;
ચિત્રલેખા દ્વારકામાં લેઇને જાય તો સિદ્ધ પામે સર્વ કાજે; ૨૩
એહવું કહેતાં અગ્નિ લાગ્યો ચઢી અનિરૂદ્ધનિ રીસ,
ચર્ણ કેરી આંગલીથી જ્વાલા લાગી શીષ; ૨૪
સંગ્રામે સન્મુખ ન રહું તો લાજે માહારો વંશ,
બાણાસુરનિ એમો મારૂં જયમ કૃષ્ણે માર્યો કંસ; ૨૫

ઊથલો.

ચાલ દ્રોડ

હાક મારી ઉઠીઓનિ અતલિ બલ વીર,
પર્વત પડછંદા વાજે ન રહે મન ધીર; ૨૬
આકાશવાણી એહેવી હવીરે શું જુઓ છો સુર!
શસ્ત્ર તુને ભેદે નહિ ને મારી કરે તું ચુર; ૨૭
ભોગલ કર મધ્યે લેઇનિ પછે ઉઠ્યો બાલ,
યોધ સર્વ જોઇ રહ્યા જેહનો ખુટો કાલ; ૨૮
ભોગલ નાંખીને એણે વાલ્યો ત્યાં સંહાર,
કોપીઓ કોભાંડ ઉપર કરે મારો માર; ૨૯
કોભાંડે તેડાવીઆ સેનાપતિ જે ત્યાં સર્વ,
યુધ કરવા તણો જેહને હુતો ઘણો ગર્વ; ૩૦
મારવો છિ એકનિ તેમાં શું જુઓ છો ભૂર,
સહુ મલીનિ ત્રુટિ પડો કરો મારી ચૂર; ૩૧
કોભાંડે બાણ વૃષ્ટિ કરી ત્યાંહાં અપરંપાર,
નાલ્ય ગોળા ગુર્જનાં દે છે સબલો માર; ૩૨
આશરો અંબા તણો મેં દેવ સર્વે સહાય,
રાખનારી રાખશે તેને માર્યો કેમ જાય; ૩૩
હાથી હલકાર; એહવું ધરે છે મન માંહ્ય,
એટલે અનિરૂદ્ધ આવીને ત્રુટી પડે છે ત્યાંહ; ૩૪

ઉછાળીનિ ગદા મેહેલી હાથીનિ ત્યાં શીષ,
નાઠો મદગલિત ત્યાંહાં થકી પાડીનિ બહુ ચીસ; ૩૫
વલી બીજી ભોગલે ભાંગ્યા છે ત્યાંતો ચર્ણ,
હાથી તે હેઠો પડયો નિ રાય રહ્યો તે ધર્ણ; ૩૬
કોપ્યો અનિરૂદ્ધ પછે આણી મન્ય ગર્વ,
નાઠો કોભાંડ પછે સૈન્ય નાઠું સર્વ; ૩૭
ત્યારે વિચ્યારીને વીર રહ્યો હવિ કયમ મરાય,
સિંહના મુખ આગલ્ય શિઆલ નાઠું જાય, ૩૮
નાઠા ભાગ્યા જોધા આવ્યા આવ્યા સહુ ઘેર,
સુભટપણું એ શું લહે સિંધુઆની પેર; ૩૯
આવ્યો કોભાંડ પોતે જ્યાંહાં બિઠો છે રાય,
હૈયે હોલી બલી રહી હવે શો કરવો ઉપાય; ૪૦
ત્યારિ દીઠો બાણાસુરે નિ ઉઠી છિ ઝાલ,
કહે તો એહને બાંધી લ્યાવું તુજ આગળ બાલ; ૪૧
કોભાંડ ત્યાંહાં બોલ્યો નહિ નથી રહી ગત્ય,
સ્વામી હું તો ગયો તો ભૂલ્યો શુદ્ધ નિ મત્ય; ૪૨
ભોગલ મારી એણે પાડયો બહુ ત્રાસ,
સ્વામી એહને જીતવાની મૂકી દ્યોની આસ; ૪૩
શૃંગાર કરીને જે ગયા'તા વઢવા ભ્રાત,
શોકસાગરમાંહે બેઠા તો શું પૂછો છો વાત. ૪૪

## કડવું ૩૦ મું

### રાગ પરજીઓ

બાણાસુર ત્યાં પોતે જાય કટક સઘલું પુઠે પલાય,
અનેક આયુધ ખડગનિ ગદા મુગ્દર ભોગલ વીંધે ત્યાં સદા; ૧
તીવ્ર બાણો ભાથા ભરી ચાલ્યા સુભટ સહુ વેગે કરી,
થયો કટકમાં ભેલાભેલ એમ પડયા જ્યમ કાપે કેલ; ૨

એમ પડયા જાણે વૃક્ષ સમૂલ વાજે પંચ શબ્દ રણતુર,
એણી પિરિ યુધ કરિ અવસ્યમેવ અંત્રિક્ષ જુએ રૂષિ નારદ દેવ; ૩
હવડાં દ્વારકાં જોઉં તતખેવ શ્રીકૃષ્ણનિ લ્યાવું અવસ્યમેવ,
રખે બીહીતો તું ત્યાં બાલ, કટક સર્વનો આણે કાલ; ૪

તાહારે યુધે અસુર કંપે ઘણું ધન્ય ઉદર તુજ જનુની તણું,
બાણાસુર ઉપર ભોગલ પડી અવની ઉપર ગયો રડવડી; ૫
ભાગ્યો રથ કડકડી પોહોર પુઠે ઉઠો ધડહડી,
બાણાસુરનિ વાગી સાંગ ઓચીંતી આવી ગઈ અંગ; ૬
રાયનિ વાગી નિસરી ગઇ બાણાસુરનિ વાચા રહી,
પોહોર પુઠે સુધ્યજ થઇ વલી રથ ઉપર બેઠો જઇ; ૭
ભાગો રથ કડકા થયો હવડાં પ્રાણ અમારો ગયો,
પહેલો બોલ એહેવો શિં નવ્ય કહ્યો જેકો બલીઓ આવી રહ્યો; ૮
રાયે મન્ય વિમાસ્યું વલી બેઠા પ્રધાનને રાજા મલી,
આ વાત ન જાયે કોણે કલી આણી વાર ત્યાં જીવ્યા રલી; ૯
એહને આપણ કીજે એમ નાગપાશ બાંધીને જેમ,
કૌભાંડ કહે વાતો રમ્ય આપણ એહને કીજે એમ; ૧૦
નાગપાશમાં ગમ્ય માહારી મનમાં વાત વિમાશી કરી,
નાગપાશ બંધન કરી પછે આફણીયે જાશે મરી; ૧૧
એહેને કરવા દ્યો અનુપાન, એણી પેરે બોલ્યો પરધાન,
કો મોટાનો છે રે બાલ સાંભળનિ સાચું ભૂપાલ; ૧૨
નાગપાશ ત્યાંહાં બાંધ્યો વીર સાંસો કરી રહો શરીર,
ઓખા બેઠી પાડે ચીસ અનિરૂદ્ધનિ દે છે આશીષ; ૧૩
ચિરંજીવી મારા ભરથાર પાપી બાપ કરે છે પ્રહાર,
દોહીલું જાણે એક લગાર સંસારમાંહે સ્વામી સાર; ૧૪
"ઓખા તું કાં પામે દુઃખ કાલ મુજને થાશે સુખ,
તાહરો સસરો વૈકુંઠ ધણી સાર કરે સંસારજ તણી." ૧૫

અનિરૂદ્ધે ઇશ્વરી સંવરી નારદના વિધની સ્તુત્યજ કરી,
તે કહું ગુણ વિસ્તાર સુણતાં દુખનો પામે પાર. ૧૬

## કડવું ૩૧ મું

### રાગ વિરાડી[૩૪]

આઇ મહિષાસુર મર્દિની સકલ દેવનો ગુણ વર્ધની,
રક્ત બીજનું શોણિત પીધ ચંડમંડ તે વાહન કીધ; ૧
ધુમ્રલોચન તું ધંધોલ શુંભનિશુંભ તેં રણ રગદોલ,
મધુકૈટભ પમાડયો મોહ એકવાર મુજ સાહામું જોય; ૨
અનેક દૈત્ય તિં માર્યા જેહ, કહેતાં પાર ન આવે તેહ,
અસુર સર્વ છંડાવ્યા ઠામ દેવ સર્વના કરવા કામ; ૩
તુ સાર માહારી કરને સોય નહિતર અબલા સાહાસું જોય,
તું કાલકા નિ તું તોતલા કોટી સૂર્ય શશી વાધી કલા; ૪
તું બ્રહ્માણી હંસા પ્રૌઢ વૈષ્ણવી તું ગરૂડારૂઢ,
ઇંદ્રાણી ઐરાવત તેહ અરે સાર મારી કરનિ દેહ; ૫
આંઇ તુ મન્ય વિચારે સોય નહિતર અબલા સાહાસુ જોય,
સ્તુત્ય કરતાં આવ્યાં ઇશ્વરી શિ પુત્ર મેહેલ્યો પરહંરી; ૬
ઇશ્વરીએ ત્યાં ચાપ્યો પુત્ર ગર્વ માટે જાશિ ઘર સૂત્ર,
કાલ્ય આવશે છપ્પન કોડ લેઈ જાશિ તને બંધન છોડ; ૭
એમ કહીનિ ઇશ્વરી ગઇ અને દ્વારકામાં સિદ્ધજ થઈ,
પ્રધુમન બલભદ્ર બલીઆ તેહ કૃષ્ણનિ મંદિર આવ્યો તેહ; ૮
એમ કહે દ્વારકાનો રાય ભલે પધાર્યા મુજને સાહાય,
પ્રધુમન કહે એ શો કોપ થયો અનિરૂદ્ધનિ કો હરીને ગયો; ૯
એ મોહોટું કર્મ દ્વારકામાહાં થયું પુત્ર પલાયો હવાં શું રહ્યું,
તું સેવકની વા'રિ ધાય ભક્ત વછલનું બિરદ કિહિવાય; ૧૦

---

૩૪. ख, घ રાગ સોરઠી

પોતાની પુત્રનિ કો હરીનિ જાય તમારા મનમાં દયા નવ થાય,
કૃષ્ણ કહિ તમે સ્વાતિક સુણો અમ આગલ બોલ બોલો ઘણો; ૧૧
ગાંજ્યો નહિ જાય પુત્ર આપણો કો નહિ રાખે સુતનિ ધણો,
આહીંથી સેવક મોકલો બહુ ભુવન સ્થાનિક સાધનો બહુ; ૧૨
શોધી લાવો સુતનો ઠામ પછી આપણુ તે કીજે કામ, ૧૩

## કડવું ૩૨ મું

### રાગ સારંગ

અરે કમલા તો કલ્પાંત કરેને સાંભલો સારંગ પાણ,
આજ પ્રાણ અમો તજશું કે પુત્ર અમારો આણ ૧
આજ પ્રદ્યુમન દુખીઓ થઇ બેઠો હૈયડે દુખ ન માય,
એકજ અનિરૂદ્ધ પુત્ર પાખે પ્રાણ અમારા જાય; ૨
રૂક્ષ્મણી ત્યાંહાં વલી રૂદન કરિછિ કામ્યની હવાં કયમ રહેશો ?
વિષમ ઠામ રાખો, હશિ કોણ કિહિશિ ભુખો તરશો ! ૩
અરે જાદવ શું બેસી રહ્યા છો એ કોણ તમારો ધર્મ,
આજ દૈવે દુખણી કીધી એ કરિછિ માહારૂં કર્મ; ૪
અન્યો અન્યે અબલા બોલે અમો ભૂદર શું ભડીએ,
પરમેશ્વરે જો પુરૂષ સર્જ્યાં હોય તો ત્યાં જઈને વઢીએ. ૫
સ્વામી ભક્ત વત્સલનું બિરદ તમારૂં, ગોરનો આપ્યો તન,
સંદીપનનિ સંતોષીઆ તમે સંતોષો માહારૂ મંન. ૬
સાગરમાં હાથી શોધી કાઢો ખોલે મેહેલ્યો બાલ,
ગોરાણીનું મન મનાવ્યું એહેવો તું ગોપાલ. ૭
છપન કોડનિ ચિંતા પડી છે એટલિ નારદ આવ્યા,
પૂજા અરચા બહુ વિધ કીધી નારદ ઋષિ વધાવ્યા. ૮
ઋષિ પ્રત્યિ તાં એવી પેરે બોલ્યાં શો અપરાધ અમો કીધા !
આજ અમારો પુત્ર અનિરૂદ્ધ કોણે હરીને લીધો.

વલતા ઋષિ એણી પિરિ બોલ્યા અબલા આણો પ્રેમ,
જ્ઞાન દ્રષ્ટે અમો જોઉં છું તાહારો સુત છિ કુશલક્ષેમ. ૧૦

## કડવું ૩૩ મું

### રાગ મારૂ

કોણે સુત કીધો હશિ, હર્ણ રખે પમાડયો હોયે મર્ણ,
એ ત્યાં માયા કો ખેચરી અંત્રિક્ષથી કોય લેઈ ગયું હરી; ૧
એ ત્યાંહાં વાર્તા કલી ન જાય માતપિતાનિ દુઃખ ન માય,
પ્રદ્યુમનજી વિચારી કહે પુત્રતણો શોક સુજનિ દહે; ૨
પુત્ર વિના સુનો સંસાર, પુત્ર વિના ધિકય અવતાર,
પુત્ર વિના કરૂણા નહિ અંગ, પુત્ર વિના નહિ મોક્ષ પ્રસંગ; ૩
પુત્ર વિના પૂર્વજ નવ્ય લહે, પુત્ર વિના કુલ નિશ્ચે દહે;
પુત્ર વિના કો ન પામે નીર, પુત્ર વિના અગ્નિ ન પામે શરીર; ૪
પુત્ર વિના વાહાલું નહિ સોય, પુત્ર વિના કો સુખ નવ્ય જોય,
પુત્ર વિના કો દુઃખ નવ્ય હરિ, પુત્ર વિના સહુ નિંદા કરિ;
બિઠા શોક ધરિ છિ જયાંહ નારદજી પધાર્યા ત્યાંહ. ૫

## કડવું ૩૪ મું

### રાગ વિરાડી

નારદ કિહિ છિ રે કૃષ્ણનિ તમે સાંભલોનિ ગત્ય,
માહારે છે પ્રતિજ્ઞા જે નવ બોલું (હું) અસત્ય. ૧
લોકમાં ચાલીછિ વારતા આલીગારો એહ,
તે ત્યાંહાં મુઝનિ નાવડે જાણો સર્વે તેહ. ૨
એક પ્રસંગે હું ગયો તો આપ કંઇક કાજ,
શોણિતપુર એક નગ્રજ મોટું બાણાસુરનું રાજ્ય. ૩

તેહેની તનયા ઓખાબાઇને લાધું ત્યાંહાં સ્વપ્ન,
અનિરૂદ્ધ તેહેનિ વરી ગયો નિ વિહ્વલ થયું ત્યાં મન. ૪
કહે એ વર મુજને આણી આપો નહિતર કાઢીશ પ્રાણ,
ચિત્રલેખા ચંતની તે ભલી ચતુર સુજાણ. ૫
બિ ઘડીમાં અહીઆં આવી તે દ્વારકા માંહ,
ચોથી ઘડીએ લેઇ ગઇ તે શોણિત પુર છિ ત્યાંહ. ૬
પ્રાક્રમ તો પ્રેમદાતણાં શાં કહું પરબ્રહ્મ,
ચક્ર સરખું ચૂક્યું કો નવ્ય લહો તે મર્મ. ૭
પછે ત્યાંહ લીલા કરે રંગમંડપ પ્રૌઢ,
પાપી બાપે તે જાણીઉં જે બાણાસુર મૂઢ. ૮
અનેક વીર પેલા મોકલ્યા લક્ષ તે ત્યાં ચ્યાર,
તેહેનિ પુત્રે મારીઆ તે મનાવ્યા હાર. ૯
અને વલી બીજા મોકલ્યા ખટ લાખ બલવંત,
તેહેનિ પુત્રે મારીઆ નિ તેનો આણ્યો અંત. ૧૦
પછે રાય પોતે ગયો ને ઉતાવલો તે જાય,
તેહેને પુત્રે મારીઓ એ તારો મહિમાય. ૧૧
પછે ત્યાંહાં નાગપાશે બાંધીઓ પાપીઓ પાપિષ્ટ,
કારાગ્રેહમાં રાખીઓ નિ તહેનિ ઘણું છિ કષ્ટ. ૧૨
ઘડી બિ હું ઉભો રહો તો કષ્ટ કહ્યું ન જાય,
મુજ દેખતાં મારીઓ તે મિ ક્યમ ખમાય! ૧૩
નારદ કિહિ છિ કૃષ્ણનિ તમે સુણો દેવ મોરાર,
તાહારિ તો પુત્ર છિ ઘણો ઘણો ત્યાંહ પરિવાર. ૧૪
અરે સ્વામી સાંભલો પાલા ત્યાંહાં ન જવાય,
અગિયાર સહસ્ર જોજન જાવું ઘણા દાહાડા થાય. ૧૫
ગોવિંદ સમરો ગરુડનિ લેઇ જાય તતકાલ,
એક મુહૂર્તમાં પોહોચાડશે સૈન્ય સહિત ગોપાલ. ૧૬

ગોવિંદ ગરૂડ સંભારીઓ આવીઓ તે પાસ,
દેઇ પ્રદક્ષિણા ચર્ણે લાગો સ્વામી શ્રી અવિનાશ. ૧૭
વિલંબ હવે ત્યાહાં શો કરો કહેતાં નાવિ પાર,
ઉતાવલા પ્રભુ થાઓનિ ગરૂડ ઉપર અસ્વાર; ૧૮

બલભદ્ર ભાઇનિ સાથે તેડયા પ્રદ્યુમન લીધા મંન,
એવી પેરે ચઢીને બેઠા કરી ગરૂડ વાહન; ૧૯
બિ ઘડીમાં આવીઆ ગંગા કેરે તીર,
કૃષ્ણ હેઠાં ઉતરા નિ ગરૂડ પીધું નીર; ૨૦

પાણી પૂરણ વાવર્યું નિ ત્યાંથી ઉડયા એવ;
બિ ઘડીમાં આવીઆ તિ શોણિતપુરમાં દેવ; ૨૧
બાણાસુરના નગ્રમાંહાં કોણ કોણ રખવાલ,
રાય આગલ બુંબ ગઇ આવ્યા શ્રી ગોપાલ; ૨૨

પાવક ત્યાંહાંથી પરજલો હુતાશનનો તાપ,
ગોવિંદ કિહિછિ ગરૂડનિ કાંઈ એક દેખાડો આપ. ૨૩
પાણી પૂરણ વાવર્યું તે (તાં) પાછું નાખ,
પછે હુતાશન બાપડો (તે) ગયો ત્યાંહાંથી સાક્ષ. ૨૪

ત્યાંથી આઘેરા ચાલીઆ જુએ તો ભૂત પ્રેતં,
પાંખે મારી પાડીઆ તેહેને કીધા અચેત; ૨૫
વલી આઘેરા ચાલીઆ તો દૈત્યનો નહિ પાર,
તેહને ચાંચે મારી પાડીઆ તો બીજા ગયા રાજદ્વાર; ૨૬

એક સાંભલ રાજા વિનતિ આવ્યા શ્રી ગોપાલ,
નમી નમી કહે રાયનિ જે દ્વારના રખવાલ; ૨૭
એક પંખી માહા માહોટું ઘણું તે નગ્રમાંહે ન માય,
ઉપર ત્રણ તેજસ્વી બેઠા દેહેની કુંવર કાય; ૨૮

વચન એહવું સાંભલી વળી મોકલ્યા વીર,
સેનાં સહિત શૃંગારીઆ પર્વત સરખાં શરીર; ૨૯

અનેક આયુધ લેઇને કૃષ્ણ સાહમો જાય,
ગોવિંદ કિહિછિ ગરૂડને કાંઇ દેખાડો બલ કાય. ૩૦
તેહેને પાંખે મારી પાડીઆ વીર કીધા ચૂર;
વલી વીર બીજા મોકલ્યા જે શૂરામાંહે શૂર. ૩૧
કૃષ્ણ કહે બલભદ્રનિ તમે સાંભલો ભ્રાત,
આપણ એક ઉપાય રચીએ તે રૂડી વાત. ૩૨
આગલ કીજે ગરૂડને દક્ષિણ પ્રદ્યુમંન,
વામ ભાગે રહો તમો વચમાં રહે આ તંન,[૩૫] ૩૩
એણી પિરિ જો યુધ કીજે તો એનિ જીતાય,
જેહની ફુંકે દવ બલે તેણે તે શું બલ નવ થાય.[૩૬] ૩૪
ગરૂડ હવે વહેલા થાઓ શું વિચારો મંન,
કિહિતામાં થયો ઉદિત વિનતા કેરો તંન. ૩૫
પાંખ વાગી પંખીની ને નાસી ચાલ્યા નાગ,
અનિરૂદ્ધ આવી ઉભા રહ્યા નિ કીધો શંખ નાદ. ૩૬

## કડવું ૩૫ મું

### રાગ સામેરી[૩૭]

અનિરૂદ્ધ છૂટયો જેટલે બાણાસુરે ધરીયું ધ્યાન,
વદને દશ આંગલી નિ તજીનિ અભિમાન; ૧
કર જોડીનિ કરિ વિનતિ સમરથ ઉમયાનાથ,
પરદલ પીડેય મુજને આવીઓ જાદવ સાથ; ૨
સેવકનિ ભીડે પધારો કરૂણાસિંધુ કૃપાલ,
નગર વીંટયું જાદવે તે સહિત શ્રી ગોપાલ; ૩
મારિ પાસુ તમમણુ, બહુ સુભટ કરે અતિ સોર,
તે કારણ પ્રભુજી પધારો મુજને વીર દેખાડો જોર; ૪

૩૫ क, ख 'હું અમ' ૩૬ घ રખે કો છાછા પડો તો નવ જીતાય ૩૭ख સારે.

તમારી ઉપર કરી કૃષ્ણને લગાડું પાય,
શોણિતપુરમાં આવીએ મુહને કોડ કૃષ્ણનું થાય; ૫
કૃષ્ણ પરમેશ્વર સહુ કહિ માહારિ તો શિવ જગદીશ,
તે કારણ પ્રભુજી પધારો બલ વાધે શીશ; ૬
સ્તવન સેવકતણું સુણીનિ ઉઠીઆ શિવ રાય,
ત્રિભોવનમાં ભક્ત માહારો બાણાસુર કિહિવાય; ૭
નંદી ભૃંગી તેડીઆ ને વૃષભ ચઢયા મહાદેવ,
સાથિ તે ખટ મુખ ગિરિસુતા માંહે ભૂતાવલિ તતખેવ; ૮
અંગ વિભૂતિ સોહામણિ ને ભુજ બહુ વિશાલ,
મૃગચર્મ ઓઢયું બિહામણું ને લોચન ત્રણ વિકરાલ; ૯
જટાજુટ સોહામણિ ને તે મધ્ય પાવન ગંગ,
હાથમાં ડમરૂ ત્રિશળ છે આ પાર્વતી અર્ધાંગ; ૧૦
રૂંડ માલા શોભતી ને કંઠમાં વિષ સાર;
ભક્તની ભીડે પધારીઆ તે શોણિતપૂર મોઝાર; ૧૧
બાણાસુરનિ વધામણી ગઈ જે આવીઆ મહાદેવ,
તેહને આપી વધામણી ઉઠયા હર્ષ શું તતખેવ; ૧૨
આવીને ઉભા રહોનિ ચર્ણે નામ્યું શીષ,
સ્વામી મુજને કૃપા કીધી પાર્વતીપતિ ઈશ. ૧૩

કડવું ૩૬ મું

રાગ મારૂ.

બાણાસુર ત્યાંહાં પોતે જાય આણ એહેવી ત્યાંહાં કરાય;
રખેરે કોઈ ઘેર રહેરે:—

ઢાલ

રખેરે કોઇ ઘેર રહે એહવી દેવરાવી આણ્ય,
બાપ માહરા શો વઢો છો એમ બોલે વાણ્ય; ૧

આયુધ નાંના વિધ્ય તણા તમો લ્યોનિ ષોડશ વીસ,
પાછી પાની કો નવ્ય કરશો અમે રહ્યાં છું શીશ; ૨
ગરૂડે પાંખે મારી પાડીઆ તે વીર નોઠા જાય,
એક કહે હલ્યા! શું નાસો છો! શીપ ઉભા રાય; ૩
વકાર્યા પાછા ફર્યા તેહેનું ગરૂડ ઉપર ધ્યાન,
આ તે વાહન કૃષ્ણ કેરૂં (હું તે) ઉતારૂ (એનું) માન; ૪
બલભદ્રનિ કાર્તિક વઢિ છિ કો ગાંજ્યો નવ્ય જાય,
અસ્ત્ર અન્યો અન્ય વાવરિ શિવ વિષ્ણુનો મહિમાય; ૫
કાતક ત્યાંથી એહેવો વાધ્યો ગાજ્યો વલતો વીર,
બલભદ્રજીએ બાણ માર્યું શોણિત ચાલ્યું શરીર; ૭
ત્યારિ મહાદેવજી કોપે ચઢીયા કોપ કરીનિ જાય,
વળી સાહમા આવીઆ વૈકુંઠ કેરા રાય; ૮

ઇશ્વર કૃષ્ણ બેહુએ મળીનિ યુદ્ધ માંડ્યું ઘોર,
અસ્ત્ર અન્યો અન્ય વાવરે બ્રહ્માંડ ચાલ્યો શોર; ૯
સંગ્રામ માહા મોહોટો રચ્યો આયુધ ક્રોડ દશ વીસ,
અંત્રિક્ષથી દેવતા જુએ છિ ક્રોડ ત્યાં તેત્રીસ; ૧૦
તે વારે મોહાસ્ત્રજ મેલીઉં મેહેલ્યું દેવ મોરાર,
મહાદેવજી મોહ પામીઆને બલ નહિજ લગાર; ૧૧
તે વારે મહાદેવજી કોપે ચઢીઆ માથે ધાયો ક્રોધ,
જારે પુત્ર તું વહેલો થઇનિ એમ દીધો પ્રતિ બોધ; ૧૨
આજ્ઞા દીધી તેહનિ પછિ વચન બોલ્યા ઇશ,
બાણાસુર તુજનિ કહે તે વચન ચઢાવે શીશ; ૧૩
આવીને ઉભો રહ્યો તેણે કર્યો છિ પ્રણામ,
યુદ્ધ કહેવું આવડે અલ્યા! કરાં તું શું કામ? ૧૪
ત્રણ ચર્ણ માહારે ઉદર ત્રણ વદન ત્રણ પાણ,
ત્રણ નેત્ર નિ ત્રણ નાસિકા ત્રણ જીભ્હા જાણ; ૧૫

સ્વામી શિરથી ઉપનો નિ ત્રેધઓ મારૂં નામ,
જેહેની લઉં પુઠડી ને તેહનો ફેડું ઠામ; ૧૬
આવીને ઉભો રહ્યો તે પાપીઓ પાપિષ્ટ,
તેણે બલભદ્ર ઉપરિ આવીને મારી રજ કેરી મુષ્ટ; ૧૭
બલભદ્રજીને શીષ વાગી બ્રહ્માંડ ઉઠી ઝાલ,
બલભદ્ર પાડે બુંબઠી ને ત્રાહ્ય ત્રાહ્ય ગોપાલ; ૧૮
વલતા વિષ્ણુજી બોલીઆ નિ તું ભલો કાહાવે વીર,
આવ્યનિ આપણ બિ વઢીએ સરખે સરખા ધીર; ૧૯
એહેવું કિહિતાં આવીઓ પાપીઓ પાપિષ્ટ,
આવીને તેણે કૃષ્ણ ઉપર મારી રજ કેરી મુષ્ટ; ૨૦
શ્રી હરિને શીષ(જ) વાગી બ્રહ્માંડ ઉઠી ઝાળ,
કૃષ્ણજી વ્યાકુલ થયા લહેરે ગયા ગોપાળ. ૨૧
વલતા વિષ્ણુજી બોલીઆ જીવન જુગદાધાર,
પ્રાક્રમ તારૂ પ્રસર્યું તું આવ્યને બીજીવાર; ૨૨
એહેવું કિહિતાં આવીઓ નિ તેહેના સાહ્યા પાણ્ય,
[37]માથા પાછલ ફેરવીનિ નાખીઓ નિર્વાણ્ય; ૨૩
જોજન ત્રણ ત્યાંહાં જઇ પડ્યો ત્યાંથી ઊઠી આગ્ય,
વલી પાછો ફરી આવ્યો એના સાહ્યા પાગ; ૨૪
પાગે સાહી પછાડીઓ પછડાતાં પાડી ચીસ,
વલી બીજીવારનો સંક્રમ્યો કૃષ્ણજીનિ શીષ; ૨૫
તિવારે કૃષ્ણજીએ ઉપાયો એકાંતરીઓ ઓસાર,
તેહેનિ, દીધી આજ્ઞા એ પાપીઆને માર; ૨૬
ઢીકા ઢીકે પાટુએ પાટુ શરીરે શરીરના પ્રાહાર,
બે વીર ભલા વઢે છે કો નવ્ય દે ત્યાં ઓસાર. ૨૭
એકાંતરીએ લેઇ ત્રેઇઆનિ બાંધીઓ ત્યાં બંધ,
શ્રીકૃષ્ણ આગલ આણી નાખ્યો મારો એને સંધ; ૨૮

---

૩૭. क, ख માં નથી. ग માં છે.

ત્રાહે ત્રાહે શ્રી કૃષ્ણજી એ કમલા કેરા કંથ,
એકાંતરીએ મારીઓ નિ આણો માહરો અંત; ૨૯
વલી વલી વિષ્ણુજી વિનવું અપરાધ કીધો અપાર,
દીનાનાથ દયાલજી મૂકાવીએ એકવાર; ૩૦
સ્તુત્ય કરતાં તેહને કૃપા કીધી મૂકાવ્યો ત્યાંહાં તેહ,
દેઈ પ્રદક્ષિણા ચરણે લાગો એને પૂછ્યું એહ, ૩૧
કૃપાનિધાન તમો કૃષ્ણજી તાહરૂં નામ ધન્ય ધન્ય,
સંસારમાં હું અવતર્યો ક્યાંહાં માહરૂં જીવન? ૩૨
તો કહ્યું જા તું સ્થાવર જંગમ ચઢે ચારે ખાણ;
ઓખાહરણ જે સાંભળે તે થકી અલગો જાણ્ય; ૩૩
વચન એહવું કૃષ્ણે આપ્યું ત્રેઇઓ સ્થાનકે જાય,
વલતા ભાથા બીડીઆ કૈલાસ કેરે રાય; ૩૪
ત્યારે મોહાસ્ત્ર ત્યાં મેહેલીઉં સાહમા રહી જુગદીશ;
અગન્યાસ્ત્રજ મેહેલ્યું સાહમા રહીને ઇશ; ૩૫
વરૂણ અસ્ત્રજ મેહેલીયું રહી (ને) દેવ મોરાર,
પવનાસ્ત્રજ પાઠવ્યું સ્વામી (શ્રી) ત્રિપુરાર; ૩૬
નાગાસ્ત્રજ ત્યાં મેહેલીઉં સાહમા રહીને ઇશ,
ગરૂડાસ્ત્રજ ત્યાંહાં મેલીઉં સાહમા રહી જુગદીશ; ૩૭
ગણપત્ય ફરસી ફેરવી પાડયું દલ ભંગાણ,
બલભદ્રે હલમુસલ લેઇ કર્યું કચ્ચર ઘાણ; ૩૮
નંદીને પ્રદ્યુમન વઢે મહા મોટા યોધ,
ભુતાવલિનો પારજ નહિ યાદવ છપ્પન કોડ; ૩૯
૩૯બ્રહ્માસ્ત્રનું ત્યાં બાણ મેહેલ્યું મેહેલ્યું સમરથ ઇશ,
સારંગ ધનુષ્યથી પાઠવ્યું બાણ ત્યાં જુગદીશ; ૪૦
વાયવ્યાસ્ત્ર બાણ મેહેલીઉં મેહેલ્યું તે ત્યાં ઇશ,
પર્વતાસ્ત્ર મેહેલીઉં મેહેલ્યું તે જુગદીશ; ૪૧

૩૯ માં નથી. क, खમાં બ્રહ્માસ્ત્ર મેહેલીઉં મેહેલ્યું ઇશ. એમ છે.

પાશુપતાસ્ત્ર કરવા પ્રલ્હે ઇશ લીધું હાથ,
નારાયણાસ્ત્રજ રક્ષા કરવા મેહેલીઉં જુગનાથ; ૪૨
સુદર્શન ત્યાં કાઢીઉંનિ કાઢીયું જુગદીશ,
ત્રિશૂલ ત્યાં તોળી રહ્યા સાહમા રહીને ઇશ; ૪૩
શુકદેવ કહિ પરીક્ષિત સુણો માન્ય માગ્યું સોય,
એ જોડને વદતાં યુગ જાએ તો પાર ન પામે કોય; ૪૪
સંદેહ માહરા મન તણો અસ્ત્ર એહેવાં કાઢ,
એ યુધ જે એણી પિરિ હવું તે કયમ ભાગી રાઢ; ૪૫
અસ્ત્ર એહેવાં કાઢીઆં તે મેહેલવાનિ આહાર,
શેષ ત્યાંથી ચસક્યોને ધરતી નાખ્યો ભાર; ૪૬
આ પૃથ્વી ત્યાંહાંથી ઉઠી ચાલી બ્રહ્મા કેરે પાશ,
દેઇ પ્રદક્ષિણા ચરણે લાગી સ્વામી શ્રી અવિનાશ; ૪૭
તમારી અજ્ઞાથકી કોલાહલનું કામ,
ઇશનિ જુગદીશ વઢેતો કયાં રહેવા મુજને ઠામ? ૪૮
વલતા બ્રહ્મા બોલીઆને પૃથ્વી તું અવિધાર,
જઇ તમે તો સ્થાનક રહોનિ અમો કરશું સાર; ૪૯
બ્રહ્મ સદનથી બ્રહ્મા પધાર્યા શોણિતપુર મોઝાર,
આવીને કૃષ્ણનિ નમ્યા સાંભલો દેવ મોરાર. ૫૦

## કડવું ૩૯ મું

### રાગ પરજીયો.

એણી પેરે બોલ્યા શુકદેવજી સાંભળ પરિક્ષત રાય,
મહાદેવ ને શ્રી કૃષ્ણજીની સ્તુતિ કરે બ્રહ્માય; ૧
મદન મૂર્તિને નમું નમું શિવજી ધ્યાન,
મસ્તક મુકુટને હું નમું કુંડલ કાન; ૨
કૌસ્તુભ મણિને હું નમું નમું નમું જટાજ઼ ઘોટ,
શેષ ધારીને હું નમું નમું શૃંગી કોટ; ૩

લક્ષ્મીવરને હું નમું નમું ઉમયા ભર્તાર,
તુલસી દલને હું નમું નમું ચઢિ કલ્હાર; ૪
પીત વસ્ત્રને હું નમું નમું અંગ વિભૂત,
ચક્ર સુદર્શનને નમું નમું તેજ ત્રિશૂળ; ૫
વૃષભવાહનને નમું નમું ગરૂડાસન,
બેહુએ જાણુનિ સ્તુત્ય કરિ બ્રહ્મા એકે મંત્ર; ૬
શિવ વિષ્ણુનિ સ્તુત્ય કરી બ્રહ્મા સ્થાનક જાય,
ત્યાર પુંઠે શું થયું સાંભલો કહું રાય. ૭

## કડવું ૩૮ મું

રાગ[40]

બાણાસુર તે એકલો જાય ધાયો ધાયો ધરણીધર ભણિ,

ઢાલ

ધાયો ધાયો ધરણીધર ભણિ તેણે એક મારી સાંગ,
ગરગડતી ગડર ગડાટ કરતી જઈ વાગી કૃષ્ણનિ અંગ; ૧
શ્રીહરિનિ શીષ વાગી એહથી મેહેલી મર્મ,
ભગવાનજી ભોમે પડયા નિ આંખિ આવ્યાં તર્મ; ૨
ત્યારે શ્રી કૃષ્ણજી કોપે ચઢયા નિ સુદર્શન લીધું હાથ,
હાથ એના છેદી નાખું જુએ સઘલો સાથ; ૩
વચમાં આવી માતા કોટરા વસ્ત્ર વોહોણી તન,
શ્રી કૃષ્ણજી ઉપરાટા થઈ રહ્યા નિ લાજ્યા ત્યાંહાં મન્ય; ૪
અરે, રંડા! તું જા પરી નિ તું કરાંછાં શું એહ,
વચમાંથી રિહિ વેગલી શું નગ્ન દેખાડે દેહ; ૫
રાક્ષસી સ્તુત્ય કરવા લાગી સાંભલોનિ તમે નાથ,
માહારી કાજે રાખીએ એક મસ્તક નિ બે હાથ;

[40] નામ નથી.

પછી કૃષ્ણે કરી દયાનિ સમરથ સારંગ પાણ્ય,
ભુજા સર્વે છેદી નાંખ્યા બિ રહ્યા નિર્વાણ; ૭
શોણિત કેરી નદી વહે નિ સહસ્ર ભુજ નિર્ધાર,
અપરાધ સર્વ ક્ષમા કર્યો તેહેનો કહો વિસ્તાર; ૮
વલી વલી ત્યાં પૂછીઉં, શુકદેવનિ પરીક્ષિત,
કૃષ્ણે ક્રોધ સમાવીઓ ઓખા પરણી તે કોણ સુગત્ય. ૯

## કડવું ૩૯ મું

### રાગ રામગ્રી

વલી બ્રહ્મા વચમાં આવીઆ, મન માનીઆંરે,
કોપ તજ્યો જુગદીશ મળ્યા, મન માનીઆંરે. ૧
કાચલડાં તેડી રહ્યાં, મન માનીઆંરે,
થયાં સાલ દાલ વૃત એક, મળ્યાં મન માનીઆંરે; ૨
કોણ બ્રહ્મા, કોણ વિષ્ણુજી, મન માનીઆંરે,
કોણ કહિએ ત્રિપુરાર, મળ્યાં મન માનીઆંરે. ૩
કાંઇએ ત્રણે જુજુઆ નહિ, મન માનીઆંરે,
એહેમાં શી વઢવાઢ, મળ્યાં મન માનીઆંરે; ૪
બ્રહ્મા કરે છે વિનતિ, મન માનીઆંરે,
કૃપા કરો ગોવિંદ, મળ્યાં મન માનીઆંરે; ૫
બાણાસુર પાયે લગાડીયો, મન માનીઆંરે,
હરીએ ફેરબ્યો હાથ, મળ્યાં મન માનીઆંરે; ૬
પછી શોણિત વિહિતું રહ્યું, મન માનીઆંરે,
બાણાસુર સુખીઓ થાય, મળ્યો મન માનીઆંરે; ૭
વળતા બ્રહ્મા બોલીયા, મન માનીઆંરે,
હવિ માંડી કરો વિહિવાહ મલ્યો, મન માનીઆંરે; ૮
ગરૂડનિ દ્વારકાં મોકલો, મન માનીઆંરે,
તેડાવ્યો યદુ પરિવાર, મળ્યાં મન માનીઆંરે; ૯

છપન ક્રોડ તે આવીઆ, મન માનીઆંરે,
બાણાસુરનિ દ્વાર, મળ્યાં મન માનીઆંરે; ૧૦
ઉતારા આવ્યા ભલા, મન માનીઆંરે;
ઉતાર્યો યાદવ સાથ, મળ્યાં મન માનીઆંરે; ૧૧
ગર્ગાચાર્ય તેડીયા, મન માનીઆંરે,
આવ્યા શુકજી ત્યાંય, મળ્યાં મન માનીઆંરે; ૧૨
લગન લીધું સહુ મળી, મન માનીઆંરે;
આપ્યાં ફોફળ પાન, મળ્યાં મન માનીઆંરે; ૧૩
વરઘોડાનિ વેળા થઇ, મન માનીઆંરે;
ત્યાંહાં ઊઠયા વૈકુંઠનાથ, મળ્યાં મન માનીઆંરે; ૧૪
વર શણગારો સુંદરી, મન માનીઆંરે;
શ્રીફળ મેહેલ્યું, હાથ મળ્યો, મન માનીઆંરે; ૧૫
વાજીત્ર વાજે સોહામણાં, મન માનીઆંરે;
રામણદીવો લક્ષ્મીને હાથ, મળ્યાં મન માનીઆંરે; ૧૬
તોરણ આવી ઉભા રહ્યા, મન માનીઆંરે,
યાદવ સઘલો સાથ, મળ્યો મન માનીઆંરે. ૧૭

## કડવું ૪૦ મું.

### રાગ કલ્યાણ.

વેદવ્યાસતણો સુત કિહિછિ પરીક્ષિતરાય તે શ્રવણે ગ્રેહેછિ,
અનિરૂદ્ધ ત્યાં માંડવે આવિ માંડવો મોભડે વધાવિ: ૧
આવ્યા સહસ્ર અઠયાસી જ્યેહ આશિષ દિછિ માંડવામાંહ,
આવ્યા દેવ ક્રોડ તેંત્રીસ જ્યાંહાં બિઠા બ્રહ્મા વિષ્ણુઇશ; ૨
વેહેવાઈ તે યુગનો તાત વેહેવાણ લક્ષ્મી સરખી માત;
જમાઈ પ્રદ્યુમન તંન જેણે માને ઓખાનું મન; ૩
અનિરૂદ્ધ ત્યાં માંડવે આવિ ત્યાં કરવિના જલ છંટાવિ;
હવે પોંખણાં બહુ થાય ત્યાં માનુનિ મંગલ ગાય; ૪

ત્યાં તો શરીયા ચાર જલાવે ધુંસર મુસલ રૂડાં ભાવે,
ત્રાક સૂત્ર સંગાથે સોહીએ નેતરૂ રૂવાઇ સંગાથે જોઈએ; ૫
વામ કરમાં ભસ્મની પિંડી દક્ષિણ હાથે છૂરની લીધી,
કામિનીએ મુઠ્ઠીઓ ઊંચી કીધી માથા પાછળ ફેરવીનિ નાંખી દીધી; ૬
નાસિકા તાણી વલી સોય, સારી લોક હસીઆ સર્વકોય,
કનક કોડીઆં સંપુટ કીધાં ગંધાક્ષત કરીનિ લીધાં; ૭
તે જલહલ કરીનિ પાયે ધરીયાં દક્ષિણ ચર્ણ દઇ પરવરીયાં,
જડિત્ર આસન ખાંડયું જ્યાંહ જઇનિ અનિરૂદ્ધ બિઠા ત્યાંહ; ૮
ઓખાબાઇનિ નવરાવો વેગે ગોત્રજ આગળ પધરાવો,
કરમાં કનકચૂડો સાર કંઠે મોતીકેરા હાર; ૯
કટિ મેખલા ક્ષણગાર પાયે નેપૂરનો ઝળકાર,
પાનેત્ર પટકુલ વિહિરી કંચુકી સુવર્ણ કેરી ધરી; ૧૦
કરમાં શ્રીફલ વલી ધરીઆં ગોત્રજ પૂજન કરીઆં,
ત્યાંહાં ચિત્રલેખા ચતુર મુખ બોલે વચન મધુર; ૧૧
તેણે ઓખાનિ કટીએ ધરીઆં વેગે મંડપમાં પરવરીઆં,
ત્યાંહાં અનિરૂદ્ધ સનમુખ બિઠા તે તો તેત્રીસ ક્રોડે દીઠા; ૧૨
ત્યારે હર્ખ્યો તે સુરિનર લોક આવડો અનર્થ કીધો તે ફોક,
આડે અંતરપટજ કરિ બ્રહ્મા વદે ત્યાંહાં ઉચરિ; ૧૩
ત્યાંહાં તો માનુની મંગલ ગાય બ્રહ્મા સાવધાન કિહિવાય,
પાનેત્ર ગાઠણાં ગંઠણાં વરકન્યા મીંઢલ બંધણાં; ૧૪
કંઠે વરમાલા તે ઘાલે હાથે વાલો સાહ્યો છિ હાથે,[૧]
વેદી ચોરી ત્યાં બંધાય ત્યાં માનુની મંગલ ગાય; ૧૫
ત્યાં સરીઆ ચાર તે લાવિ આનંદ સહુનિ મન ભાવિ,
પિહિલુ પિહિલુ મંગલ વર્તાય ત્યાં તો હસ્તીનાં દાન અપાય; ૧૬
બીજું મંગલ વર્ત્યું જ્યારે આપ્યા અશ્વ અનોપમ ત્યારે,
ત્રીજી પરદક્ષિણા ત્યાં સાર એમ વર્ત્યાં મંગલ ચાર; ૧૭

૧ વરમાલા ઘાલી તે વલી સોહેરે, હાથેવાલો સાવધાન કેહેવાયેરે. ન.

કંસાર બાણુમતી ત્યાં લ્યાવિ અનિરૂદ્ધ ઓખાનિ આરોગાવિ,
ઓખા અનિરૂદ્ધનિ ખવરાવિ આરોગતાં રૂડું ભાવિ; ૧૮
અનિરૂદ્ધે શુદ્ધ આચમન કરીઆં મુખમાં તાંબુલ બીડાં ધરીઆં,
સૌભાગ્યવતી આવી ચાર તે વધાવીનિ નિસરી બાહાર; ૧૯
હવિ હાથ ઘાલણાં થાય, બ્રહ્મા સ્વસ્તિ ત્યાં ભણાય,
હસ્તી દશ સહસ્ર ત્યાં આપ્યા સકલ શૃંગાર કરીનિ થાપ્યા; ૨૦
અશ્વ આવ્યાં ત્યાંહાં લક્ષ એક, અશ્વ આપ્યા ત્યાં વિશેષ,
ઓખાનિ ત્રુઠા અંતરયામી, સાસુ લક્ષ્મી સરખી પામી; ૨૧
છપ્પન ક્રોડ માંડવે આવ્યા તે આપોપે જઇ ભાવ્યા,
ગર્ગાચર્યનિ તેડાવો તેહેનિ ધોતીઆં અપાવો; ૨૨
પ્રશ્ન પૂરણ ત્યાંહાં એ હોય ત્યાંહાં સુરીનર કૌતક જોય,
હવે માંડવે ત્રકરીનિ(?) પધરાવો મંડપમાં વેગે વધાવો; ૨૩
વરકન્યા સાથે લીધાં ત્યાંહાં કુંકુમના હાથ દીધાં,
રામણુ દીવો લક્ષ્મીને હાથ સાહમા બિઠા વૈકુંઠનાથ; ૨૪
કુંકુમ છાંટણાં થાય ત્યાંહાં ઉલટ અંગ ન માય,
શુકદેવ કહિ સુણ રાયરે સહુ જાનીવાસિ જાયરે. ૨૫

## કડવું ૪૧ સું

### રાગ સારંગ

બાણાસુર આવ્યો જાની વાસ કૃષ્ણુને ગોરવ નુતરવારે;
સાજન સહિત પધારજો મને મોટારે કરવારે; ૧
ગોરવ મનાવિને આવિયો રાય શું ઘેર,
સેવક સહુકો સજ થયા કીધી રસોઇની પેર; ૨
શાક પાક પેર પેરનાં નિ નિપની બહુ ભાત,
છપન ભોગ તે નિપના રાય થયો રલીઆત;

વેગે આવ્યા શ્રી હરિ યાદવ સઘળો સાથ,
ઉષ્ણોદક મેહલું વલી નાહ્યા વૈકુંઠનાથ; ૪
આસન આસન મેહેલી છે સોનાની થાલ,
આખલીઆ મેહેલીઆ ઓપતા દીસે ઝાકઝમાલ; ૫
પ્રથમ આવ્યાં પ્રીસણાં દાડમ મેવા દ્રાખ,
ખડબુચ ને ફાલસાં રાયણાં આંબા સાખ; ૬
સેવ સુંવાળી લાપસી પોલી પાતલી જેહ,
આંબારસ ઘેળી કરી સરવને પીરસે તેહ; ૭
ખાજાં જલેબી રેશમી મગદલ મોતીચૂર,
પેંડા ઘારી દૂધપાક ઘેબર ભરપૂર; ૮
સહસ્ર શાક તે નિપનાં કહેતાં તે નાવે પાર,
ઓરિયાં તુરિયાં રીંગણાં કાલેર કંકોણ સાર; ૯
ચોલાફળી ને ચણા તલ્યા વડી વેડમી જેહ,
પૂરણ કીધ બહુ પેરનાં રાયતાં અતિઘણ તેહ; ૧૦
અથાણાં ભાત ભાતનાં પાપડ પૂનેમ ચંદ,
જાદવ સહુએ જાનમાં આરોગ્યાં આનંદ કંદ; ૧૧
ઊનો કૂર કમોદનો દાળ ચંપાના છોડ,
દૂધ કઢું ને શાકર ભેલી આરોગો શ્રી રણછોડ; ૧૨
લવંગ સોપારી ને એલચિ બિડલ બાસઠ પાન,
બાણાસુર પાયે લાગીને ઘણું દે છે માન; ૧૩
માંડવે આવ્યા શ્રી હરિ ઉલટ અંગ ન માય,
શુકદેવ કહે પરીક્ષિત સુણો શીશી પિહિરામણી થાય; ૧૪

## કડવું ૪૨ મું

રાગ કલ્યાણ

કૃષ્ણને કીધી પિહિરામણી આવ્યાં મણિમાણેક ભંડાર,
બલભદ્રનિ કીધી પિહિરામણી આપ્યા અર્થ ગર્થ ભંડાર. ૧
યાદવને કીધી પિહિરામણી આપ્યા તેને તોખાર,
લક્ષ્મીને કીધી પિહિરામણી આપ્યા વસ્ત્ર ત્યાંહાં સાર; ૨
બ્રહ્માને કીધી પિહિરામણી આપ્યાં ક્ષીરોદક સાર,
પિહિરામણી પ્રીત્યે કરી પહેરાવ્યો જદુ પરિવાર; ૩

ઉથલો

ઢાલ

કીધી પિહિરામણી અત્ય ભલી (૪૩) અનિરૂદ્ધ ઓખા જાય,
વોલવી પાછા વળ્યા બાણાસુર આવીઆ નગ્ર માંહ; ૪
ઓખા ચાલી સાસરે શીખામણ દે છે માય,
સાગર નાહતાં સંભારજો ગોમતી સંગમાંહ; ૫
શ્રીકૃષ્ણ મારગ સાંચરે અને વાજે તે ઢોલ નિશાન,
અસુર વધુ ગાયે પ્રેમશુરે સર્વ સુકૃત વિખાણ; ૬

## કડવું ૪૩ મું

રાગ ધન્યાશ્રી.

અસુરવધુ કરે વિખાણ લાખેણી લાડી લેઇ વળ્યોરે, ૧
આવ્યો આવ્યો દ્વારકાનો ચોર—લાખેણી૦ ૨
દેવકીસુત નંદકિશોર—લાખેણી૦ ૩
એતો બલીઓ યાદવ સાથ—લાખેણી૦ ૪
જીત્યો યુદ્ધે દાનવ નાથ—લાખેણી૦ ૫

જીત્યો યુદ્ધ કરીને ભૂપ—લાખેણી૦ ૬
બાણાસુર સુતા મહારૂપ—લાખેણી૦ ૭
જીત્યા યુધ કરિનિ યોધ—લાખેણી૦ ૮
કર છેદ્યા આણી ક્રોધ—લાખેણી૦ ૯
ત્યાંહાં વલીઆ નિશાણે ધાય—લાખેણી૦ ૧૦
બંદીજન સ્તુત્ય કરાય—લાખેણી૦ ૧૧
આવ્યો આવ્યો પ્રદ્યુમન તન—લાખેણી૦ ૧૨
જેણે માને ઓખાનું મન—લાખેણી૦ ૧૩
શોણિત પૂર દીધી ડોટ—લાખેણી૦ ૧૪
હરિયે સુભટ સંહાર્યા કોટ—લાખેણી૦ ૧૫

## કડવું ૪૪ મું

### રાગ કલ્યાણ

શ્રીકૃષ્ણ મારગ સાંચર્યા વલીઆ નિસાણે ધાય,
ઓખાને ત્યાં લેઇનિ ગોવિંદ આવ્યા દ્વારકા માંહે; ૧
ઘેર ઘેર ગુણીજન ઉચરે તલીઆ તે તોરણ બહાર,
લક્ષ્મીને પાયે લગાડીઆં વર્ત્યો જે જે કાર. ૨
પછી ગોત્ર દેવી આગળ આવી બેઠા અનિરૂદ્ધ દેવ,
સારે પાસે વરકન્યા ત્યાં રમે છે તતખેવ; ૩
ચારવાર અનિરૂદ્ધે ઢાળીઆ પછિ ઢાળિ છિ સુકુમાર,
જીત્યા તણો જશ યદુપતિનિ છાજે છિ સંસાર; ૪
પિરિ પિરિ હાથ કંકણુ દોરડો છોડાય;
બ્રહ્માએ દીધી દઢ કરિ તે ક્યમ છૂટિ જાય. ૫

૪૩. વલીયા.

## ઉથલો

તે કયમ છૂટી જાય છબીલા દોરડો નવ્ય છૂટે,
તાહરા બાપનો બાપ તેડાવ્ય છબીલા દોરડો નવ્ય છૂટે; ૬
તાહરો બાપ બાણાસુર તેડાવ્ય હો લાડી દોરડો૦
તાહરી બાણમતી મા તેડાવ્ય હો લાડી૦ ૭
તાહરો શંકર તાત તેડાવ્ય હો લાડી૦
તાહરી પાર્વતી આઇ તેડાવ્ય હો લાડી૦ ૮
તાહરો ગણેશ ભાઇ તેડાવ્ય હો લાડી૦
તાહરી ચિત્રલેખા સખી તેડાવ્ય હો લાડી૦ ૮

## કડવું ૪૫ મું

શુકદેવ કહે પરીક્ષિતનિ તિ કથા પૂછી જેહ,
વિસ્તારીનિ વર્ણવીને ભાંજીઓ સંદેહ; ૧
એકમનો જે સાંભલે હવે કથા ત્યાં હરિવંશજી,
કૃષ્ણ દ્વૈપાયન ઉચરે તેહનું ન જાયે નિર્વંશજી; ૨
તૃતીય જ્વર પડે નહિ એમ બોલે દેવ મોરારજી,
હરિવંશ માંહે કથા મહા મનોહર સારજી; ૩
અડસઠ તીર્થ ત્યાંહાં વસિ જ્યાંહાં એ કથા વંચાયજી,
નૌતમ કથા એહવી જે વિવાહ ત્યાં ઓખાયજી; ૪
શીખે સુણે ને ગાય સાંભલિ તેહેનું દુઃખ તે વામેજી,
ધર્મ અર્થને કામ મોક્ષ ફલ ચાર પદારથ પામેજી; ૫
દીસાવળ કુલ અવતર્યો ને વીરક્ષેત્રમાં વ્યાસજી,
કર જોડનિ કરે વિનંતિ નાકર નરહરિનો દાસજી; ૬

અલુણું વ્રત જે કરે તેની પોંચે આશજી,
ઓખાહરણ જે સાંભળે તેને વૈકુંઠ વાસજી; ૭

ઇતિ.

इति श्री प्राकृत ओखाहरण संपूर्णहः समाप्तः। श्री रस्तु॥ संवत १८४१ वर्षे शाके १७०६ प्रवृत्तमाने श्रावणमासे सितेपक्षे चतुर्दश्यां १४ शनिवासरे उत्तराषाढानक्षत्रे वर्षे वर्षाऋतौ प्रीतियोगे वणिजवर्ण तदुपरि विष्टिकर्गे मकराक्ष चंद्रे दक्षिणायनगते सूर्ये.

रावल गोविन्दरामातमज विष्णुराममिदं पुस्तकां लखितं विष्णुराम.



ૐ

કવિ નાકર કૃત

# ઓખાહરણ

## કડવું ૪૧ મું*

### રાગ સારંગ

મહાદેવ બાણાસુર આવીઆ ગૌરવનું નોતરે રે,
વિનતિ કરી એમ કહું હુંને મોટો કરો રે; ૧
પારવતીજી ઘરમાં ગયાં જ્યાંહાં રાણી રૂક્ષમણીરે,
સત્યભામા સહુનારને વિનતિ કરી ઘણી રે; ૨
વલતી કમલા બોલીઆં વહેવાણ સુણો તમો રે,
ગૌરવની જે રીત્ય તે સર્વ લેશું અમો રે; ૩
વારૂ કહે મન હર્ષતાં ઘેર ગયાં વલી રે,
કરાવો વેગે રાય રસોઈ ઉતાવલી રે; ૪
રામકૃષ્ણ પ્રદ્યુમન અનિરૂદ્ધ સહુ મલ્યા રે,
યાદવ સહુ પરિવાર દેવે ન જાય કળ્યા રે; ૫
કેસર પાકાં તેલ અભ્યંગ કરે વલી રે,
જલ ઉનાં શીતલ નાહ્યા જાદવ સહુ માન રે; ૬
પીતાંબર ભલાં પહેરણો સહુને આપ્યાં વલી રે,
અંગુછા ઘણું સારૂં કોર્યાં રેશમી રે; ૭
ચર્ણોદક શ્રી કૃષ્ણનું લે છે સહુ મલી રે,
ભક્ત થઈ ભરપૂર કે પાપ ગયાં ખલી રે; ૮

* બીજી પ્રતમાંથી.

ત્યાંહાંથી આસને આવીઆ ચંદન પાટલેરે,
ધારી કચોલાં હિમનાં ઝારી જલહલે રે; ૯
આખલીઆ તકીઆ ભલા સોનાના લોટડારે,
જલ ઝારી ચંબુ સાર દીસે ફુટડારે; ૧૦

પછે પીરસવા આવ્યાં નાર શ્રી મહાદેવનીરે,
લાપસી સેવ ને વડાં ખીર - તે સેવનીરે; ૧૧
પોલી વડાં ને વેડમી વાસી કપૂરનીરે,
પુરી કચોરી ઢોકળી સાકર ચૂરની રે; ૧૨

લાડુઆ લક્ષ પ્રકારના ચુરમા ચોંટીઆરે;
સેવૈઆ મોતીઆ દલ મગદલ તણારે; ૧૩
સક્કરપારા ને ખાજલાં ઝીણાં પાતલાંરે,
તલ સાંકલીને ગુંદપાક મેસુર દહીંથરાંરે; ૧૪

ઘેબર જલેબી ઘુઘરા શેવ છુટી ફ્લીરે,
પેંડા એલચી પાક તે ફીણી ઘણું ગળીરે; ૧૫

દૂધ કઢું ને રેવડી સાકરીઆ ચણારે,
રેશમી મરકી (?) પાપડી પુલ્લા ગળ્યા ઘણારે; ૧૬
પકવાન્નનો નહિ પાર કહું તે કેટલારે,
પછી શાક કર્યાં સવાદ કહીએ તેટલાંરે; ૧૭
કંકોડાંને કરમદાં કારેલાં કાકડીએ,
આરીઆં તુરીઆંને તુંબડાં વાલોલ પાપડીરે; ૧૮
ખીરાં ખડબુજાંને દુધીઆં ગલકાં રીંગણાંરે,
તીંદુડાંને તાડસાં કોલાં આંબ ગળ્યારે; ૧૯

રતાલુ પિંડાલુ ને અલવી સૂરણાંરે,
આશંખાલુ સકરકંદ રાયતાં પૂરણાંરે ૨૦
મટર તુઅર ને નીલુઆ ભાલનાંરે,
ચોલી ફળી ગવાર કર્યાં સહુ જાતનાંરે; ૨૧

સરસવ સુઆ ભરચી તાંદલજો બહુ થયોરે,
મેથી લુણીને ભરચી કણુ મેથુઓારે; ૨૨
ચૂકો ચણોઠી ગોખરૂ અલવી પાંદડારે,
કાચલી તે કોડય પ્રકારની ખાટાં પકવડારે; ૨૩

કઢી વડી ને પાપડ તીખા તમતમારે,
ચણા ઝાલરને રાયતાં મઠા તે મઠમકયારે; ૨૪
મગને તુઅર દાળ કે દાળ મસુરનીરે,
જાણે જાયનાં ફુલ કે વાસના ફુરનીરે; ૨૫

ખાંડ ઘણી માંહે મહેકે ઘી તે સહરૂં ઘણુંરે,
ચાંપણની મલાઇ મુરબ્બો કેરી તણોરે; ૨૬
આંબા કેલાંને રાયણા મોટાં ફાલસાંરે,
પસ્તાં અખોડ બદામ દ્રાખ બહુ રસાંરે; ૨૭

અથાણાં બહુ ભાત્યનાં કેર કરી તણાંરે,
આંબલાં કોઠલાં કર્મદાં લીંબુ આદાં આણ્યાં રે; ૨૮
ભીનાં વડાં ને દહી વડાં કેટલાં રાઇનેરે,
ખાતાં લાગે સવાદ વોહોરે છે તે ધાઇનેરે; ૨૯

દહીં દૂધ રાઈ મેડો જીરૂ છમકારનાંરે,
મીઠું જીરાલું છાશ કે જમણુ પ્રકારનુંરે; ૩૦
સામગ્રી બહુ ભાગ્યની કહું તે કયમ કરીરે,
જીભલડાં મુખ એક તો કામ જાય ગુણીરે; ૩૧
સોલ સહસ્રને એકસો આઠ પટરાણીરે,
પાસે લેઈ ઓખા વહુઅર મોટા ભાગ્યનીરે; ૩૨
તે સહુ મંદિરમાં જમીઆં યાદવની નાર શુંરે.
ચોકમાંહે ચતુર્ભુજ સહુ પરિવાર શુંરે; ૩૩
ભોજન સુખ શું કહું જીમતો છે એકરે,
પાર ન પામે શેષજી જીભ વિશેષ છેરે; ૪૩

પુષ્પવૃષ્ટિ કરે દેવતારે તેત્રીસ ક્રોડનેરે,
શિવ બ્રહ્માદિક સ્તુતિ કરે બહુ કર જોડનેરે; ૩૫

સહુના મનમાં હર્ષ આજે પામશુંરે,
ભોજન કરવા જેઠ બેઠા દૂધ સર્વ તામશું; ૩૬

આ છમન નામે દાસ્ય સામું જોઇ હરખીઆરે,
પ્રસન્ન થઇ કૃપા કરી આપે પદ આવીઆરે; ૩૭

આજાવું આપ્યું દાસ પોતાનો થાપીઓરે;
જાણી નિજ પૂર્વ વચન ભવ બંધ કાપીએરે ૩૮

મુખવાસ બરાસ એલચી લવંગ કપુરશુંરે,
કાથો ચુનો મોતીનો પુંગી ભરપૂરશુંરે; ૩૯

મુકે ગંગેરી માલવી પાન તે ચેવલાંરે,
બીડાં લે બાસઠ પાન સમાં કરી કેલવાંરે; ૪૦

યાદવ સહુને બીડલાં સોપારી ચેલતીરે,
રાણી રૂક્ષ્મણીને મુખવાસ બીડી સર્વ મેલવીરે; ૪૧

ગાંધર્વ ગાયે ગીત નટુઆ નાદ શુરે,
સ્ત્રી જન સઘલો સાથ કે શરૂઆ સાદ શુંરે; ૪૨

માંહો માંહ હસ્યાં કરે પ્રેમ ઘણો કરીરે,
મંડપ માંહાં રહ્યા સાંભલી હર્ષે હરિરે; ૪૩

લાડીને લેઇને પરવરીઆ આનંદ ઊપજોરે,
બેઠી થઇને જોય પોતે સાથ સહુ મલ્યોરે. ૪૪



# વિષ્ણુદાસનું ઓખાહરણ

## શ્રી ગણેશાય નમઃ

## અથ ઓખાહરણ લિખ્યતે

### કડવું ૧ લું

હું તો પુરૂષોત્તમને શિર નામું, હું તો સકલ પદારથ પામું,
વામું રે દુઃખ સકલ કલેવર તણાંરે;

ઢાળ

દુઃખ સકલ ત્યાં મૂકે કલેવરતણાં સુણતાં પાતક જાય,
ઓખાહરણ જે સાંભલે મહારાગથી (તે) મૂકાય; ૧
તાવ તરિયો એકાંતરિયો ન ચઢે તેની કાય,
ભૂતનો ભણકાર તેને નાવે સ્વપનાં માંય; ૨
પરીક્ષિત પૂછે કહીએ શુકજી અમને એ મહીમાય,
કોણ રીતે થયોરે ઓખા અનિરૂધનો વિહીવાય; ૩
ઓખા (તે) કોની દીકરી અનિરૂધ કોનો તન,
કોણે હરણ કર્યું કન્યાનું તે સંભળાવો મુનિજન; ૪
પ્રથમથી તે નવમ સુધી મુને કહો જે સ્કંધ,
હવે દશમની કહો કથા જ્યમ પ્રગટયા પ્રેમાનંદ; ૫
હરિએ વૃંદાવનમાં લીલા કીધી વીયો મધુરો વંશ,
પ્રથમ મારી માશી પુતનાને મામો માર્યો કંસ; ૬
પછે પધાર્યા દ્વારકાં (ને) પરણ્યાં (પ)છે વહુરાણી,
સોળસહસ્ત્રશત આગલી તેમાં અષ્ટ કરી પટરાણી; ૭

તેમાં વડાં જે રૂકમણી ને પ્રદ્યુમ્ન તેના તન,
પ્રદ્યુમનજીના અનિરૂધ કહીએ પરમ કથા પાવન; ૮
આદ્યબ્રહ્મા સૃષ્ટિ–કર્તા મરીચિ જેના તન,
મરીચિના તો કશ્યપ કહીએ હિરણ્યકશ્યપ રાજન; ૯

વિષ્ણુ ભક્ત પ્રહલાદજી જેને વહાલા શ્રી ગોપાલ,
સ્થંભ ફાડીને સ્વામી પ્રગટ્યા ઉગાર્યો તે બાલ; ૧૦
પ્રહ્લાદનો વૈરોચન રાજા બલરાય તેનો તન,
બલતણો રે બાણાસુર જેનું મહારૂદ્ર ચરણે માન; ૧૧

એકવાર તો શુક્ર આવ્યા બાણરાય લાગ્યો પાય,
અહો, ગુરૂજી! અહો, ગુરૂજી! કહોને તપ મહિમાય; ૧૨
શુક બોલ્યા હેત ધરીને સુણ બાણાસુર યજમાન,
ત્રણ લોકમાં ભલો શંભુ આપશે વરદાન; ૧૩

મધુવનમાં જઇ તપ કરો આરાધો શિવભગવાન,
પછી બાણાસુર તપ કરવાને થયો ત્યાં સાવધાન. ૧૪

## કડવું ૨ જું

### રાગ રામગ્રી

શીખ માને બાણાસુર ભૂપ વન જાવાને તપ સ્વરૂપ,
શુકન હુવાં મારગ સન્મુખ રાજા દિલમાં તે પામ્યો સુખ; ૧

ચાલી આવ્યો ગંગા તીર રાખી મનમાં તે રાજા ધીર,
ત્યાંહાં કીધું મુસલ આસન પછી ધર્યું શિવજીનું ધ્યાન; ૨

રાય બેઠો આસન ઉગ્ર વાળી કર જમણામાં ગ્રહી જપ માળી,
રાજા શંભુને (એમ) આરાધે તે (તો) પંચાગ્નિ (પૂરા) સાધે; ૩

રાજા બાણાસુર નિર્મળ શીત કાલે પેસે છે જલ,
માળા ઘાલ્યા સુગ્રીવે કાન તેતો આરાધે શિવ ભગવાન; ૪

રૂધિર માંસ સુકાઇ ગયું દિલ સુકા કાષ્ઠવત થયું,
રાયે તપનો માંડ્યો અભ્યાસ માથા ઉપર ઉગે ઘાસ; ૫
મહા તપે કાંઇ નવ્ય બોલે એને તપે ત્રિભુવન ડોલે,
શેષ સળવળવા લાગ્યો વળી શિખર ધ્રૂજ્યાં ને પૃથ્વી ચળી; ૬
તે તો બેઠો આસન દઢ વાળી તેહને શંકર સાથે લાગી તાળી,
સ્તુતિ કરતાં જાગ્યા શ્રી હરિ નેત્ર કમળ નિદ્રાને પરહરિ; ૭
[1]વળતું બોલ્યા તે શિવરાય મારિ વાત સુણો ઉમિયાય,
કોઇક અસુર મહાતપને સાધે ધ્યાન ધરી મુને આરાધે; ૮
બલિ રાજા છે એનો બાપ એતો માંડીને બેઠો મારો જાપ,
તમે કહોતો એને વર આપું મારો પુત્ર કરીને થાપું; ૯
[2]વળતું બોલ્યાં છે રૂદ્રાણી એવા દુષ્ટને ન પાઇએ પાણી,
[3]દૂધ પાઇને ઉછેરવો સાપ તેથી પામીયે મહા સંતાપ; ૧૦
ભેદ ભસ્માંગદનો લહો, પર પામીને પુંઠળ થયો,
વરદાન રાવણને તમે આપ્યાં તેણે જાનકીરાય[4] સંતાપ્યા; ૧૧
મોટા દેવને દુઃખજ દીધાં, વળી બ્રાહ્મણનાં રૂધિર પીધાં,
માટે ઘણું ઘણું શું કહીએ એવા દુષ્ટની સંગે નવ રહીયે; ૧૨
પછી શી શી શીખામણ દીજે ભોળા શંભુ રૂડું જાણે તે કીજે,
વળતા બોલ્યા છે શૂલપાણી મારી વાત સુણો રૂદ્રાણી; ૧૩
નારી પાનીયે બુદ્ધિ તમારી વરદાન આપતાં ન રાખીએ વારી,
હું તો ભોળો નાથ કહેવાઉં તે તો કપટીનાથ કયમ થાઉં; ૧૪
સેવા કરી ચડાવે જલ તેની કાયા કરૂં નિરમળ,
સેવા કરી ચડાવે ચંદન તેની બુદ્ધિ કરૂં ધન ધન; ૧૫
જે કોઈ ચડાવસે અક્ષત તેને જઇ મળું પ્રત્યક્ષ,
જે કોઈ ચડાવે બીલીનાં પત્ર તેને ધરાવું સોનાનું છત્ર; ૧૬

---

૧. અ. વળતું બોલ્યા શિવ વાણી, મારી વાત સુણો રુદ્રાણી. ૨. અ. વળતાં બોલ્યાં પારવતી રાણી. ૩. અ. માં નથી. ૪. અ. જાનકીનાથ.

પૂજા કરી વજાડે ગાલ તેને કરી નાખું ન્યાલ ન્યાલ; ૧૭
એવું કહીને ચાલ્યા ભોળોનાથ મેલ્યો અસુરને શિર હાથ,
"જાગ જાગ બાણાસુર જાગ તું તો શિવ કને વરદાન માગ;" ૧૮
"હું તો જાગું છું મહારાજ આપો શોણિતપૂરનું રાજ,
શિવ માગું હું વારંવાર મને આપોને કર હજાર; ૧૯
હસ્ત એકેકો એવો કીજે હસ્તી સહસ્રતણું બલ દીજે,
"અસ્તુ અસ્તુ" કહી વર આપ્યો એને પુત્ર કરીને થાપ્યો, ૨૦
"શિવ, અમર કરો મારી કાય" 'અલ્યા અમર તો નવ કો થાય,
અમર નથી કો સ્વર્ગના દેવોરે, જાઇ શોણિતપુર રાજ્ય સેવોરે.' ૨૧

### કડવું ૩ જું

#### રાગ ધનાશ્રી

વર પામી વળીયો બાણાસુર શોણિતપુરમાં જાય,
વનનાં વાસી પશુપક્ષીરે લાગ્યાં છે રે બીહીવાય; ૧
કહીં નવ દીઠું નવ સાંભળ્યુંરે જાણ્યુ વૃક્ષ ચાલ્યું જાય,
આવીને જોવાં લાગ્યાં રે દીઠો બાણાસુર રાય; ૨
નગર સમીપે ચાલી આવ્યા બાણાસુર બલવાન,
કોભાંડ નામે રાય તણે ઘેર પ્રકટ થયો પરધાન; ૩
કોઇ એક દૈત્ય તણીરે કન્યા વરાવ્યો રાજન,
સભા પૂરીને બેઠો રાજા બાણાસુર બળવાન; ૪
જોધા સહુના શરીર શોભે બે ભુજ શુભ આકાર,
પોતાના ભુજ સહસ્ર શોભે બલતણો નહિ પાર; ૫
બળીયો તે બાણાસુર રાજા દેશ જીતવા જાય,
સેના સઘળી તે વાત સાંભળી ત્યાં તો તૈયાર થાય;

વળતાં તે બાણાસુર રાયે સજ્યાં છત્રીસ હથિયાર;
*દેશદેશના મહીપતિ જીત્યા કહેતાં ન આવે પાર; ૭
જઈ સુરજને રથે વળગ્યો સુરજ વિહ્વલ થાય,
જોયું ત્યારે કૌતક દીઠું બાણાસુર લઇ જાય; ૮
સુરજે વળતી સાંગ આપી બાણતણા કરમાંય,
સાંગ આપી વળી વળીયો સુરજે રાખ્યો ધરમ; ૯
પાતાલ જઇને પ્લવંગ જીત્યા જ્યાં વસે છે શેષ,
મણિ આપી વળાવીયો શેષે રાખ્યો વિશેષ; ૧૦
જીતી સુહનર વળ્યો પાછો મળ્યા નારદ મુન,
પ્રણામ કરીને પાયે લાગ્યો તેણે સમે રાજન; ૧૧
હો ! નારદજી, હો ! નારદજી થયું મારૂં કામ,
સહસ્ત્ર હાથજો શિવે આપ્યા તો શિવ શું કરશું સંગ્રામ; ૧૨

## કડવું ૪ થું

કૈલાસ પર્વત રાયે જઇને ભલી ભરાવી બાથ,
જળમાં ભાંગ્યું નાવ ડોલે ત્યમ ડોલે કૈલાસ; ૧
ઘટાટોપ ઘનસૃષ્ટિ ગાજે ગડગડાટ બહુ થાય,
તેણે સમે પાર્વતી ઘરમાં લાગ્યાંરે બીવાય; ૨
કાં બીહો છો પાર્વતી રાણી આવ્યો બાણાસુરરાય,
એવું કહીને શિવજી ત્યાંથી બાણાસુર પાસે જાય; ૩

* આ.
ગુર્જર બંગને નાગ લોક જીત્યા દ્રવિડ ને મુલતાન,
ઈન્દ્રપ્રસ્થ, હસ્તિનાપૂર મથુરા ગૌડ ને ગુજરાત;
શ્વેતબંધુ રામેશ્વર જીત્યો રામે બાંધી પાજ,
સ્વર્ગ જઇને દેવ જીત્યા દેવ નાઠા જાય,

અલ્યા! શોણિતપુરનું રાજ્ય જ આપ્યું આપ્યા કર હજાર,
વળી માંગવા શું આવ્યો છે અલ્યા! બલિતણા કુમાર; ૪
સ્વામી મારા મુજને આપ્યું એતો સર્વ સત્ય;
એકજ જોધ મુજને જુધ કરવા આપોને સમરથ; ૫
પર્વત પર જો હાથ પછાડું પર્વત ચુરણ થાય,
પૃથ્વી પર જો પગ પછાડું પૃથ્વી ભાંગી જાય; ૬
ઉઠોરે મહારૂદ્ર આપણ વઢીએ આવ્યા છો મારી નજર માંહે રે. ૭

## કડવું ૫ મું

તે તો વણ કહેરે મેં ઉપજાવ્યો છે એક,
તારી સહસ્ત્ર ભુજાને છેદશે રાખશે કર બે ને મસ્તક એક; ૧
સ્વામી માહરા હું ક્યમ જાણું ચિંતા મુજને થાય,
લે બાણાસુર લેઇને જાને આપું એક ધજાય; ૨
તે લઇને બાંધજે જ્યાં તારી છે છજાય,
ધ્વજારે જ્યારે ભાગી પડશે તારા કર છેદાય; ૩
વર પામી વળીયો બાણાસુર શોણિતપુરમાં જાય,
ધજા લઇને બાંધી છે કાંઇ પોતાની છજાય; ૪
નિત્ય ઊઠીને નરખે રાજા ધ્વજા ભાંગી નવ જાય,
શ્રી શુકજી કહે સાંભળ રાજા તુજને કહું મહિમાય; ૫

### ઉથલો

એ કથા રહી એટલે તુજને કહું છું રાયરે,
પાર્વતીને પુત્ર ઉપનો તેનો કહું મહિમાય;

---

આ. તુજને યુદ્ધ કરવાની ઇચ્છા એથી પૂરણ થાય. આ. ૩ થી ઉથલા સુધી નથી. કડવું ચાલુ જ છે.

## કડવું ૬ ઠ્ઠું

### રાગ દુહો (?)

એક સમે મહારુદ્ર કહે મારે તપ કરવાનું મન,
તેણે સમે ઉમયાએ માંડ્યું અતિ ઘણું રુદન; ૧
હોરે, શિવજી! હોરે, શિવજી! મારો જન્મારો ક્યમ જાય,
મારે નથી એકે બાલકો કહો વલે શી થાય; ૨
મહારુદ્ર વાણી બોલીઆ મારું રે વરદાન,
એક પુત્રને એક પુત્રી (તમો) પ્રગટ કરો સંતાન; ૩
વર આપી મહાદેવજી વન તપ કરવાને જાય,
એક સમે પારવતી બેઠાં ઘરમાંરે નહાવાય; ૪
શિવનાં ઘર મોટાં જાણીને રખે આવતું કોય,
બે બાલક મેલું બારણે તો તે બેઠાં જોય; ૫
દક્ષિણ અંગથી મેલ ઉતારી અઘડ ઘડીઉં રૂપ,
શોભા તે તેની શી કહું શુકદેવ કહે સુણ ભૂપ; ૬
હાથ ચરણને ઘુંટણ ન્હાની ટુંકું અંગ સ્વરૂપ,
ચતુર્ભુજાને ફાંદ મોટી દીસે પરમ વિશાલ,
શોભા તે તેની શી કહું કટિયે ઘુઘરમાલ; ૭
પહેલા કરમાં જલ કમંડળ બીજે મોદક હાથ,
ત્રીજે કર ફરસી સોહીયે ચોથેરે જયમાલ; ૮
ગણેશને ઉપજાવીનેરે બોલ્યાં પારવતી માત,
એની પાસે જોડ હોય તો બેઠાં કરે [કાંઇ] વાત; ૯
પછી વામ કરેથી મેલ લઇને ઘડ્યું તે કન્યા રૂપ,
શોભા તે દેહની શી કહું શુકદેવ કહે સુણ ભૂપ; ૧૦
સેંથો, ટીલી, રાખડી, અંબોડે વાંકી માળ,
કંઠ કપતો ને, કામની તે હિંડે મોડા મોડ; ૧૧

કોથળી, કુલડી, વેલણુ, દાબડી, રમત નાની ભાત,
કંકુ, પડી, નાડાછડી તે આપ્યાં બાઇને હાથ; ૧૨
ઉમયાજી (જઇ) નાહવા બેઠાં દીઠો તે નારદ સંગ,
અરે, દૈવ! હવે શું થાશે મારૂં દેખશે નગ્ન અંગ; ૧૩
ખિટલીઆળા કેશ હતા ઉમયાને તેણીવાર,
શરીર પોતા કેરૂં ઢાંક્યું, ક્ષણું ન લાગી વાર; ૧૪
નારદ વાણી બોલીઆ ઉમયાજી તારો પાડ,
મારૂં નામ નારદ ખરો માંહોમાંહ કરાવું રાડ; ૧૫

## કડવું ૭ મું

નારદ ત્યાંથી પરવર્યા જ્યાં તપ કરે મહાદેવ,
હોરે, શિવજી! હોરે, શિવજી! ભળી તમારી ટેવ; ૧
આંક, ધંતુરો, વિજ્યા ચાવો કરમાં લ્યો ત્રિશૂળ,
મડે મસાણે ફરતા હીંડો માથે ઘાલો ધૂળ; ૨
અહિયાં બેઠાં તપ કરો નવ જાણો ઘરસૂત્ર,
તમ વિના તો પારવતીયે તો ઘર ઉપજાવ્યો છે પુત્ર; ૩
તમે વનમાં તપ કરો ને ઘેર ચાલ્યાં ઘર સૂત્ર,
શિવશંકરને કોપ ચઢ્યો કે ક્યાંથી પ્રગટ્યો પુત્ર; ૪
મહારૂદ્ર ત્યાંથી પરવર્યા કૈલાસ પ્રત્યે જાય,
ગણપતિ વાણી બોલીઆ આડી ધરી જ્યેષ્ટિકાય; ૫
અરે ભિખારી જોગટા શિવના ઘરમાં તે ક્યાં જાય?
મારી માતા ભુવન માંહે કાંઇ બેઠાં છે નાવાય; ૬
હવડાં ભિક્ષા માગી આવો પછી આપશે અન્ન,
માહરી માતા નહાઈ ઊઠી તને કરાવશે ભોજન; ૭

આ માં કડી ૪ નથી.

કહ્યું ન માન્યું મહાદેવે ધસમસ્યા જાય ઘર મોઝાર,
જટા સાહી મહાદેવ તાણ્યા આણ્યા બારણા બહાર: ૮
ગડગડ ગડદા પડે ગણપતના ચાલે રૂધિરની ધાર,
ઉપરથી મારે ગણપતિ ત્યાં પાદ તણા પ્રહાર; ૯

વણ આજ્ઞાએ ક્યમ જા'તોતો ભિક્ષાના અધિકાર,
કહ્યું ન માન્યું માહરૂં તો પેટ ભરી મારીશ માર; ૧૦
એવી વાણી સાંભળીને ચઢી ત્યાં શિવને રીસ,
કોપ કરીને ત્રિશૂળ મેલ્યું છેદ્યું ગણપતિનું શીશ; ૧૧

મસ્તક ત્યાંથી પરવર્યું છે પડ્યું ચંદ્રને રથ,
ઓખાબાઈ થરથર ધ્રૂજે ઘણો થયો અનરથ; ૧૨
ઓખાબાઈ જઈ સંતાણાં લવણ કોટડી માંહ્ય;
મહારુદ્ર તો જઇને પોંત્યાં જ્યાં પાર્વતી બેઠાં નાહ્ય; ૧૩

ઉમયા વાણી બોલીઆં તમો સાંભળો મહાદેવ,
'માથા ઉપર આવી રહો છો બળી તમારી ટેવ;' ૧૪
મેં બારણે બે બાળક મેલ્યાં તેણે નવ રાખ્યા વારી,
મહારૂદ્ર ત્યાં વેણ બોલીઆ સુણ પારવતી નારી;
તારી પુત્રી તો નાશી ગઇને પુત્રને આવ્યો મારી. ૧૫

## કડવું ૮ મું

### સાખી

પુત્ર વિના રે ઝુરે શિવ! મારે પિપલી રે,
ફળ વિના ઝુરે ઝાડ, બાંધવ વિના ઝુરે બેનઠી રે,
એવી પુત્ર વિના ઝુરે માય. ૧

(અ)સ્ત્રી હરણ ને પુત્ર મરણ વળી વાહલાં તણો વિયોગ,
એતો ન આપે ત્રિકમારે ઘરમાં સંપ હજો ન હજો વિયોગ; ૨

કોથળી, કુલડી, વેલણ, દાબડી, રમત નાની ભાત,
કંકું, પડી, નાડાછડી તે આપ્યાં બાઇને હાથ; ૧૨
ઉમયાજી (જઇ) નાહવા બેઠાં દીઠો તે નારદ સંગ,
અરે, દૈવ! હવે શું થાશે મારૂં દેખશે નગ્ન અંગ; ૧૩
ખિટલીઆળા કેશ હતા ઉમયાને તેણીવાર,
શરીર પોતા કેરૂં ઢાંક્યું, ક્ષણ ન લાગી વાર; ૧૪
નારદ વાણી બોલીઆ ઉમયાજી તારો પાડ,
મારૂં નામ નારદ ખરો માંહોમાંહ કરાવું રાડ; ૧૫

## કડવું ૭ મું

નારદ ત્યાંથી પરવર્યા જ્યાં તપ કરે મહાદેવ,
હોરે, શિવજી! હોરે, શિવજી! બળી તમારી ટેવ; ૧
આંક; ધંતુરો, વિજ્યા ચાવો કરમાં લ્યો ત્રિશૂળ,
મડે મસાણે ફરતા હીંડો માથે ઘાલો ધૂળ; ૨
અહિયાં બેઠાં તપ કરો નવ જાણો ઘરસૂત્ર,
તમ વિના તો પારવતીયે તો ઘર ઉપજાવ્યો છે પુત્ર; ૩
તમે વનમાં તપ કરો ને ઘેર ચાલ્યાં ઘર સૂત્ર,
શિવશંકરને કોપ ચઢ્યો કે ક્યાંથી પ્રગટ્યો પુત્ર; ૪
મહારૂદ્ર ત્યાંથી પરવર્યા કૈલાસ પ્રત્યે જાય,
ગણપતિ વાણી બોલીઆ આડી ધરી જ્યેષ્ટિકાય; ૫
અરે ભિખારી જોગટા શિવના ઘરમાં તે ક્યાં જાય?
મારી માતા ભુવન માંહે કાંઇ બેઠાં છે નાવાય; ૬
હવડાં ભિક્ષા માગી આવો પછી આપશે અન્ન,
માહરી માતા નહાઈ ઊઠી તને કરાવશે ભોજન; ૭

---

*આ માં કડી ૪ નથી.

કહ્યું ન માન્યું મહાદેવે ધસમસ્યા જાય ઘર મોઝાર,
જટા સાહી મહાદેવ તાણ્યા આણ્યા બારણા બહાર: ૮
ગડગડ ગડદા પડે ગણપતના ચાલે રૂધિરની ધાર,
ઉપરથી મારે ગણપતિ ત્યાં પાદ તણા પ્રહાર; ૯
વણ આજ્ઞાએ ક્યમ જા'તોતો ભિક્ષાના અધિકાર,
કહ્યું ન માન્યું માહરૂં તો પેટ ભરી મારીશ માર; ૧૦
એવી વાણી સાંભળીને ચઢી ત્યાં શિવને રીસ,
કોપ કરીને ત્રિશૂળ મેલ્યું છેદ્યું ગણપતિનું શીશ; ૧૧
મસ્તક ત્યાંથી પરવર્યું છે પડ્યું ચંદ્રને રથ,
ઓખાબાઈ થરથર ધ્રૂજે ઘણો થયો અનરથ; ૧૨
ઓખાબાઈ જઈ સંતાણાં લવણ કોટડી માંહ્ય;
મહારુદ્ર તો જઇને પોંત્યાં જ્યાં પાર્વતી બેઠાં નાહ્ય; ૧૩
ઉમયા વાણી બોલીઆં તમો સાંભળો મહાદેવ,
'માથા ઉપર આવી રહો છો બળી તમારી ટેવ;' ૧૪
મેં બારણે એ બાળક મેલ્યાં તેણે નવ રાખ્યા વારી,
મહારૂદ્ર ત્યાં વેણ બોલીઆ સુણ પારવતી નારી;
તારી પુત્રી તો નાશી ગઇને પુત્રને આવ્યો મારી. ૧૫

## કડવું ૮ મું

### સાખી

પુત્ર વિના રે ઝુરે શિવ! મારે પિપલી રે,
ફૂળ વિના ઝુરે ઝાડ, બાંધવ વિના ઝુરે બેનડી રે,
એવી પુત્ર વિના ઝુરે માય. ૧
(અ)સ્ત્રી હરણ ને પુત્ર મરણ વળી વાહલાં તણો વિયોગ,
એતો ન આપે ત્રિકમારે ઘરમાં સંપ હજો ન હજો વિયોગ; ૨

પુત્ર કરસણ ને શિવ માહરે પુત્ર ધ્યાન, વલી પુત્ર આગેવાન,
જે કુલ પુત્ર નવ નીપજે તેનાં સૂનાં બળે શમશાન; ૩
પુત્ર વિના મારે પિંજરીઉંરે વનમાં ઉભું અગ્નિ બળે રે,
શાને માર્યો મારો ગણેશ શિવ! મને મારો પુત્ર તે કયાં મળે રે. ૪

ઢાલ

બોલો હો, બોલો ગણપતિ બોલો બોલો, વ્હાલા બાલ,
મારા લાડકવાયા તંન, ગણપતિ હો, બોલો બાલ; ૧
ઉમયાજી કરે છે રૂદન, ગણ૦ "શિવ શાને માર્યો મારો તન ગણ૦ ૨
મારે હાથે ઘડયો તો તન, ગણ૦ માહરો લાડયેલો હો તન; ગણ૦ ૩
શિવ! પુત્ર વિના જે માય, ગણ૦ તે તો વાયે લીધી જાય; ગણ૦ ૪
શિવ! પુત્ર વિના જે માય, ગણ૦ તેહનું સગું નવ કો થાય; ગણ૦ ૫
શિવ! પુત્ર વિના જે માય, ગણ૦ તે તો તરણા જેવી ગણાય; ગણ૦ ૬
શિવ! પુત્ર વિના જે માય; ગણ૦ તેની સંપત પર ઘર જાય; ગણ૦ ૭
શિવ! મેં તો લઇ તમારૂં વરદાન, ગણ૦ મેં તો ઉપજાવ્યાં સંતાન;" ગણ૦ ૮
ત્યારે શિવજીને આવ્યું જ્ઞાન, ગણ૦ "મેં એને આપ્યું હતું વરદાન;ગણ૦ ૯
"એ તો નારદીઆનાં કામ, ગણ૦ એનું જૂઠા બોલો નામ; ગણ૦ ૧૦
એણે વાત કરી સર્વ જૂઠી, ગણ૦ તપ છોડી ઊઠી આવ્યો; ગણ૦ ૧૧
ઉમયા મેં માર્યો તારો તન, ગણ૦ તો હું જીવાડું પાવન; ગણ૦ ૧૨

## કડવું ૯ મું

નંદી ભૃંગી મોકલ્યા રે પહેલી પોળે જાય,
હસ્તી એક મળ્યો માર્ગમાં રે મેલ્યો તે શિરઘાય; ૧
તે તણું મસ્તક લાવી ધડ ઉપર મેલ્યું નેટ,
ગડગડીને હેઠો બેઠો આગળ નીકળ્યું પેટ; ૨
કાળું એહનું કુંભ સ્થલ શિર, વરવા એના દાંત,
આગળ એને સૂંઢ સોટી, લાંબા પહોળા કાન; ૩

"સભામાં જાશે, શું પોસાશે અપાર મુજને દુઃખ,
દેવતા મુજને મેણાં દેશે ધન પાર્વતીની કુખ; ૪

## કડવું ૧૦ મું

### રાગ સાખી (?)

"રૂપને ગુણને વાદ પડયો તે વળી ગયા રાજદ્વાર,
ગુણને રે આપ્યાં બેસણાં પછી રૂપને કર્યો જુહાર; ૧
રૂપેરે રૂડા શિવ! મારે નાગરાં જોગીજન અદભૂતાં,
ચતુરાઇ દીધી શિવ! મારે ચરણાં તેમાં કો કોજન જણુતા(?) ૨
માયા દીનીરે પ્રભુ તેં તો સોમકુ મુરખ ઘેર દીની નાર,
પણ લોચન તો દીનાં કોરંગ કુ સો તો જાય વંશે ઉજાડ(?) ૩
મુરખ સંગ દીની પદ્મિની સોમ કુ દીનો ઉદ્દામ,
પણ નેત્ર તો નિત્ય દિનો કુરંગકુ એ તો રામ તારો કામ; ૪
પુણ્યવિનાં ધન કુણ કામકે કુણ કામકો ઉદવસ્ત રૂપ,
એ દોઉ સખી! કુણ કામકે તું ગુણવિના સુંદર રૂપ; ૫
ગુણ દો, શિવ! મારે રૂપ દો નહિતો તમારૂં પાછું લ્યો,
*પણ રૂપ ગુણને ચતુરાઇ નહિ શિવ મુને તાં દુઃખ મ દ્યો." ૬

## કડવું ૧૧ મું.

### ઢાલ

"પંચદેવના દે'રામાંય એની વે'લી પૂજા થાય,
ગણપતિની પૂજા વિના નવ લઉં હું કોની પૂજાય; ૧.

*કડી ૪, ૫, અ માં નથી; કડી ૭ અ માં નથી:—
બડે ન હોયે ગુણ વિના બહોત બડાઇ પાય,
કનક ધતુરા હોત હે વાંકો ઘટણુ ઘડયો જાય; ૭

લાખેણી જો પૂજા થાય એ વિના સર્વ વૃથા થાય;
સોની સમરે ઘડતાં ઘાટ, પંખી સમરે જાતાં વાટ,
પથિ જ્યારે ચાલે ગામ પહેલું લે ગણપતિનું નામ; ૨
કથા ગ્રંથ આરંભે જેહ પ્રથમ એને સમઝે તેહ,
વિહિવા જન આરંભે જેહ પ્રથમ એને સમરપે તેહ; ૩
સોવાસણી સોલ શણગાર સજે ગણપતિને મનમાં ભજે,
શાને કાજે રૂએ પાર્વતિ શાને લોચન ચોળે?
વિહિવા જન યજ્ઞ યાગ જ્યાં હોયે લેશે ગણપતિ ઘીને ગોળે;" ૪
"ઓખા! ઓખા! કહીને જ્યારે સાદ કર્યા બે ચાર,
ઓખા ત્યારે આવી ઉભાં નીસરીને બહાર; ૫
ભાઇ મરાવી ભામિની તું ઘરમાં નાસી ગઇ,
મહાદેવજીએ ગણપતિ માર્યા મુજને શુદ્ધ ન કહી; ૬
તે માટે તારૂં અંગ ગળજો, લુણ ક્ષયનો કાય,
દૈત્ય કુળમાં જઈ અવતરજો એમ બોલ્યાં માય; ૭
ઓખાબાઇ તો થરથર ધ્રૂજે" એ તો વાત અદંડ,
અપરાધ પાખે માતા મારે એવડો તે શો દંડ! ૮
ઉમયા કહે, "મેં શાપ દીધો તે મિથ્યા તે ક્યમ થાય,
જા દૈત્યના કુળમાં અવતરજે દેવ વરી કોઈ જાય; ૯
ચૈતર મિનારક ઓખા તાહરો રેશે રે મહીમાય,
ઓખા હરણ જે સાંભળે મહા રોગ થકી મૂકાય; ૧૦
એકવાર તો મીઠાં મોળું કરવું રે ભોજન,
એક માસો નવ ચાલે તો દિવસ કરવા ત્રણ; ૧૧
ઓખાહરણ ત્રણવાર સાંભળવું, કરવું મીઠાં દાન,
ત્રાંબું, રૂપું સોનું, વસ્ત્ર વધે, વધે છે મેરૂ સમાન; ૧૨
વળતી ઓખા લવણ પેઠા શ્રાપ મોચન કાળ. ૧૩

## કડવું ૧૨ મું

શ્રીશુકજી કહે સાંભળ રાજા તુજને કહું મહિમાય,
એ કથા એટલેથી રહી પછી બાણાસુરનું શું થાય; ૧
રાય બાણાસુરને બારણે વાળવા આવી ચાંડાળ,
નિત્ય પ્રત્યે રજ વાળીને કરે ઝાક ઝમાળ; ૨
રાય માલીએથી હેઠે ઉતર્યો થયો પ્રાતઃકાળ,
મુખ આગળ ત્યાં આડી ધરી સાવરણી સાર; ૩
ત્યાં બાણાસુર વળતો વદે મન પામીને દુઃખ,
"મુને દેખીને ક્યમ ફેરવ્યું કહેને તારૂં મુખ;" ૪
ત્યારે ચાંડાલણી વળતી વદે "સાંભળો રાજન,
તમે ઉચ્ચ છો અમે નીચ છું મોં ક્યમ દેખાડું રાજન!" ૫
ત્યારે બાણાસુર વળતો વદે "તું સાભળ ને રંડાય,
સાચું બોલો કામની કરૂં બે કડકા કાય;" ૬
ત્યારે ચાંડાળણી વળતી વદે "કરશો મા મન ખંડ,
સાચું બોલું છું રાજાજી હવે તો ઘટે તેવો કરજો દંડ; ૭
રાય મેલામાં મેલો દુમણો ને તેથી મેલો લોભ,
તેથી મેલો કીયો તે મુએ ન પામે મોક્ષ;" ૮

## કડવું ૧૩ મું.

ચાંડાલણી એણીપેરે બોલી "સુણ બાણાસુર તું રાય,
ચાંડાલ કાંઈ એક નથી છે દશવિધના ચાંડાલ; ૧
પહેલો ચાંડાલ તો એને કહીએ જે નદી ઉતરી નવ નહાય.
બીજો ચાંડાલ તો એને કહીએ જે પરદારા સુખપાય; ૨
ત્રીજો ચાંડાલ તો એને કહીએ જે દુભે માતપિતાય,
ચોથો ચાંડાલ તો એને કહીએ જે પુત્રીનું દ્રવ્ય ખાય;

પાચમો ચાંડાલ તો તેને કહીએ જેને હૃદયે છે કાળ,
છઠ્ઠો ચાંડાલ તો તેને કહીએ હણે નાનાં બાલ; ૪
સાતમો ચાંડાલ તો તેને કહીએ જેનું મેલું મન,
આઠમો ચાંડાલ તો તેને કહીએ જે હરે પારકું ધન; ૫
નવમો ચાંડાલ તો તેને કહીએ નહિ તનયા તન,
દશમો તે કરમચાંડાલ ચંડાલ એ દશ રાજન;" ૬

## કડવું ૧૪ મું

વળીઓ રે બાણાસુર રાજા પુત્ર માગવા જાય,
મહારૂદ્રની પાસે આવી બેઠો તપ કરવાય; ૧
હજાર હાથે તાળી પાડે તવ રીઝયા શિવરાય,
"કેમ આવ્યો બાણાસુર રાજા ! શું વળી માગવાય;" ૨
"પુત્ર મારે એકે નથી તેણે માગે છે સુર સૂત્ર,
આપોરે, આપોરે, શિવજી આપોને એક પુત્ર;" ૩
ચિત્રગુપ્ત લહીઆ તેડાવ્યા કરમના જોનાર,
"પૂર્વે રાજા ! તું હતો વૈશ્યનો અવતાર; ૪
એકવાર બેઠો'તો તું તો વેગે કરવા ભોજન,
તારા ખોળામાંહે આવી વેગે બેઠો તારો તન; ૫
માટીવાળા હાથ હતા તે બાળકના તેણીવાર,
તારે તુજને સૂગ આવી હાંકી કાઢયો બાલ;" ૬
બાળક ત્યારે થરથર ધ્રૂજ્યો નવ ગણ્યો તુંને તાત,
"તુને વાહલો નથી દીકરો તો વાંઝીઓ જન્મ સાત. ૭

## કડવું ૧૫ મું

ઉમયા વાણી બોલીઆં તું સુણ બાણાસુર રાય,
તારા મનમાં જો આવે તો આપું એક કન્યાય; ૧

બાણાસુર એણીપેરે બોલ્યો સાંભળ મારી માત,
મુજને આપો એક દીકરી આપ્યા દીકરા સાત; ૨
વાંઝિયાપે ભલી દીકરી દીકરીએ દીવો થાય,
લે બાણાસુર લઇ જા તુને આપી એક કન્યાય; ૩
જે પુત્રી આવે તેનું તું ધરજે ઓખા નામ,
મહાબલીઆ જોધા જુધ કરશે પોંચે મનની આશ; ૪
વર પામી વળીઓ બાણાસુર શોણિતપુરમાં જાય,
હવે બાણામતિને ગર્ભ રહે છે કહું તેનો મહિમાય; ૫
પોષ માસની પૂરણ માસે પ્રગટ થઇ કન્યાય,
વધામણીઆ આવીઆ તે રાજસભામાં જાય; ૬
"રાજા તારે પુત્રી આવી કહેતાં વરણુન નવ થાય,"
વચન એવું સાંભળીને હર્ષજ અંગ ન માય; ૭
"જો મારે પુત્રી આવી તો સીધ્યાં સરવે કાજ,
કોઇક દેશનો રાજા જોઈ આપીશ અર્ધું રાજ; ૮
જ્ઞાની જોષી તેડાવીઆ ત્યાં જન્મપત્રી લખાય,
વિદ્યાબળે કરીને બોલીયા ગુરૂ શુક્ર જે કહેવાય; ૯
પહેલે ઉમયાના અંગથી પ્રગટી છે કન્યાય,
તે માટે તો એનું ધરવું પૂરણ નામ ઓખાય;" ૧૦
આકાશવાણી તો એમ હવી તું સુણ બાણાસુર રાય,
"એ પુત્રી ઇચ્છા વર વરશે તારા વર છેદાય; ૧૧
જો પુત્રી ઇચ્છા વર વરે સહસ્ર હાથ તુજ મારે,
પુત્રી જો ઇચ્છા વર કરે તો બાણાસુર ક્યમ ઉગરે; ૧૨
તે માટે તેડી પ્રધાન એણીપેરે બોલ્યો રાજન,
'એ દેવવચન મિથ્યા ક્યમ થાય એને મહેલો માળીઆમાંય. ૧૩

## કડવું ૧૬ મું

### સાખી.

............... ગામ જાતાં શત્રુ કને માગે શીખ,
જે ઘેર પુત્રી હોય લાડવાઇ તે અંગે માગે ભીખ; ૧
નદી, નારી ને ઋષિ કુલ, મણિધર, નૃપ ને કમલા;
એટલાંનો અંત ન લીજીએ રાય જો વાંછો કુશલા; ૨
અગ્નિ રૂઠયો વન દહે વળી પરજવલે પરવત હો'રાય,
અબલા રૂઠી જે કરે તે દૈવ કબ્યું નવ જાય; ૩
*મારગ, ક્ષેત્ર જૂનાં ઝરણાં, વળી સાસરે વાસ,
ભીંત, ભોરંગ ને કુટુંબ કબીલો એ કદીએ કરે વિનાશ; ૪
પાડોશી, ગરજી શેઠ અને વળી સર્પ ને સોનાર,
એકલાંને નવ હોયે આપણાં વળી તુરી ને તોખાર; ૫
(?)ઘશક, મુશકને શ્યામ, બીશું, નસ ખેરસને મધુંપાન,
એટલાં છૂપાવ્યા નવ છૂપે પ્રગટ હોય નહિ દીન; ૬
મેઘ મોભ ને મેદની રે ગાય, ગોધા ને વહાણ,
વહુ, વછેરો ને દીકરો એના નીપજ્યે વખાણ. ૭

## કડવું ૧૭ મું

નગ્રથકી એક ભોજને રાયે મહેલ ચણાવ્યો સાર,
ગોખ, બારી ને અટાલી કહેતાં આવે નહિ ત્યાં પાર; ૧
મુક્તામણી ને મોતી જડિયાં માંહ્ય પિરોજાના પાટ,
હયશાલા, ગજશાલા અને(વળી) હિંચવા દોવા ખાટ; ૨
ઓખાબાઇને મહેલ્યાં માળીએ સાથે ચિત્રલેખાય,
પશુ, પંખી કો પુરૂષનાથી ઉંચું નવ જોવાય: ૩

---

* આ ૪ થી ૭ નથી હ. ક્ષેપક લાગે છે.

સવાલક્ષ જોધા રખવાળા મહેલ્યા રે રાજન,
તમે જાગો દિવસે જાગો નવ મીંચશો લોચન; ૪
ઓખા કેરા માળીઆમાં નવ પેસે પવન. ૫

## કડવું ૧૮ મું

શોણિતપૂર પાટણ ભાળ્યું રાય બાણાસુરનું ગામ,
તેની પુત્રી ઓખા વળતી રે કરતી ઉત્પન્ન કામ; ૧
ઘડી એક ગલીએ, ઘડી એક ખાટ, નાનાવિધ રમત કરે,
ઘડી એક હીંચોળે હીંચકા ધમધમ વાગે ઘુઘરાની સેર; ૨
રમે જમે ને મંગલ ગાય જોબનવંતી ઓખા થઇ માલીઆમાંય. ૩

## કડવું ૧૯ મું

હાંજી જોબનીઉં આવ્યું ને ઓખા નાનડીરે લોલ,
મારે જોબનની જાય બેની, ઘડી ઘડી ઘણેરે લોલ; ૧
ચિત્રલેખા સહિયર સાંભળ મારી વિનતિ રે લોલ,
મારો મુરખપિતા કાંઇ લહેતો નથી મારો જાય કન્યાકાળ,
વર જોતો નથી રે લોલ; ૨
જોબનીઆનો લટકો દા'ડા ચારજો ટાંણે માલ સોંપાણો
તે નહિ મળે રે લોલ.

## કડવું ૨૦ મું

પાંચ વરસની પુત્રી રે તે તો ગૌરી રે કહેવાય,
તેનું કન્યાદાન દેતો કોટિ યજ્ઞનાં ફલ થાય; ૧
તે માટે મારા પિતાને સમજાવી કહો કો વાત,
દેવ વિવાહનું ફલ તેને વરસ થયાં જો સાત; ૨

પુત્રી કેરા પિતાને કહાવોરે કોઇ આણો રસિયો ધવ,
ગાંધર્વ વિવાહનું ફલ તેને વરસ થયાં જો નવ; ૩
નહીકર મારા પિતાનો નીકળશે કાંઇ વાંક,
મનુષ્ય વિવાહનું ફળ તેને અગિયારે આડો આંક; ૪
તે ઉપર વરસ વાધે બાર જ્યારે થાય,
પુત્રીનું મુખ પિતા જુએ તો વસે બ્રહ્મ હત્યાય. ૫

## કડવું ૨૧ મું

ચિત્રલેખા એણીપેરે બોલી સાંભળ તું ઓખાય,
તુજને કાજે નહિ પરણાવે બાણ તારો તાત; ૧
તુજને કાજે જો પરણાવે છેદાય એના હાથ,
મુજને કાજે નહિ પરણાવે પ્રધાન મારો તાત; ૩
તો જોને બાઈ પ્રધાનના કાંઇ નથી વઢાતા હાથ,
આપણ બે જણાં રહીએ કુંવારાં તો કોને કહીએ વાત; ૪
ચિત્રલેખા કહે છે ઓખાબાઇ "રહોને છાનાં આપ,
તુજ વહુંધિ બાઇ હું કુંવારી મુને તારાં લાગ્યાં પાપ. ૨

## કડવું ૨૨ મું

ઓખા! તાહરા શ્રવણે ઝણુકતી ઝાલરે,
ઓખા! તું તો ચાલે હંસની ચાલ રે; ૧
ઓખા! તારે કુમકુમ રોળ્યા ગાલ રે,
ચોલનો રંગ રે ઓખા તારી સુંદડીરો;* ૨
ઓખા! તારે બાંહે બાજુબંધ રે,
ઓખા! તારૂં મુખડું પુનમચંદ રે; ૩

* મારવાડી પ્રત્યય. કડવું ૧૦ મું વિચારો.

ઓખા! તારે મન ઉપન્યો આનંદ રે,
ફુસબની ડોર રે ઓખાં! તારે સાલુડે રે; ૪
ઓખા! તારે ઉરે એકાવલ હાર રે,
ઓખા! તારે શોભિતા શણગાર રે; ૫
ઓખા! તને વરસ થયાં છે બાર રે,
પાવલે નેપુર ઓખાં! તારે વાજણે રે." ૬

## કડવું ૨૩ મું

### રાગ સાખી.

"નેપુર, જેહુર ને વિછીઆરે કર કંકણ મુદ્રિકા ને હાર,
પુરૂપ વિના જે પહેરે પ્રેમદારે તેનો ધિક્ પડયો અવતાર; ૧
સેંથો ને ટીલડી રાખડી રે નયણે કાજલ કુંકુમ હાર રે,
કંથ વિના પહેરે કામની બાઇ! બળ્યો તેનો અવતાર રે." ૨

ઢાળ

પછી તોડીને નાખ્યા હાર રે "બાઇ! લે તારા શણગારરે,
હું તો નહિ પામું ભરથાર રે હું તો નહિ ઓઢું ઘાટડીરે; ૧
બાણાસુર મારો બાપ રે, મુને નહિ પરણાવે આપ રે,
મારાં પૂર્વ જનમનાં પાપ રે નહિ હું જોઉં વાટડીરે." ૨

## કડવું ૨૪ મું +

"બાઇ! તુંએ કુંઆરી હુંએ કુંઆરી સાંભળ સૈયર વાત,
ગોર માતનું પૂજન કરીએ તો પામીએ ભરથાર; ૧

+ આ કડવાની પહેલાં આ માં ત્રણ કડવાં છે જેમાં ચિત્રલેખા ઓખાને ઉપાલંભ અને મહેણાં દે છે એ ક્ષેપક લાગે છે. એમાં ૧ લું કડવું તે ૨૧ મ કડવા જેવું છે.

કોણ મંદિરીયે ને કોણ દહાડે ગોરની પૂજા થાય,
"હું કરીને આપું પુતળાં તું પૂજે મારી માય; ૨
ફાગણ સુદી બીજને દા'ડે કરવો એ આરંભ,
ચૈત્ર સુદી ત્રીજને દા'ડે કરવું ઉત્થાપન; ૩
શૈલ્યા શેલાં પાથરી કેશુડાનાં ફૂલ,
આપું ઓખા! પૂજવા માગો વસ્ત અમૂલ." ૪

## કડવું ૨૫ મું

ગોરમા! માગું રે મારા બાપનાં રાજ, માતા તે સદા રહે સોહાસણીરે,
ગોરમા! માગું રે સસરાના રાજ, સાસુને પ્રજા ઘણી; ૧
ગોરમા! માગું રે દિયર જેઠનાં રાજ, દેરાણી જેઠાણીનાં જોડવાં,
ગોરમા! માગું રે સરખા સરખી જોડ, અખંડ હેવાતણ ઘાટડી રે; ૨
ગોરમા! માગું રે હું તો તારી પાસ, માથે તે મનગમતો ધણી,
ગોરમા! માગું રે હું તો વારોવાર, વહુવર પાગે લાગતીરે. ૩

## કડવું ૨૬ મું

એક દહાડો ચિત્રલેખાને ઊંઘ આવી સાર,
વાસી પુષ્પે કરીને પૂજા ઓખાએ તેણી વાર; ૧
એટલે ચિત્રલેખા જાગી જુએ તો દીઠું એ વિપરીત,
વાસી પુષ્પ ચઢાવી દીધાં થઇ રહી ભયભીત; ૨

---

૨ જું કડવું

વર વરવાને યોગ્ય થઇને પ્રગટયાં સ્ત્રીનાં ચેતન્ને,
ઓખા! કહે ચિત્રલેખાને તું સાંભળ મારી બેનજો. ૧
સહિયર! શું કીજે કે બેની વિષ ઘોળીને પીજે,
અની હાંરે કે મુજને દોષકર મા દીજે. ૨. ટેક.

આ તથા તે પછીનાં કડવાં માટે જુઓ પ્રેમાનંદકૃત ઓખાહરણ.
[ઉતારો લહીઆએ સ્મૃતિમાંથી કરેલો જણાય છે અને તેથી ઘણો વિકૃત છે.]

વાસી પુષ્પે કરી પૂજા નહિ પામે ભરથાર,
બ્હેની! તું તો અટક(?) ચાલી ઘહિલો કરે વિચાર; ૩
ભરથાર જ્યારે હું નહિ પામું તું સાંભળ મારી વાત,
તો આ લે તારાં પુતલાં મારી પૂજે બલારાત; ૪
માટી કેરાં પુતલાં બાઇ! એ પૂજ્યે શું થાય,
પાણી ઉપર રેડીએ તો આ ક્રરતાં ધોવાય; ૫
પછાડીએ તો ભાંગી ભૂકો થાય માટીએ મંદિર ચણાય,
માટીએ ઘર લીંપાય સાંભળ મારી માય; ૬
પકવાન આગળ મેલીએ કકડો તે નવ ખાય,
મેં પંદર દિન પૂજા કીધી બોલાવ્યાં નવ બોલે;
અરે, બાઇ! તું કહેતી'તી નહિ કો એને તોલે; ૭
એ માટીનાં પુતળાં બાઇ! એથી વર ન અપાય,
આ લે તારાં પુતલાં મારી પૂજે બલાય. ૮

## કડવું ૨૭ મું

### સાખી.

શિવનાં લીજે રે ભામણાં જેણે ગંગા ધરી શીષ,
એક ભગીરથ **તપથી** ઉઠાડીઓ હું તે ક્યમ મેલું ઇશ? ૧
શિવનાં લીજે રે ભામણાં જેણે નેત્ર બાળ્યો રે કામ,
એક ત્રિપુર દૈત્ય વિદારીઓ હું તે ક્યમ મૂકું નામ; ૨
ભોળો સુએ ત્યારે શ્મશાનમાં ચોળે ત્યારે રાખ,
શિવ માગે ત્યારે ભિક્ષા માગે આપે ત્યારે લાખ. ૩

## કડવું ૨૮ મું

હું હિમાચલની ભાણેજી ગણપતિ મારો વીર,
મહાદેવજીની પૂજા કીધી મન રાખીને ધીર;" ૧
ચિત્રલેખા કહે છે ઓખાને "સાંભળ સહિયર વાત,
પૂજન કરવા શિવનું તે આજ્ઞા મગાવો તાત;" ૨
"મુજ તાત આપો આજ્ઞા શંભુ પૂજવા જઇએ,
ઘેલી પુત્રી એમ ન કહીયે ઘરમાં બેશી રહીએ; ૩
ઘેર આવે મહાદેવજી સારે પૂજીને લાગીએ પાય,"
હવે આંતરગત્યમાં ઓખા ચાલી તેનો કહું મહિમાય; ૪
સ્નાન કરીને કામનીયે પેર્યા રે શણગાર,
વિછુઆ ગાજે ને નેપૂર વાજે ઝાંઝરનો ઝમકાર; ૫
નાગ, નગોદર, ઝુમણું તેને ઉર એકાવલ હાર,
આભુષણ તો તેણે સજ્યાં તેજતણો નહિ પાર; ૬
કનક થાળી મોતીયે ભરી મહાંય શ્રીફળ, ફોફળ, પાન,
આંક, ધંતુરો, અગથિયો માંહિ શંખાવલીનાં પાન; ૭
મહાદેવને પારવતી બેઠાં સારે પાસે રમે,
ઉમયાજી જે વચન કહે તે, શિવ શંકરને ગમે; ૮
મહાદેવ કહે પારવતીને 'ઓ! આવે કોઈ નાર,
"સ્વામી! મારા એ તો કહીએ બાણની કુમાર; ૯
ભોળો મનમાં એમ વિચારે વરશે મુજને ક્ષાત,
પારવતીએ મન વિચાર્યું હવે રે વંઠી વાત; ૧૦
મહાદેવજીને કામાતુર જાણી લોચન કીધી-આડ,
ત્રીજું લોચન ઉઘાડી તે શંકરને લે લાડ; ૧૧
એટલે ઓખા ચાલી આવી ક્ષણ ન લાગી વાર,
આવડી આવડી ઉતાવળી તો નહિ પામે ભરથાર. ૧૨

## *કડવું ૨૯ મું

"હો, ઉમયા! હો, મારી માવડી, હું તો પુત્રી તમારી,
પણ અહિંયાં બેઠાં તમે સાંભળ્યું જે કન્યા રહી કુમારી; ૧
હું તો આવી ઈશ્વરને પૂજવા ત્યારે સામો પામી શ્રાપ,
પરણ્યા પહેલાં રંડાપણ થયું હું તો શાં શાં ચાલતી પાપ;" ૨
ઓખા કે'છે, "તૃષા લાગી તનંમારે સરોવરીઆંને તીર વળ્યાં,
માંહિ જેવારે મહેલ્યા પાય મારાં સરોવરીઆં સુકી ગયાં;" ૩

---

* અહિં આ માં બે ક્ષેપક કડવાં હોય એવું લાગે છે. (૮૪ કડવાનું ઓખાહરણ કહાનભટનું જે મારી પાસે છે તેમાં આવાં કડવાં ઘણા ફેરફાર સાથે મળી આવે છે. આમાંની કોઈક લીટીઓ એમાં છે.

### રાગ શણગારનો.

ચુવા ચંદન કસ્તુરી કેસર કૃષ્ણાગર ઘોળી,
કનક કાંસકી કેશ હોળ્યા ઉત્તમ જલે અંઘોળી; ૧
પાચલ પાંગડાં કલાંકાંબી ઝેર, ઝાંઝર ઝમકે,
પાયલ નેપૂર, પાન, પાનસ ગુવાચાર ઘુઘરી ઘમકે; ૨
કર સાંકળાં લંગર, લંગરવા વાજે અંગે ગોર,
અણુવટ, વીછીઆ, છાલાં, છાવટી, રાયફુલના મોર; ૩
અંગુલીઓ ચંપાની કલીઓ, નખ નક્ષત્ર સમાન,
ચાલતાં ચરણ ધરે ને ચિત્ત ચલે, જોય ગાંધર્વનાં ધ્યાન; ૪
હસ્તકમળ શું દીસે રૂડો જડાવ ચુડી ખલકે,
ગુજરી, બાજુબંધ, બેરખા ઝુમતું બિન્ગેડે લલકે, ૫
ડેકડીઆળાં કાંકણ તેને જડાવ, વાંકના દોર,
ચંદન ચુડીને મધ્યે મોતી કાંગણી, કાંગણ બોર; ૬
છલઇઆં,બલઇઆં,અવલીઆં, પીરોજા કરતીઆં, કુંદનનીકોર
૭
પોંચી, તગતી ને માદલીઆં મોરડે મોતીનું માપ,
છલા, છાબ, અંગુઠા આરસી મધ્યે ઝાલની ખાપ. ૮

ઓખા કે'છે, "હું પેઠી પાણી માંહે તરવાને બે તુંબાં ગ્રહ્યાં,
હું આવીરે સમુદ્ર બેટડે મારાં તુંબાં બે તૂટી ગયાં;" ૪
"વર માગો, વર માગો ઓખા! માગો આણીવાર,"
"માગું છું માગું છું માતા! આપોરે મુજને ભરથાર;" ૫
"ત્રણવાર જો તેં માગ્યું તો ત્રણ હજો તુજને ભરથાર,"
વચન એવું સાંભળીને ઓખા કરે રે વિચાર; ૬
"અરેરે, માતા! માનવી આ, વાત કહી નવ જાય,
પુરૂષને નારીઓ ઘણી સાંભળ મારી માય; ૭

---

## કડવું ૨ જું.

પોખરાજની પે'રી કંચુકી તેને ચુનીઓ ચળકે ઘણી,
બે બાજુ મુક્તાફળ લલકે મોરડીએ ટંકામણી; ૧
અંગો અંગ અનંગ સોહે બેરખા બે ઝળકે,
જાણે કલશ કુચ, કનકના જેવા, કમળ કોશ ના ચળકે; ૨
બે સેરો મોતી તણી જાણે વે'છે ગંગાધાર,
પૂઠે ચમરી સરસો ગોફણ તેને ઘુઘરીનો નહિ પાર; ૩
વાળે વાળે મોતી પરોવ્યાં વેણીવાસુકિ સમાન,
કામબાણ ને કટાક્ષ કીકી ભ્રુકુટિ કોર કમાન; ૪
શીશફુલ ને રાખડી રત્નતણી ભંમર ભજીઆ ભાલ,
જડાવ જોત્ ઉદ્યોત પાસે સેંથો સોહે મણિનો લાલ; ૫
મુકુટ ઉપર ઉછેદીયું તેને ચાર ફરતાં બોર,
શિકાની સાંકળી સરસા વસંત સામેના મોર; ૬
માથાકેરી લટ ખસી તે ઉર ઉપર લટાઇ,
પાતાળ ફેડી નાગણી જાણે સામુ પૂજવા આઈ; ૭
નાકે વાળી વિરાજે વારૂ તેમાં ગ્રહ બેઠા છે ચાર,
ગુરૂ સોનામાં, ભૃગુ મોતીમાં, લાલમાં ભૂમિકુમાર; ૮
શનીશ્વર લીલમાં લલકે અંધર અરૂણનું તેજ,
દંતપાંગ દાડમની કળી જાણે, ચુનીઓ ચળકે બીજ; ૯
હડપચી ઉપર લીલો હીરો બે હીરા બે ગાલ,
છુંદ્યું ત્રાજવું ગોરે ગાલે મુખડું લાલમ લાલ; ૧૦

પણ નારીને તો પુરષ બીજો શ્રવણે સુણ્યો નવ જાય,
પુત્રી જાણી માતા! મારી મુજને કરો ક્ષમાય;" ૯
"તેં માળીઆમાં નિંદા કીધી પુતળાંની નિરધાર,
તે માટે તુજને શ્રાપ દઉં છું ત્રણ હજો ભરથાર; ૧૦
વૈશાખ સુદી દ્વાદશીને દા'ડે તુજને હજો સ્વપન,
સ્વપ્નાંતરમાં આવી પરણશે તારા પ્રાણનો જીવન; ૧૧
જાગ્યા પૂઠે ઓળંગજો(?) જા કહું છું સત્ય વિવેક,
ત્રણવાર પરણશે પણ વર તો એકનો એક; ૧૨
વર પામી ઓખાબાઈ વળીઆં માળીઆ મોઝાર,
"બાઇ! મહા વર પામી આવી સુંદર વર ભરથાર; ૧૩

---

ઉપલે કાને જડાવવેલા ફેડકે ફરફરીઆં, (?)
ઝુમળ જુમખ મણિનો મોગરો ગુલરે જરમરિઆં (?); ૧૧
કંઠે કનકની કણસરી કુલ રૂપીઆ ગલે બંધ,
જાંબુવા, —— તનમનીયું હાંસડી હીરા ચંદ; ૧૨
અરિસે હિસે ઘુઘરી અંગુઠે (?) કનકની કલીયે,
× × તેને મધ્યે હિરો જડીયે; ૧૩
લવંગીઆં મુગલીઆળ પોટલીઆળ મણકો ગોળ,
પખાજી (!) મણકાની કંઠે પાંચ બાંધી ઓળ; ૧૪
હિરાકણીની પાંચ માળા સાંકળીની સાત,
ગોવાલ ઘડીના અંકોડા તેમાં ખજુરા માત; ૧૫
બોર માળા, પ્રવાલાની માળા વળી મોતીની માળા ધરી,
અંબર માળા જાળીયાળા, તેમાં કસ્તુરી ભરી; ૧૬
એ માળા છે મણિ તણી માંહે ગણુક પુષ્પના હાર,
કેડે કમરપટો જડાવનો તેને ઘુઘરીનો નહિ પાર; ૧૭
શ્યામ મણિ સાળુ સુંદર અંગ ખીજલી (!) વર્ણ,
ચાર છેડે ચાર ચંદ્રમણી ચળકે મધ્યે સુરજના કર્ણ; ૧૮
નેણે કાજળ સારીઆં મુખ ભર્યાં તંબોલ,
દર્પણ લેઈ મુખ આગળ મૂક્યું ઓખાબાઇનું મનડું હીસે; ૧૯
મારા રામ સહિયર સાચું કહે મારૂં મુખડું કેવું દિસે.

એમ કરતાં ઓખાબાઇને દિન પૂઠે દિન જાય,
દિન સુંદર માધવમાસ આવ્યો દ્વાદશીનું લગન,
સુંદર સેજે પાથરીને શણગાર્યું ભુવન; ૧૪
"આજ સ્વપ્નામાં આવશે મુજ પ્રાણનો જીવન,
સંધ્યા થઈ રવિ આથમ્યો નાવ્યો પ્રાણનો જીવન! ૧૫
પોહોર રાત વીતી ગઇને હજુએ નાવ્યો કોય,
ઉમિયાજીનું વચન કહ્યું તે રખે રે મિથ્યા હોય;" ૧૬
બેખાકળી બોલે ઘણી ને વાગે ભણુકારાય,
"ઓ! આવ્યો, ઓ! આવ્યો" એમ ઝબકી બેઠી થાય; ૧૭
વા આવે ને બારી હાલે ખડખડાટ બહુ થાય,
"ઓ! આવ્યો, ઓ! આવ્યો" એમ ઝબકી બેઠી થાય; ૧૮

---

## કડવું ૩ જું.

એવા એવા ઓખાબાઇએ સોળ ધર્યા શણગાર,
કનકથાલ ભરી મોતીડે માંહી શ્રીફળ પાન; ૧
આકાશ મારગે પક્ષિણી એ શંભુ પૂજવા જાય,
ઇન્દ્રતણું વિમાન શોભે એવી છે શોભાય; ૨
મહાદેવજી ને ઉમિયાજી બેઠાં સારે પાસે રમે,
શિવજીયે ઓખા દીઠી શિવતણા મનમાં ગમે; ૩
શિવજી કહે છે પાર્વતીને "ઓ! આવી કોઇ નાર."
"મુજ કંથ કાં ઘેલા થયા એ બાણતણી કુમાર;" ૪
ભોલાનાથ કહે "સુણ પાર્વતી તેનો કરો કો ઉપાય,
શોકતણું સાલ તાહરે થાય તે માટે કહે છે નાથ;" ૫
પાર્વતીએ મન વિચાર્યું 'હવે વંઠી રે વાત,
શિવજીને કામાતુર જાણીને લોચન દીધા હાથ; ૬
ત્રીજું લોચન ઉઘડયું શંકર તણે લલાટ,
તેણે સમે ઓખા આવી લાગ્યાં ઉમિયાને પાય. ૭

*મધ્યરાત તો વહી ગઇ ને મીચાણાં લોચન,
સ્વપ્નાંતરમાં આવી પરણ્યો પ્રદ્યુમ્નજીનો તન. ૧૯

---

*આ માં અમુક કડીઓ વધારાની છે.

ચાર ઘડી દિવસ રહ્યો સુરજ ક્યારે મલશે?
સ્વપ્નાનીરનો તે સ્વામી મારો આવી ક્યારે મુજને મળશે;" ૧
ચિત્રલેખા કહે છે ઓખાને, "મિથ્યા મન બાળે,
જુઠું સ્વપ્નાનું પરણવું બાઇ! સંધ્યા શાને ગાળે;" ૨
હવે દિનકર અસ્ત થયો ઉગ્યો સાગરનો તન,
માળીએ કીધા દીવડા હરખ્યું ઓખાનું મન; ૩
વીણા લીધી હાથમાં ગાન કરે બેહુ સાથ,
હટમચી હંબોટા લેતી ગાન કરે વિખ્યાત; ૪
એટલે ચિત્રલેખાને ઉંઘ આવી નામ,
"બાઈ! આ ઘોરણ તું ઉંઘે મારે જાગ્યાનું છે કામ; ૫
હું જાગું તો ઝાલી રાખું સ્વપ્નાનો ભરથાર,
હવડાં ઉઘાડો કહેતો આવે મારાં સાસુજીનો સંતાન;" ૬
એટલે દશ દરિયા કેરો સાચો આવ્યો વાય,
ખટખડવા લાગ્યું બારણું ને ઝબકી બેઠી થાય; ૭
ઓખાબાઇ તો મનમાં જાણે નાવે મારી તોલે,
છજાંનાં થાંભલાને સ્વામી જાણી વચન બોલે; ૮
"ઓ! પેલા અંધારે ઉભા છો રે મારા સ્વામી,
શા માટે તમે નથી બોલતા કહાં રહો છો લજ્જા પામી; ૯
ધીરજ ધરી તમે કેમ બેઠા તમ ઉપર જાઉં વારી,
પણ બોલ્યા વિના નહિ ઉઘાડું છું ગુણવંત હું નારી; ૧૦
બાણાસુર જો દેખશે તો વાત થશે અલેખે,
રખેવાળ બળીઆ બેઠા છે તે હવડાં તમને દેખે; ૧૧
ગુણવંત ગોરીને પજવે ગુણ ઓશિંકળ થાઓ,
આવો આપણે માળીઆમાં મળીયે આવાસે આવો; ૧૨
પાર્વતીનું વરદાન મુજને વર પામી છું રૂડો,
આવો આપણા માળીઆમાં પહેરાવો મુજને ચુડો;" ૧૩

## કડવું ૩૦ મું.

સ્વપ્નામાં તો દીઠી સોરઠીઆની જાનરે,
સ્વપ્નામાં તો વડસસરો ભગવાનરે; સ્વપ્ના૦ ૧
માળીઆમાં મંગલ વરતાં ચારરે,
માળીઆમાં આરોગ્યા કંસારરે; સ્વપ્ના૦ ૨
માળીઆમાં ચળકે છે ચુડીરે,
માળીઆમાં ઓખા દીસે રૂડીરે; સ્વપ્ના૦ ૩
માળીયામાં કરે છે પિયુશું વાતરે,
હસી હસી તાળી લે છે હાથરે; સ્વપ્ના૦ ૪
ચિત્રલેખા ભરી નિદ્રામાંથી જાગીરે,
ઓખાબાઇને કાંકણ કર ગતિ લાગીરે; સ્વપ્ના૦ ૫
ઓખાબાઇને નાટક ચેટક વળગ્યાંરે,
તેતો કેમ કરીને જાશે અળગાંરે? સ્વપ્ના૦ ૬

---

"એટલે ચારે દિશાનો ફરફર વાયો વાય,
આતો પીટયો થાંભલો સ્વામી નવ કહેવાય;" ૧૪
એમ વિકળ થઇને પડે કરે રે શોરબકોર,
શિવ પાર્વતી ગગને જતાં સાંભળ્યો તેનો શોર; ૧૫
પાર્વતી પૂછે, "પ્રાણનાથ! આ કોણ રૂવે મધરાત,"
શિવજી કહે, પાર્વતી! તું કાં ચિંતામાં પેઠી; ૧૬
તારી પુત્રી ઓખા વૃંદા ખોટું કરવા બેઠી; ૧૭
પાર્વતીને કોપ ચડયો તે નિદ્રાને બોલાવી,
પાર્વતીના કહેવા થકી તે નિદ્રા ચાલી આવી; ૧૮
પાર્વતી કહે છે નિંદ્રાને "સગાં મારાં થાઓ,
ઓખાબાઇ જાગરણ કરે તેને માળીએ જાઓ; ૧૯
ઉંઘ ત્યાંથી પરવરી તે ચઢી ઓખાને રોમ,
વેણું કરથી ઓખાને પડી છે તે ભોમ; ૨૦
લોચન વળવા લાગ્યાં અને શ્વાસ સરખા થાય,
વાયુએ લટ ઢલી પડે ઢલી ઓખા ઢોલીઆ માય; ૨૧

જાગરે જાગરે ઓખાબાઈ જાગ રે,
તારે જે જોઇએ તે તું માગ રે. સ્વપ્ના૦ ૭

## કડવું ૩૧ મું.

ઓખા ભરીરે નિદ્રામાંથી જાગીરે, અંગોઅંગ અંગિઠી લાગીરે,
"ફટ પાપિણી, શીદ જગાડી મને, ભર્યારે અમૃતમાંથી કા'ઠી; ૧
ફટ પાપિણી, એ તેં શું કીધું, મારૂં સર્વસ્વ ઝુંટીને લીધું,
અમૃત લઇને વિષ કાં દીધું? મન જાણ્યું કે પોતાનું કીધું; ૨
ભરથારને ભ્રાંતિજ આવી, મારો નાથ ગયો રે રીસાવી,
બીડી પાનની અડધી કરડી, ખાધી મન વિના મુખ મરડી; ૩
તું તો મારા કરમની કરણી, મુને મે'લી ગયો વર પરણી,
મારા હૈડા કેરો હાર, આણી આપને તું આવાર;" ૪

## કડવું ૩૨ મું.

### સાખી.

"ચંદ્રા! તું જીવે કોટિ વરસડાંરે વળી સ્વપ્ને કરો સંજોગ,
તુને શાપું રે સૂરજ દેવતારે! મુજને જાગ્યે પડયો વિજોગ; ૧
આજરે સુપનામાં રે બાઇ! મુજ પિયુશું કરતી'તી રંગરેલડીઆં,
અમૃતમાં વિષ ભળી ગયુંરે, ચિત્રલેખા! તુજ સરખાં કમાણસ મળીઆં; ૨
આજ સુપનામાં રે બાઇ! મારા પિયુ શું કરતી'તી લીલાલે'ર,
પણ અમૃતરસ પીતી'તી તેમાં શાને લાવીને રેડયું ઝેર? ૩
હો, કુંજરીઆં! માગી દો પંખડીઆં! તારો વનો હું કરીશ,
અહિંથી ઉડી સ્વજનને મળીશ પછી તારી પાળો દઇશ; ૪
પાંખ પિયારી ને પંથ તો વેગળોરે વળી તારો વાલમ કોણ વિદેશ,
માગીરે લાગ તારી પાંખડીઓ," "ઓખા! તારો સજન શો સંદેશ? ૫
તો ઉત્તરથી અમે આવીયાં પશ્ચિમમાં સમોયાં,"
"એક અબલા પિયુનો સંદેશડો તમે જઇને કહેજો કુંજરીઆં;" ૬

"માણસ હોઇએ તો બાઇ! અમે મુખથી જઇને કહીએ,
કુંજરીઆં અમે તો બાઇ! સંદેશો લખને તું પાંખડીએ;" ૭
"પાંખે તો પાણી ઉતરે અક્ષર રેલાઈ જાય,"
"એક અબલા પિયુનો સંદેશડો મુને વિષમો હૈયામાંય;" ૮
એક કંથ વિજોગે કામિની રે ગઇ પંડિતની કો પાસ,
"હું તુજને પૂછું પંડયા રે એક દિન કે કેતે માસ"? ૯
ફિરસે પંડિત યું કહે "તું સુણ શ્યામ કરજોડ,
સાચી પ્રીત હોય આપને પિયુસે પલક એક વરસ હોય; ૧૦
રજની ના શોભે બાઇ! ચંદ્રવિના રે વળી કાયર કર હથિયાર,
પણ લક્ષ્મીના શોભે દાતા વિનારે તમ નર વિના ન શોભે નાર. ૧૧

## કડવું ૩૩ મું.

### ઢાળ.

ચંચ કટાવું બપૈયાં! તારીરે વળી ઉપર ડાલું લુણ,
મે પિયુરી, પિયુ મોરા, તુ પિયુ, પિયુ કેસો કુણ! ૧
પિયુવિજોગન પીરી ભપ મેરો તનમન ગયો સુકાય,
સાપે તો ગ્રહી છછુંદરી પછે સાપ પછતાય; ૨
(?)મેરે પ્રીત્ય કરી સુખ લેણે કુરેસો પ્રીત્ય ગઇ સંઘારક,
પંખી તો પંજરે પછે સોઉ થરક થરક;" ૩
મધ્ય નિસાસા મેલે માળીઆમાં રોતી રોતી રાજકુમાર,
"કહાં ગયો? કહાં ગયો? બાઈ! મારા સ્વપ્નાનો ભરથાર; ૪
મીંઢળ મારૂં કહાં ગયું! બાઇ! મારો ચુડો હતો જે હાથ,
પિયુ! પરદેશીઆ ભુંડા મુજને શેં નવ લીધી તુજ સાથ; ૫
લાવ સખી! વિષ પીઉં રે હુંતો કાઢું પાપી પ્રાણ,
હવે કયમ જીવું રે બાઈ! મુને વાગ્યાં મોહનાં બાણ; ૬
ઓખાબાઇ તો ઘણું રડે રે તે તો પડતાં મૂકે ધરણ,
પાપી મારો જીવડો રે મુને માગ્યાં તે નાવે મોત; ૭

રોતાં રોતાં તે ગયા ઓખાબાઇ જ્યાં રે રોપ્યું વાડીવેન,
જૈને પૂછ્યું દ્રુમને રે "અહિંયાં દીઠોરે પ્રાણજીવન; ૮
તું ગુણ–વેલડીરે બાઈ મારો જોને કર્મનો આપ,
નાથ મેં'લી ગયો રે બાઈ! જોને મારાં કુણ જનમનાં પાપ." ૯

## કડવું ૩૩ મું.

### સાખી.

ઓખા રૂએ ને ચિત્રલેખા વિનવે રે "મારી ઘેલી સહીયર મા રોય,
પાણી વલોવે માખણ જો જાપને તો ન જમે કોય;" ૧
"ચિત્રલેખા ! તું તો મુને વહાલી હુતી રે જેવો મારો હૈડાકેરો હાર,
આજ કંથ વિજોગે થઇ અળખામણી જેવી મારા બાપતણી મારનાર; ૨
વેરણ થઇ રંડા મુજ વિધાતા જેણે અવળા લખીઆ આંક,
કરણી રે પ્રાપ્ત ભોગવે રે તેમાં વિધાતાનો તે શો વાંક; ૩
લાંચ લઇને બાઇ! તું લખતી હુતી રે તો હું આપતી હુતી સર્વ પહેલું,
મારા સ્વામીરે તજી ગયા જાણતીરે તો માથે મરણ શેં ન લખ્યું વહેલું; ૪

### ઢાળ.

"સ્વપનાં સાચાં નો'યરે સહિયર ! મારી સ્વપનાં સાચાં નોયરે,
એક રાજા કહું તો તે રાજ્ય પામ્યો સ્વપનાંતર મોઝાર;
માથા ઉપર છત્ર ધરે ને નેકી બોલે છડીદાર; ૧
હાથી ઝુલે બારણે ગાડીઘોડા પરમ વિશેક રે,
જાગીને તો જોવા માંડ્યું, તો નહિ નિશાની એક રે; ૨
એક નર ધનીયો તે તો ધન પામ્યો સ્વપનાંતર મોઝાર રે,
વિદેશ તેનાં વહાણ ચાલે વાણોતર સેં ચાર રે; ૩
વેહેવારીઓ બહુ ધન પામ્યો પુરણ પરમ વિશેક રે,
જાગીને રે જોય ત્યારે નવ મળે નિશાની એકે રે; ૪

એક વાંઝીઓ તે પુત્ર પામ્યો સ્વપનાંતર મોઝાર રે,
જાગીને રે જોવા જાય ત્યારે કોનું લાવે બાળ રે? ૫
એક મુરખ હતો તે તો સ્વપનાંતરમાં ભણીઓ વેદ પુરાણ રે,
જાગીને રે જોય ત્યારે મૂળ નામે પાષાણ રે; ૬

## કડવું ૩૪ મું.

ચિત્ર ચાલીને, વાંનો વાળીને, દીવો બાળીને હો,
રંગ ભેળીને, કાજળ પાડીને, ચિત્ર ભેળીને હો; ૧
રંગ ભેળીને; રંગ ભરતીને, ચિત્ર કરતી હો,
લેખણ લાવીને હો કરમાં સાહીને હો; ૨
હવે સ્વર્ગલોક લખાય રે, લખ્યા સ્વર્ગના દેવતાય રે,
સુરલોક લખ્યુંને ભૂર લોક લખ્યું, જનલોક લખ્યા, તપલોક લખ્યા ૩
સપ્તલોક લખ્યા ને વૈકુંઠ લખ્યું, ગુણદેવ લખ્યાને ગાંધર્વ લખ્યા; ૪
"હવે ઓખાબાઇ! ઓરાં તમે આવો ને,
એમાં હોય તિને આવી બોલાવો રે;" ૫
ઓખા: આવી કાગળમાં જુએ રે,
"ઓખા રાતે રાતે લોચન રૂએ રે; ૬
ન હો યે, ન હો યે, ન હો યે રે,
હું તો પરણી તે વર નહોયે રે; ૭
મુને સ્વપનાંતરમાં પરણ્યો રે,
તેનું મુખ તો આ નવ હોય રે; ૮
બાળ, બાળ, મ્હોં નથી ગમતાં રે,
અને રણવગડામાં મે'લો રમતાં રે; ૯
ચિત્રચાલીને, વાનો વાળીને દીવો બાળીને હો. ૧૦
હવે પાતાલ લોક લખાય રે, લખ્યા પાતાલ લોકના રાય રે,
તલાતલ લખ્યું ને પાતાલ લખ્યું,રસાતલ લખ્યું ને અતલ લખ્યું; ૧૧

નાગલોક લખ્યા, ને વાસુકી નાગ લખ્યા, તક્ષક નાગ લખ્યા
ને કાલી નાગ લખ્યા,
શેષ નાગ લખ્યા ને પુંડરીક નાગ લખ્યા ચંડમુંડ લખ્યા,
નાગ સર્વ લખ્યા; ૧૨
"હવે ઓખાબાઇ! ઓરાં તમે આવોને, આમાં હોય તો
આવી બોલાવોને,"
"ઓખા આવી કાગળમાં જુએ રે તે તો રાતે લોચન રૂએ રે; ૧૩
બાળ બાળ બાઈ! તારૂં દર્પ રે, શું સ્વપ્ને પરણી'તી
આવ સાય રે;"
ચિત્ર ચાલીને, વાનો વાળીને, દીવો બાળીને હો૦ ૧૪
હવે મૃત્યુલોક લખાય રે લખ્યા તે મૃત્યુલોકના રાય રે,
અજમેર લખ્યું, અલિહાર લખ્યું, કામરૂ દેશ લખ્યો,
મુલતાન લખ્યો; ૧૫
ખુરાસાન લખ્યો ને બંગાલ લખ્યો, એકમુખા લખ્યા,
અષ્ટમુખા લખ્યા,
શ્વાનમુખ લખ્યા, ખરમુખ લખ્યા, લખી વનસ્પતિ અઢાર રે,
ઓખાબાઇ જુઓ ભરથાર રે; ૧૬
"બાઇ! કાગળીઆં લખ્યાં તે તારો પાડ રે, હું સ્વપ્નામાં
પરણી આવા ઝાડ રે,"
"બાઈ! ખડીયે તે શાહી મારે ખૂટી રે, મારી લખતાં તે
લેખણ તૂટી રે;" ૧૭
થયા કાગળના અંબાર રે, બાઇ! તુંને નથી લાધ્યો સાર રે;

## કડવું ૩૫ મું

### રાગ સોરઠ.

સોરઠ દેશ સોહામણો રે મુજને જોવાના કોડ,
રત્નાકરને ગોમતી, રાય જે જે શ્રીરણછોડ; ૧
સોરઠ દેશ રૂડો નવ જોયો રે, નવ ચઢ્યા ગઢ ગિરનાર રે,
નવ નાહ્યાં ગોમતીમાં જન તેનો અફળ ગયો અવતાર રે; ૨
સોરઠ સુઘડમાં નવા નવારે નિત્ય નિત્ય કહીએ જે વેવાર રે,
...... ...... ...... ...... ; ૩

### ઢાલ.

"મેં આજ સ્વપ્નામાં દીઠી સોરઠીઆંની જાન જો,
મેં તો જાણ્યું જાદવરાય આવ્યા પરણવાને જો; ૪
મેં તો આજ સ્વપ્નામાં દીઠાં ગોમતીના તીર રે,
શ્રી હલધરજીના વીર પરણુતા મારે ઘેર રે; ૫
મેં તો આજ સ્વપ્નામાં દીઠો સુંદર વર ભરથાર રે,
તેમાં અડધાં ઊંઘતાં ને અડધાં અમે જાગતાં રે; ૬

## કડવું ૩૬ મું

ચિત્ર ચાલીને, વાનો વાલીને, દીવો બાળીને હો૦
હવે સોરઠ દેશ લખાય રે, લખ્યા સોરઠ દેશના રાય રે; ૧
લખ્યું લખ્યું તે નગર દ્વારકાંય રે,
કોટ કોશિશ કાંગરે નંગ ઝળકે રે, મંદિર માળાએ મોતીની
સેરો લલકે રે,
લખી યાદવની રાજધાની રે જેની શોભા સૂર્ય સમાન રે; ૨
લખ્યો યાદવનો પરિવાર રે ઉગ્રસેન વસુદેવ સાર રે,
ઓખા આવી જુઓ ભરથાર રે ઓખાને નેત્રે વહે જલધાર રે; ૩

ઓખા આવી કાગળમાં જુએરે ઓખા રાતે રાતે લોચને રૂએ રે,
"બાઈ તિનાં ઇંધાણુ કાંઇ મળીઆં રે આતો ધરડા
લખ્યા એને માથે પલીઆં રે; ૪

એને માથે મુગટ કુંડલ કાને, એવા જો જો ભગવાન રે,
બાઈ! તિના સરખું રૂપ સરખા ચાળા રે, મારા નાથજી
ગોરા ને આતો કાળા; ૫

આને વડસસરો સહુ કહેતા રે જ્યારે પરણી ત્યારે ચોરી
સાહીને રહેતા રે,"
લખ્યા કૃષ્ણના કુમાર રે, એક લાખ એકસાઠ હજાર રે; ૬

એથી આગળ કહેવાય રે આવીને જુઓ લખાય રે,
"આતો રીંછડીના બાળ એને માથે મોટા વાળ રે; ૭
એના કુળમાં મારો કંથ રે જેના ધાવણુના છે દંત રે,
તે તો રૂપાળો ને મીઠી વાણી ઉચરે રે તેને મુખે નહોતી મૂછ રે; ૮

પછી લખીઆ પ્રદ્યુમ્ન રે, ઓખા કાંઇક માન્યું મન રે,
'જાણું કે ના જાણ્યું હોય રે, મુને પરણ્યો તે વર ન હોય રે; ૯

આને સગો સસરો કહેતી હું પરણી ત્યારે ચોરી સાહીને રે'તી"(?)
એમ કહીને અનિરૂદ્ધ લખીયા ક્ષણુ ન લાગી વાર રે,
કરી મરકલડું ને ઉભી રહી બાઇ! એ મારો ભરથાર રે. ૧૦

## કડવું ૩૭ મું

ચિત્રલેખાના હાથમાંથી પેલું પુતળું લખ્યું'તું જેહ,
ઓખા બાઇએ પ્રેમ આણીને ખુંચી લીધું તેહ; ૧
કરમાં લઇને કામિની બહુ દે છે આલિંગન,
"માળીઆમાં મૂકીને ચાલીયા મારા પ્રાણજીવન; ૨
'પહેલી વાર તો તમો રે મુજને ગયા માળીઆમાં મૂકી,
ઓલી વારના નહિ જવા દઉં પહેલી વાર હું ચૂકી; ૩

આ વારના નહિ જવા દઉં ઝાલ્યો છે મેં છેડો,
મારા પિઉડા! પરવશે તો મુજને સાથે તેડો;" ૪
ચિત્રલેખા કહે છે "ઓખા! શા જોડે છે આ જોડો!
પરણ્યો તો પોઢયો દ્વારકામાં આ ચિત્રામણનો ઘોડો. ૫

## કડવું ૩૮ મું

### સાખી રાગ મારૂ.

આપો હો! આણી તે મને આપો હો આણી,
નહિતર મારા કાઢું રે પ્રાણ તેને આપો હો આણી; ૧
મારા પિયુની છે લટકતી ચાલ રે,
મુને પરણી ગયો છે એ કાલ રે; ૨
તેને ટબકું છે જમણે ગાલ રે મુને આણી આપો તે આજ રે,
મેં તો સ્વપ્ને દીઠો છોગાળો રે એની પાપણનો જોયો ચાળો રે;
મારૂં મનડું હર્યું લટકાળે રે મુને આણી આપો તે આજ રે; ૩
પહેર્યાં પીતાંબર પરિધાન રે મુને કહેતો ગયો નામ રે,
તો કયાંથી સરે મારાં કામ રે તેને મુને આણી આપો આજ રે; ૪
જેના ખીટળિયાળા કેશ રે ગૌર શાંત તિલક બાળે વેશ રે,
હું તો ફરી કયારે મળીશ તેને રે મને આણી આપો તે આજ રે;" ૫
"મારી બાઇ ત્યાં કોણ જાય રે કાંગરે કાંગરે ચામુંડ રે,
મને મારે હેલામાંય કોહો કયમ પરવરૂં રે." ૬

## કડવું ૩૯ મું

"ચિત્રલેખા! વહેલી વહેલી આવજે રે તું તો મારા મનમાન્યાને
તેડી લાવજે રે,
હાંરે, તું તો દેખીને વર રૂડલો રે રખે પહેરીને બેસતી ચુડલો રે; ૧

હાંરે, જોતી રહું છું તારી વાટડી રે, રખે ઓઢીને બેસતી ઘાટડી રે,"
ચિત્રલેખા કહે, "ઓખા! રાખજે ધીર રે, તે તો મારી માઠીનો
જાયો વીર રે;" ૨
એવું કહીને ચિત્રલેખા ત્યાંથી જાય રે, તે તો વેગે આવી દ્વારકા ગામ રે,
કીધાં કીધાં ગોમતીજીમાં સ્નાન રે ધરીઆં ધરીઆં નારદજીનાં ધ્યાનરે; ૩
નારદજી આવ્યા ચિત્રલેખા જેણે ઠામ રે "કહે બાઇ! કોણ પિતા,
કોણ ગામ રે?
"સ્વામી નારદ! શોણિતપૂર મારૂં ગામ રે, કૌભાણ્ડ તનયા,
ચિત્રલેખા નામ રે; ૪
બાણાસુરની ઓખાને લાધું છે સ્વપન રે, સ્વપ્નાંતરમાં પોઢયો પરણ્યો
પ્રદ્યુમન તન રે,
.........................તેને લેવા આવી છું નારદમુન રે;" ૫

## કડવું ૪૦ મું.

જારે, બાઈ! દ્વારકામાં ઊંઘે બધું ગામ, જાતાં વળતાં
કોય ન લે તારૂં નામ,
તસ્કર વિદ્યા શીખવીને પ્રાણ મેહલ્યો શ્રષ્ટ, તુજને જાતાં
આવતાં ન દેખે દ્દષ્ટ; ૧
×એટલે તો ચક્ર આવ્યું જાણે મારી નાર, નારદ ચક્રને
"કહે સમાચાર,"
ચક્રે મન વિમાસ્યું 'મારૂં' મોટું ભાગ્ય, નારદ સાથે વાત
કરવા કયાંથી પામું લાગ?" ૨
જોતી જોતી ગઇ જ્યાં કૃષ્ણનાં ભુવન, જોતી જોતી ગઇ
જ્યાં પોઢયા પ્રદ્યુમન,

---

× અ અને ઈ માં કડીઓ એકસરખી છે. આ માં આ સ્થળે નવી જુદીજ લીટીઓ છે.

જોતી જોતી ગઇ જ્યાં છે વિરાટનો વીર, સોડ છાલીને
પોઢયો મહાધનુર્વિધા વીર; ૩
જો એહને અહિંયાં જગાડું તો મારા કરે કડકાય,
માથે લીધો ઢોલીઓ ને ઉલટ અંગ ન માય; ૪
જય જગત અંબે, જય અંબે એમ કરતી જાય,
તે નારદે જાતી દીઠી ચિત્રલેખાને ત્યાંય; ૫
નારદ કહે છે ચક્રને, "ઊઠ! રાખ તારૂં ગામ,"
કાલ કાંઇ ચોરી થશે તો લઇશ મારૂં નામ;" ૬
ઓખા બેઠી વાટ જુએ છે મંદિર માળીઆ માંય,
'પેલી ચિત્રલેખા પાપણીને ગઇ તે નાવી આહાંય;' ૭
માથે દીઠો ઢોલીઓ ને ઉલટ અંગ ન માય,
* "ભલે લાવી, ભલે લાવી, બાઈ જગાડું ભરથાર;" ૮

---

* આ ને ઈ માં હથલો છે.
ટોળે મળોને તો તારૂણી આ તારો ભરથારે,
પછી ઓખાએ ચિત્રલેખાને આપ્યા સોળ શણગારરે.

પછી ઈ માં નવું કડવું છે (સરખાવો પ્રેમાનંદ) (આ ઉપરનું કડવું પણ સરખાવો).

ઓખા કહે છે ચિત્રલેખાને, "બાઇ! તેં આપ્યું પ્રાણદાનજી,
દીપક જાગતો કરીને કન્યા આવી હિંદોળા પાસજી; ૧
સુતા સ્વામી નિદ્રાવશ થઇને હિંદોળા હલાવેજી,
કામ કુંવરને નિદ્રા આશરે સુતા દેખે ને સારૂ લાગેજી; ૨
દુર્ગપંથજી પિયુજી પધાર્યા તો હે સુતા નવ જાગેજી; ૩
અલ્પ રહી છે રાત્રિ હો! રાણા, ઉંઘ તમને શી આવેજી!
સખી! હું તો એમ ઇછું છું કાંઈ કુંભકરણ ઉપાસેજી;"
ઉચ્ચ સ્વરે મધુર વચને જાય બોલાવતી પાસેજી; ૪
ચરણ તલાંસે ઝાંજર વજાડે એ મસે હિંદોલો હલાવેજી,
જીંભાએ બોલે વદન નિહાળે કરતી હાસ્ય વદનજી,
એવામાં અનિરૂદ્ધને થયું છે સ્વપનજી; ૫

## કડવું ૪૧ મું.

ઉઠ્યા પિયુને જગાડીએ નિદ્રામાંથી જગાડીએ,
મન સાથે એવાં બીજીએ બ્રહ્મહત્યા શિર લીજીએ; ૧
ભરથાર પહેલી ભામિની જે અન્ન રાંધીને ખાય,
ઉંઘે મસ્તક અવતરે વાગોળનો અવતાર; ૨
ભરથાર પહેલી ભામિની જે સુએ શય્યા માંય,
આંધળી ચાકરડી અવતરે તે પડે મારગમાંય; ૩
ભરથારનું જે કહ્યું ન માને કરે ત્રેહોડા કંથ,
હડકાઈ કુતરી અવતરે તેને માથે પડશે જંન; ૪
ભરથારનું જે કહ્યું ન માને આપ મતમાં જે નારી,
તે તો નારી અવતરે કાંઇ બિલાડી માંજારી; ૫
"અરે બાઇ! જોતાં જોતાં તું તો બોલે છે આપ,
પિયુ પોઢ્યા હોય પારણેને કરડવા આવે છે સાપ." ૬

## કડવું ૪૨ મું.

ઓખા કહે છે, "ચિત્રલેખાને હવે ન બોલીશ આડું,
તું કહે તો પિયુને મારા પગ ચાંપીને જગાડું;" ૧
"રે, બાઇ! આકળી, ઉતાવળી શું થાય અપાર,
મોટાનો કુંવર એ હશે પાસે કાંઇ હથિયાર;" ૨

---

કોઈક નારી મુજને લાવી છે કરી હિંદોળો હરણજી,
એકાંતે મુજને સાથ એને કરવું છે પાણિગ્રહણજી; ૬
તેનો પિતા મુજને બાંધે છે હાક ચોદિશ વાગેજી,
તેના જોધા સહુ હોકારા કરે છે તેની ગગન ગાજેજી; ૭

ઉથલો.

અનિરૂદ્ધને સપનાંતર લાધ્યું ચિત્રલેખા તે બોલતી વચનરે,
આ શા ઉદ્યમ તમે કરો છો એ છે કૃષ્ણનો તનરે.

ઓશિકે આવી જુએ તો મોટી એક ગદાય,
ઉપાડીને હેઠે મૂકી ઓખા ચાંપે પાય; ૩
(એટલે અનિરૂદ્ધ જાગીઆ માલીયે ત્યાં દીઠું વિપરીત,
ઓખા દેખી માળીઆમાં થઈ રહ્યો ભયભીત; ૪
હસતી, ખસતી ઓખા રહી અલગી હાકી ઊઠયો અસુર,
અનિરૂદ્ધ ગાભરો થઇને બેઠો, "ક્યાં આવ્યો છું હુંય ? ૫
હિંદાળો તો મારો ખરો પણ નહિ આ મેડી મારી,
દાસી મારી નથી દીસતી આ બે કોણ કુંવારી ?" ૬
ચિત્રલેખા પરહરીને બોલી નિજ મસ્તક નામી,
"હું તમને હરી લાવી છું ક્રોધ ન કરશો સ્વામી; ૭
આ કુંવરી છે બાણાસુરની ઓખા એતું નામ,
એને પરણાવવા લાવી છું સુંદર વર સુજાણ; ૮
એવું વાયક બોલી વિધાતા બોલી મસ્તક નામી,
સહીઅર મારી છે કુંવારી તમે છો સ્વામી; ૯
એવે અનિરૂદ્ધ વચન બોલ્યો આપ કરીને રીસ,
'શું કરૂં મારૂં ખડગ નથી નહિતર છેદું બેનાં શીષ.' ૧૦

## કડવું ૪૩ મું.

મહા બળીઓ જાગ્યો તે બળનો નાવે પાર,
હડડુ હાક મારી ને તેણે કીધો ત્યાં હોકાર; ૧
"ડળક ડળક ડાબલાં વાજે ઠામો ઠામ,
ન હોયરે, ન હોયરે, મારા બાપજીનું ગામ; ૨
દ્વારકામાં વસે છે તે સર્વે વૈષ્ણવજન,
અહોરાત્રિ બેઠા બેઠા તે કરે છે કિર્તન; ૩
અહિંયાં લાદકેરા ચરડકા હોય રે અપાર,
ભૂત, ભૈરવ, જોગણી, અસુર કેરી હોયે નાર; ૪

ડાકણીને શાકણી હોયે મોટી બલાય,"
ચિત્રલેખા વેગે આવી "કેહેતી ખમા ખમાય," ૫

## કડવું ૪૮ મું.

જાગ્યા જાગ્યા રે જાદવરાય જુવતીની પેર દેખે,
અસુર દૈત્યના માળીઆં રે; ૧
નોય અમારી નગરી રે નોય અમારૂં ગામ રે,
નોય કનકની દ્વારકાં રે; ૨

---

ઈ. વધારાનું કડવું. (પૂર્વે આપ્યાં છે તેવું ક્ષેપક લાગે છે. પ્રેમાનંદ ઉપરથી કદાચ ઉમેરો કર્યો હોય ત્રણ પ્રતો સરખાવતાં લહીઆએ મનસ્વી વધારા ઘટાડા કર્યાં છે એ સ્પષ્ટ છે).

અનિરૂદ્ધ જાગીને ભુવન વિચારાં દેખે, વિચિત્ર કન્યા આલેખે,
કોણ કારણ અમને અહિયાં લાવીઆં હો; ૧
ચિત્રલેખા બોલી વાણી, "તમને લાવીછું જાણી,
ઓખાને કરો પટરાણી પરણવાને સુંદર વરને લાવીઆં હો;" ૨
"તમે બે નારી ધન્ય દીસો છો કુંવારી કન્યા પરણું,
તો થાયે અન્યાય કેમ પરણું અસુરની નંદનીરે;" ૩

### કડવું ૨ જું.

'તમે ડાહ્યા છો તે બેશી રો'ને પરાક્રમ સર્વે જાણું,
વરવાની જે વાત કરૂં તો લાગશે દુભાણું; ૧
કુબ્જા પેલી રાંટી હુંટી, કંસ ઘેર ભરતી પાણીરે,
તેના મનમાં ગમે તે કરી બેસાડી પટરાણી; ૨
નરકાસુરને મારીને ઘેર સોળ સહસ્ર લાવ્યા ઘરણી,
તારા સમજો, તારા બાપને નથી એકે પરણી; ૩
તારી માને જેને લાવ્યા બંધવને બંધાવી,
પેલી જાંબુવતી રીંછડીને માનીતી કહી બોલાવી; ૪
તે કરતાં શેં ભુંડી છે આ બાણરાયની કન્યા,
તેને ભઇ પરણતાંમાં જેઓ થાય છે અન્યા; ૫

રણમાં બંણગાં વાગે ને રણતુર ઘણેરાં ગાજે રે,
નાય નાય શંખ શબ્દ સોહામણા રે; ૩
આંગણે આપણે વાડી આવી રમતા દા'ડી દા'ડી રે,
શા માટે રત્નાકર નથી ગાજતો રે; ૪
કોઇ રંડા લાવી રે મારી દ્વારકા છંડાવી રે,
કોઇ રે ભામિનીએ મુને ભોળવ્યો રે; ૫
ચિંત્રલેખાં બોલી આખરે "તમે જોઇએ તો દેજો ગાળરે,
આવ્યા છો આ કન્યા સુખે વરો રે;" ૬
ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાતરે, વળી મુછે નાખી હાથરે,
"જાણી જોઇને જાત્ય ગળીમાં (?) કેમ બોલી રે; ૭
મારો વડવો જુગજીવન ને તેનો પ્રદ્યુમન તનરે,
કુયમ રે પરણું અસુરની દીકરી રે;" ૮
ચિત્રલેખા બોલી વાતરે, "ઢાંકી રહેવા દ્યો તમ જાતરે,
હવડાં વાતો કાઢીશ વડવાની વણી રે; ૯
અલ્યા,તારો વડવો જુગજીવન ને એનો વડવો બલિરાજનરે,
એકવાર બલિરાયે યજ્ઞ માંડીઓ રે; ૧૦
બલિરાય યજ્ઞતણો અધિકારીરે તારો વડવો ભિખારીરે,
સાડાત્રણ ડગલાં માટે કર ઓડીઓ રે; ૧૧
અલ્યા, તારો વડવો દધિ માખણનો ચોર,
ચાર્યો વૃંદાવને ઢોર રે,
ધાવતાં મારી માશી પુતના રે; ૧૨
અલ્યા, અનિરૂદ્ધ તારી ફોઇ, તે અર્જુન શું નાસી ગઇરે,
વડવાની વાતો ઢાંકી રાખીએ રે; ૧૩

---

અનિરૂદ્ધ વલતો કોપીઓ ક્યાં ગઇ ગદાયરે,
તમારા બે જણના મારી કરૂં હવે કટકાયરે; ૬
તમેરે જાણું અહિયાં લાવી કર્યું રે. કપરૂં કામ,
તમને બેને મારી ઉડી જાઉં દ્વારકાં ગામ. ૭

નરકાસુરને મારીરે સોળ સહસ્ર લાવ્યા નારી રે,
વડવે છેતરી શંખને મારીઓ રે; ૧૪
સત્રાજીતને કાજરે મણિ લેવા ગયા મા'રાજરે,
જાંબુવતી રીંછડી લાવ્યા જીતી રે; ૧૫
કુબ્જાની તે પેલી રાણી, કંસ ઘેર ભરતી'તી પાણી રે,
કંસરાયને મારી લાવીઆ રે: ૧૬
ભીમકરાયની કુમારી લાવ્યા હરણ કરી તે નારી,
શિશુપાલ મારી જરાસંધ જીતીઓ રે; ૧૭
તારી રૂક્ષ્મણી વડીઆઈ આવ્યા પંચાણું ક્ષોણી
કટક ચઢાવી રે,
જાતભાત કુલ કોનું જોવા ગયા રે; ૧૮
તું તો બોલી ગયો આડું બોલ્યાનાં ફળ હું દેખાડું,"
ઓશિકે જોઈ ગદા દીઠી નહિ રે; ૧૯
"તમે જાણો છો અહિંયા લાવીને કીધું સવળું કામ રે
તમને મારી ઉડી જાઉં દ્વારકા ગામ રે;" ૨૦
ઓખા ત્યારે થરથર ધ્રૂજી વચમાં આવી આડ રે,
મારા પિયુને હું મનાવું તું લાવી તે તારો પાડ રે. ૨૧

## કડવું ૪૫ મું.

" મારા સોરઠીઆ સુજાણ મળ્યા મને મહેલમાં,
મારા જીવણ પ્રાણાધાર મળ્યા મને મહેલમાં; ૧
મારા શરીરના શણગાર ,, ,,
મારા હૈડાકેરા હાર ,, ,, ૨
મારી સાસુજીના તન ,, ,,
મારો સ્વપ્ને ઝાલ્યો હાથ ,, ,, ૩

રાય! ચાલો, તેડી સાથ મળ્યા મને મહેલમાં,
તમને દાદાજીની આણ " " ૪
રાય! ચાલો તો કાઢું પ્રાણ " " ૫
ચંદ્રવદની ચતુરપણે રે બોલતી મધુર વચન,
પ્રભુ ચંદ્ર ચકોર જેવી પ્રીત રે મન રાખું છું એવી રીત રે; ૬
સાંભળો કંથ, કોડામણા રે મારા પ્રાણજીવન,
હું છું તમારા ચરણુની રેણુકા રે રાંકડી તમારી દાસ; ૭
મને વચન તે ઉમયાએ આપિઉં રે હતું વરશો કૃષ્ણકુલમાં,
જેમ ચક્રવાકી મળે સૂર્યને તેમ એવડી તમારી આશ; ૮
મેં તો કાંકણ પહેરીઉં આ જુઓ મીંઢળ બાંધ્યું હાથ,
... ... ... ... ... ... ... ... ..." ૯
ચાલ જોઇને નાથ ચમકીઓ રે ત્યારે માન્યું અનિરૂદ્ધનું મન,
ત્યારે હસી હસી સન્મુખ જોઈ રહ્યો કાંઈ ન રાખ્યું ભિન્ન; ૧૦
એમ ચતુરપણે વશ કીધલો રે, એનું થયું એકજ મન,
× પ્રેમાનંદ કહે ભલો ભોળવ્યા રે કાંઇ ઓખાએ
અનિરૂદ્ધ જન. ૧૧

## કડવું ૪૬ મું.

ત્યારે અનિરૂદ્ધ બોલ્યા વાણ, સાંભળ સુંદરી રે,
"સહિયર થઇ કાં અજાણ! ઘેલી કોણે કરી રે; ૧
એ અબળાએ નાખ્યા બોલ અમ શું ઉથડી રે,
મારા વડવાની શાને વાત કહાડીને વડી રે;" ૨
ત્યારે ઓખા બોલી વાણ, એ છે દાસલડી રે,
છે કોભાંડની કન્યાય પગની એતો ખાસડી રે;" ૩

× કાવ્યદોહન પ્રેમાનંદના ઓખાહરણમાં નથી. તેમજ અ પ્રતમાં પણ કડી-૫ પછીની કડીઓ નથી.

ત્યારે અનિરૂદ્ધ બોલ્યા વાણ, હવે હું તને વરૂં રે,
મને મહેણાં દીધાં તે સાર તેહનું વેર વળ્યું;" ૪
ચિત્રલેખા બોલી વાણ, 'ગાળો દીધી સહી,
તમે બે થયાં છો એક, પરણાવું નહિ; ૫
પરણાવ્યાની મેર મેં સઘળી લહી,
મુને મળ્યા નારદ મુન વિદ્યા શીખવી કહી;" ૬
"તોકે દેલી થાને વાર હવે તો શાની?
માળીઆંમાં પરણાવ, રાજકુંવરી નાની." ૭

## કડવું ૪૭ મું.

માળીઆમાં મિથ્યા અગ્નિ પ્રગટ કીધા રે,
માળીઆમાં દેવતાને સાક્ષી દીધા રે;
માળીઆમાં હેમકલશ ચોરી ચિતરાય રે— માળીયા૦ ૧
શાશાં મંગલ વરતાય રે પહેલે મંગલ આપ્યાં
અશ્વનાં દાન રે, દાન લે છે કૃષ્ણનો તન રે;—માળીઆ૦ ૨
બીજું મંગલ વરતાય રે બીજે મંગલ
હસ્તીનાં દાન અપાય રે,
ત્રીજું મંગલ વરતાય રે ચિત્રલેખા આપે
કરની મુદ્રિકાય રે;—માળીયા. ૩
ચોથું મંગલ વરતાય રે ચોથે મંગલ કુંચી
સહિત ભંડાર રે,
સમેવર્તે સાવધાન રે, ચિત્રલેખા આપે
કન્યાદાન રે;—માળીઆ૦ ૪
માળીઆમાં આરોગ્યા કંસાર રે માળીઆમાં
વર્ત્યો જેજેકાર રે,

રાય! ચાલો, તેડો સાથ મળ્યા મને મહેલમાં,
તમને દાદાજીની આણ ,, ,, ૪
રાય! ચાલો તો કાઢું પ્રાણ ,, ,, ૫
ચંદ્રવદની ચતુરપણે રે બોલતી મધુર વચન,
"પ્રભુ ચંદ્ર ચકોર જેવી પ્રીત રે મન રાખું છું એવી રીત રે; ૬
સાંભળો કંથ, કોડામણા રે મારા પ્રાણજીવન,
હું છું તમારા ચરણની રેણુકા રે રાંકડી તમારી દાસ; ૭
મને વચન તે ઉમયાએ આપિઉં રે હતું વરશો કૃષ્ણકુલમાં,
જયમ ચક્રવાકી મળે સૂર્યને તેમ એવડી તમારી આશ; ૮
મેં તો કાંકણ પહેરીઉં આ જુઓ મીંઢળ બાંધ્યું હાથ,
... ... ... ... ... ... ... ... ..." ૯
ચાલ જોઇને નાથ ચમકીઓ રે ત્યારે માન્યું અનિરૂદ્ધનું મન,
ત્યારે હસી હસી સન્મુખ જોઈ રહ્યો કાંઈ ન રાખ્યું ભિન્ન; ૧૦
એમ ચતુરપણે વશ કીધલો રે, એનું થયું એકજ મન,
× પ્રેમાનંદ કહે ભલો ભોળવ્યા રે કાંઇ ઓખાએ
અનિરૂદ્ધ જન. ૧૧

## કડવું ૪૬ મું.

ત્યારે અનિરૂદ્ધ બોલ્યા વાણ, સાંભળ સુંદરી રે,
"સહિયર થઇ કાં અજાણ! ઘેલી કોણે કરી રે; ૧
એ અબળાએ નાખ્યા બોલ અમ શું ઉથડી રે,
મારા વડવાની શાને વાત કહાડીને વઢી રે;" ૨
ત્યારે ઓખા બોલી વાણ, એ છે દાસલડી રે,
છે કોભાંડની કન્યાય પગની એતો ખાસડી રે;" ૩

× કાવ્યદોહન પ્રેમાનંદના ઓખાહરણમાં નથી. તેમજ अ પ્રતમાં પણ કડી-૫ પછીની કડીઓ નથી.

ત્યારે અનિરૂદ્ધ બોલ્યા વાણ, હવે હું તને વરૂં રે,
મને મહેણાં દીધાં તે સાર તેહનું વેર વળ્યું;" ૪
ચિત્રલેખા બોલી વાણ, 'ગાળો દીધી સહી,
તમે બે થયાં છો એક, પરણાવું નહિ; ૫
પરણાવ્યાની મેર મેં સઘળી લહી,
મુને મળ્યા નારદ મુન વિદ્યા શીખવી કહી;" ૬
"તોફ દેવી થાને વાર હવે તો શાની?
માળીઆંમાં પરણાવ, રાજકુંવરી નાની." ૭

## કડવું ૪૭ મું.

માળીઆમાં મિથ્યા અગ્નિ પ્રગટ કીધા રે,
માળીઆમાં દેવતાને સાક્ષી દીધા રે;
માળીઆમાં હેમકલશ ચોરી ચિતરાય રે— માલીયા૦ ૧
શાશાં મંગલ વરતાય રે પહેલે મંગલ આપ્યાં
અશ્વનાં દાન રે, દાન લે છે કૃષ્ણનો તન રે;—માળીઆ૦ ૨
બીજું મંગલ વરતાય રે બીજે મંગલ
હસ્તીનાં દાન અપાય રે,
ત્રીજું મંગલ વરતાય રે ચિત્રલેખા આપે
કરની મુદ્રિકાય રે;—માળીયા. ૩
ચોથું મંગલ વરતાય રે ચોથે મંગલ કુંચી
સહિત ભંડાર રે,
સમેવર્તે સાવધાન રે, ચિત્રલેખા આપે
કન્યાદાન રે;—માળીઆ૦ ૪
માળીઆમાં આરોગ્યા કંસાર રે માળીઆમાં
વર્ત્યો જેજેકાર રે,

અનિરૂદ્ધ પરણી ઉઠયા રે દેવ સાતે ચે
મેહે ત્રુઠયા રે.*—માળીઆ. ૫

---

* ઈમાં જુદું છે—

બ્રહ્માભાવે કવીશ્વર વર્ણો રે બ્રહ્મા આચાર્ય થઈ બેઠા રે,
કોઇએ નવ જાણ્યું ક્યાંથી પેઠા રે, ૨

કીધો ગાંધર્વ વિવાહરે તેણે મન અતિ વાધ્યો અતિ ઉછાહરે; ૩

બ્રહ્મા કરે છે વેદ ગાનરે સમે વર્તે સાવધાનરે,
મધુપર્ક કારજ કીધુંરે વસ્ત્ર અંતરપટ દીધું રે; ૪

વરમાળા આરોપી કંઠરે પાડી પટોળે ગંઠરે,
માનુની મંગળ ગાયરે નારદ તુંબરૂ વાયરે; ૫

ઓખા વરને નિહાળે રે મેષાન્મેષજ ત્યાં ચાલેરે,
માંહો માંહે મરકલડા કરી જોયરે અનિરૂદ્ધને ત્રિભુવન મોહેરે; ૬

બેસાડયાં જોડાજોડ રે પોત્યા છે બહુના કોડરે,
અગ્નિમાં ઘૃત હોમાયરે પહેલું મંગલ ત્યાં વરતાયરે; ૭

પહેલે મંગળ શાં શાં દાન અપાયરે પહેલે મંગળ આપ્યાં છે મેઘલી દાનરે,
ત્યાં તો બીજું મંગલ વરતાયરે બીજે મંગલે શાં શાં દાન અપાયરે; ૮

બીજે મંગલ આપ્યાં છે વસ્ત્ર દાનરે ત્રીજું મંગલ વરતાયરે,
ચિત્રલેખા આપે છે કર મુદ્રિકારે ચોથું મંગલ વરતાયરે; ૯

ચોથે મંગલ આપ્યાં છે કન્યાદાનરે એમ મંગલ વરત્યાં છે ચારરે,
માળીઆમાં આરોગ્યાં કંસારરે હાંરે કન્યા જમે વરને જમાડેરે;
હાંરે બ્રહ્મા કૌતુક વચને હસાવેરે; ૧૦

કંસાર આરોગ્યા રૂડી રીતેરે, સુધા આચમન કર્યા પ્રીતેરે,
બ્રહ્મા દે છે આશીરવાદરે વરકન્યાનો રૂડો સાથરે; ૧૧

ચિરંજીવ રહેજો બેની જોડીરે ઓખા! તું તો સુંદર વરને પામીરે,
હાંરે એનો દાદો ત્રિભુવનનો સ્વામીરે ઓખા! તું તો રૂડા વરને પામીરે; ૧૨
હાંરે એને છન્નુ લાખ કાકારે જેને વરણવતાં કવીશ્વર થાકયારે,
ચાલ્યા બ્રહ્મા ગગન નિજ ગામરે, નરનારી ક્રીડા કરે છે સુંદર ઠામરે; ૧૩

## કડવું ૪૮ મું.

"તું તો કરેછે પિયુનું જતન રે આવ્યું છે રંક હાથે રતન રે,"
ઓખા અનિરૂદ્ધ ખોળે બેસાડી રે, "તું તો સાંભળ મારી નારી રે; ૧
જયારે તુજને હતું સ્વપન રે ત્યારે મુજને હતું સ્વપન રે,
જાણ્યું પરણ્યો ઓખાની નારી રે" ત્યાંતો બારી રહી
છે ઉઘાડી રે; ૨
પેલા અનુચરે દીઠી નારી હો 'આ શું?' વિપરીત વાત વિચારી રે,
અનુચર વળતા બોલ્યા, "ચાલો રાય કને જૈયે; ૩
એક કહે મોટાંની વાતો જાણો અજાણે કયમ કહીએ,
બીજો કહે તમે જોઈ આવો વળતા આપણ જૈયે; ૪
એવું કહીને કોટ કાંગરે તે ચઢીઆ નિરધાર,
આવીને ઉભા રહ્યા અનિરૂદ્ધ જોણે ઠાર; ૫
"જારે પાપી જા પરો તું જે રહ્યો તે લાભ,
બાણાસુરના માર આગળ તું તો દિસે છે શાધ;" ૬
અનિરૂદ્ધ ખીજી બોલીઓ સબળ નાખી ચીસ,
"જા કહેજે તારા બાણને જે નથી રાખતો બીક;" ૭
જોધા ચાલી આવીઆ બાણાસુર કેરી પાસ,
"પુરૂષ સમાગમ છે રે રાજા માળીઆમાં વાસ; ૮
ચાર લાખ જોધા મોકલ્યા રાય તેણી વાર,
એને લાવો જીવતો કે કરી એને રણઠાર; ૯
ઓખા વળતું એણી પેરે બોલ્યાં "સાંભળ મુજ ભરથાર. ૧૦

---

આ કડવાંની પૂર્વે ત્રણ કડવાં બૃ. કા. કડવું ૨૨, ૨૩, ૨૪ નાં આબેહુબ ઉતારેલાં ઈ માં છે. પછી ૪૮ મું કડવું છે.

કડવું ૫૦ પૂર્વે ઈ માં પ્રેમાનંદનું કડવું દાખલ કરી દીધું છે. "ઓખાને ખોળે લેવાનું" પછી તે એનું નવું કડવું આવે છે.

## કડવું ૪૯ મું.

"મારા પિતાને જાણ થયું ને કટક મોકલ્યું પ્રૌઢ રે,
ચાર લાખ જોધા મોકલીઆ સેના સાગર પૂર રે;
બાલા કયમ વઢશો રે? ૧

"કામિની તુજને શું કહું રે કાલાવાલા તે સર્વે ફોક,
અમે એવું યુદ્ધ કરૂં રે જેમ જુવે સ્વર્ગના લોક;
એમ અમે વઢશું રે? ૨

મારા સ્વામી હાલે હાથ આયુધ ન મળે એક રે,
પાપીઓ બાપ બાણાસુર મૂઢ ન મળે વિવેક રે;"
બાલા કયમ વઢશો રે? ૩

અબલા તુજને શું કહું રે, મારૂં આયુધ ઓસાન રે,
દ્વારતણી એક ભોગલ કાઢી લેશું સહુના પ્રાણરે. ૪

## કડવું ૫૦ મું.

મહા બળીઓ જાગ્યો રે બળનો નાવે પાર,
હકક હાક મારીને ત્યાં કીધો તે હોહોકાર; ૧
શણણણણ ભોગલ મેલી વળતી તે દલમાંય,
જોધા તે નાઠા ચોદિશ રણમાં રહ્યો નહિ તે કોય; ૨
કોઇની છેદી નાસિકા ને કોઇના છેદ્યા ચર્ણ,
કોઇને આંટી વાળી દેતાં કોઇક પામ્યા મર્ણ; ૩
તેમાંથી બે ચાર ઉગર્યાં તે રાજા પાસે જાય,
'શું બેઠા રેં, શું બેઠા રાજા બાણાસુર હો,' રાય; ૪
ત્યાંહાં રણ વિષે તો દેહવટ વાળ્યું યોધા સઘળા માર્યાં,"
સાત લાખ યોદ્ધા લેઈને પ્રધાનને હંકાર્યાં; ૫

નારદ ચાલી આવ્યા જ્યાંહાં બેઠી ઓખાય,
"ઓખા! તું તો સૌભાગ્યવંતી અનિરૂદ્ધ ચિરંજીવી હોય;" ૬
શણ ગાંઠડી તો ઓખાએ બાંધી તેણી વાર;
'હવે જુદ્ધ કરો સુખેથી મુજ પ્રાણના આધાર. ૭

ઢાળ.

એક ભોગળ લીધી સારરે શૈલ્ય સહસ્ર મણનો ભારરે,
તે જાણે પુષ્પનો દામરે એમ કરતો મારામારરે; ૮
કંઇક માર્યા કંઇક ભચડયા, કર્યા કચરઘાણી,
અધમુઆ કીધા કંઇકને તે પડયા માગે છે પાણી; ૯
તેમાંથી બે ચાર ઉગર્યા તે રાજા પાસે જાય,
"શું બેઠા રે, શું બેઠા રાજા તમે બાણાસુર રાય;" ૧૦
બાણાસુર ખીજીને બોલ્યો, "તમે શું રણમાં ચઢીઆ!
તમે આવ્યા શું જીવતા! કાંઇ તેનાથી નવ વઢીઆ;" ૧૧
"શું સાંખીને વઢીએ રાજા નહિ સગો સાણેજો,
ત્યાં લગણ ડગલાં ભરો રાય ઘેર બેઠા શું ખીજો? ૧૨
પ્રધાન કહે છે રાજાને હું કહું કેટલો મર્મ?
એક ભોગળે દસ લાખ માર્યા ખોયો ક્ષત્રિ ધર્મ;" ૧૩
ત્યારે બાણાસુર ખીજી બોલ્યો સાંભળી મારી હાક,
"એણે છોકરે નીચું જોવડાવ્યું ઘસીને વાઢયું નાક;" ૧૪
પ્રધાન કહે રાજાને, "તું શીદ કરે અભિમાન?
અભિમાનના કારણ માટે પાંડવ કાઢયા વન;
અભિમાનના કારણ માટે માર્યો દુર્યોધન; ૧૫
રામે રાવણ રણમાં રોળ્યો અભિમાનના માટે,
વારે વારે હું વારૂં છું અભિમાન કરો શા માટે; ૧૬*

* અહિંથી ઈમાં પાછું પ્રેમાનંદવાળું કડવું 'મારા સ્વામી ચતુર સુજાણ" શરૂ થાય છે.

ગડગડે ત્રાંબાલુ ચઢ્યો બાણાસુર રાય,
બાણાસુર આવ્યો દેખીને થઈ ઓખાને ચિંતાય, ૧૭
ઓખા કહે છે અનિરૂદ્ધને, "રણ આવ્યો મારો તાત,
યોધા સઘળા મારજો, જીવાડજો મારો તાત; ૧૮
પરભોમે વાતો ચાલશે કે મરાવ્યો નિજ બાપ,"
"લાવ્ય, કામિની ગદા મારી હું કરૂં હવે સંગ્રામ; ૧૯

---

મતબાલો મહાલે માલમાં, નહિ ફકર નહિ ફાલમાં; મતબાલો. ૧
જઇ જોયે સંભળાવ્યું સાનમાં, બહુ બલ દિસે છે બાલમાં; મતબાલો. ૨
દશલાખ જેણે દેહવટ વાળ્યા હજી છે વઢવાની ચાહ્યમાં; મતબાલો. ૩
કઠણ વચન સુણી કોપે ભરાણો જ્યમ અગ્નિધૃત રાતમાં; મતબાલો. ૪
રાજ્યમાં જઇને રોકી રાખો નવ નાસે પ્રાતઃકાલમાં; મતબાલો. ૫
વિષયમાં વળગ્યો નહિ થાય અળગો જ્યમ માખી મધજાલમાં; મતબાલો. ૬
એક બાળક બકરીનો કોણ આશરો તમ સરખા વાઘની ફાલમાં; મતબાલો. ૭
બલીઆ છો તો બાંધી લાવો વધાવું રત્નભરી થાલમાં; મતબાલો. ૮
મેં જગત જીત્યું એ નવ જોયું સ્વર્ગ મૃત્યુ પાતાલમાં; મતબાલો. ૯

આ પછી પ્રેમાનંદનું કડવું "હો રે હઠીલા રાણાનું આવે છે." "આવી સેના અસુરની" વિગેરે આવે છે. તેમ મહામાયાનું સ્મરણ પણ આવે છે તે પણ ક્ષેપક લાગે છેઃ—

બ્રહ્માણી રાણી વિશ્વકરાણી, સકલ સમાણી, સર્વાંણી, રૂદ્રાણી રાણી, અક્ષર જાણી, એક વસંતુ કોટિ પરમાણી, ધવલસે પેલની, કુંજર કેલની, કલ્યાણી તું ચતુરક્ષાણી, વેદે જાણી જે પારવતી જુગનતયા, કુંડલી કાયા, જેમતી માયા, જે હિમાચલ ગિરજાયા, સેવક વરણાયા, અસુર હણાયા, હદોભણંતી અંબાયા, વેણ ચલવાયા, મંગલ ગાયા, દેવી સીવરાયા, દુર્ગાયા, માસતવલસંગી, અતિબલ અંગી, નિત્ય નિત્ય જોબન વરંગી, ચંપક દલસંગી, ઉરવરસંગી, ઉરશણગાર ભોરંગી, નમો નમો દલ વાહન ભંગી, દાનવ ભંગી, દોઅંગી, મા ચપલા ચરણી, ચંચલી ચાલિ, નિત્યે તાલી, ભવપ્રજાલિ, વરકેસરવાલી, સૌમ્યભરાલી, વિકટકરાલી, કલ્યાણી, વેપાશલીયાલી, પેટપટાલી, સાતપટાલા, વિવિધ્ય વરણી, અંબા તું અજરામરવરણી, જ્યો જ્યો મા શુભ કરણી, અનિરૂદ્ધને કુશલ કલ્યાણ કરણી.

બીજા કોનો વાંક કશો છે! મારૂં બાણાસુર રાય,"
લેઇ ગદાને ઉંચી મારી બાણાસુરના હૈયામાંય; ૨૦
બાણાસુર પૃથ્વી પડીને ફરીને બેઠો થાય,
જુદ્ધ કરે કેશવનો કુંવર આવ્યો ચૌપટ ધાય; ૨૧

---

## પછીનું કડવું.

મહામાયા રૂપ રચ્યાં રૂદ્રાણી સરસા પીત પીતાંબરા,
ચીર અનોપમ પહેરીઆં ચરણા ચોલી ચંગા; ૧
ઝળહળતી ઝાલ ઝબુકે માતારે, ઝાંઝરનો ઝમકાર,
અઇ (?) માણુક મોતીડે જડયાં ને ઉર એકાવલ હાર; ૨
મા; હિરાચલના ગલે ગલ ચુઆ બહોત રાખડી બંધ,
કસમસતી વેણુ કસુબે સોહિએ જોઇ જાય સોખંડ; ૩
મા; કુમકુમ ચુડી કંકણુ ખલકે ખડે એટલી ખંડ,
કસ્તુરી કેસર કુમકુમ ચસકે દાડમ દોડા દંત; ૪
દંતાલિ દાનવ સંઘારે વળી વસે કૈલાસ,
જુઠાંને છળ કરવા છત્રીસે લીધાં હાથ; ૫
હિમાચલ મેઘ ચઢીને આવ્યા મહામાયા માતંગ,
મા! કાંતિ કોટિ દિનમણીને સર્વાંગ સુંદરીનું અંગ; ૬
માતંગી મહાદેવે દીઠી તેજકલા તેત્રીસ,
આઇને બ્રહ્મા વેદ વખાણે જયો જયો જુગદીશ; ૭
અઠયાસી એંસ જે દેવી ને પંડિત લાગે પાય,
બાણાસુરના મુખમાંથી ઉગાર્યો અનિરૂદ્ધને અંબાયરે; ૮

પછી પ્રેમાનંદનું કડવું. (બંન્યોને બાણે બાંધીયાં) છે. એમ અવર નવર પ્રેમાનંદનાં કડવાં ઈ માં દાખલ થઇ ગયાં છે એટલે એ પ્રતમાં બધાં મળીને કડવાંની સંખ્યા ૮૯ થઇ છે એટલે વિષ્ણુદાસનાં કડવાંની સંખ્યા ૮૯ ગણવાની નથી. હવે પછી પ્રેમાનંદનાં દાખલ થઇ ગયેલાં કડવાંનો નિર્દેશ કરીશું નહિ. વિ'ણુદાસ આદિ કવિનાં કાવ્યોમાં પ્રેમાનંદનો વાર્તા વિસ્તાર દીસતોજ નથી એથી પ્રેમાનંદવાળાં કડવાં વિષ્ણુદાસનાં છે એવી ધૃષ્ટતા અમને અરૂચિકર છે.

બાણાસુર બહુ બાણ મૂકે બળીઓ કેમ જીતાય?
નાગપાશે પછી બાંધી લીધો કૃષ્ણનો કુમાર;
લાવી કારાગ્રહમાં નાખ્યો ક્ષણ ન લાગી વાર; ૨૨
રાય કહે પ્રધાનને કે હવે પામશે મર્ણ,
પછે અનિરૂધે કીધું ત્યાંહે યોગમાયાનું સ્મર્ણ. ૨૩

## કડવું ૫૧ મું.

નારદ ચાલી આવીઆ જહાં બેઠો રે રાજન,
"તમે આવ્યા છો તો કે'તા જાઓ આ તે કોનો તન? ૧
"શ્રી કૃષ્ણકેરો દીકરો નવ લદશ તું એનું નામ,"
નારદ ચાલી આવીઆ અનિરૂદ્ધ જેણે ઠામ; ૨
નારદ કે'છે અનિરૂદ્ધને, "તેં ઉડળ ઘાલ્યો આભ,
અલ્યા! કન્યા વરવા તું આવ્યો મુજને દક્ષણાનો લાભ;" ૩
અનિરૂદ્ધ કે'છે, "હો નારદજી! શું બોલો છો આમ!
કારાગ્રહમાં હું પડ્યો આ દક્ષિણા કેરો ઠામ? ૪
નારદ કે'છે અનિરૂદ્ધને, "તમે આવ્યા હરણ કરવા,
આવાં હરણ તો દાઢિ કરજો કારાગ્રહમાં પડવા; ૫
તારે મન તો જુદ્ધ થયું ને મારે મન તો નાચ,
હવે એવું હું જુધ કરાવું જે બોલું તે સાચ;" ૬
નારદ ત્યાંથી પરવર્યા તે ગયા દ્વારકા માંય,
ગોમતીમાં સ્નાન કરી આવ્યા જ્યાં બેઠા જદુરાય; ૭
શ્રીકૃષ્ણે નારદ આવતા દેખી થરથર ધ્રૂજ્યાં હાડ.
"આ પેલો નારદીઓ આવ્યો કરાવશે વઢવાડ; ૮
સતભામાને કેરે મંદિર જાઓ તો માનું તમારો પાડ,
પહેલાં પારિજાતક માટે તમે કરાવી વઢવાડ; ૯

ક્યમરે આવ્યા? ક્યમરે આવ્યાં! કહોને નારદમુન,"
"સ્વામી! હું જોવા આવ્યો છું કેટલા તમારા તન;" ૧૦
"સભાએ સર્વે કુંવર બેઠા મોક્ષ પ્રદ્યુમન,
અનિરૂદ્ધજી જુતા નથી કહોને નારદમુન;" ૧૧
"શોણિતપુર બાણાસુર રાજા કારાગ્રહમાં તન,"
કૃષ્ણજીએ કહ્યું ન માન્યું "આ તો ઠગ નારદમુન;" ૧૨
નારદજી વાણી બોલીઆ, "શ્રી કૃષ્ણજી તમારો પાડ,"
"ઘરમાં જઇ નારી ભંભેરૂં તો થશે પૂર્ણ વઢવાડ; ૧૩
નારદ ચાલી આવીઆ જ્યાં રૂક્ષમણી કરે ભોજન,
'તમો માતપિતા છો કઠણ હૈયાના, કારાગ્રહમાં તન; ૧૪
મુજ દેખતાં કુમાર માર્યો ધાડે સાદે રોય,
રોતાં રોતાં રામે કહ્યું કે મારે નથી સગું વ્હાલું કોય; ૧૫
ત્યારે મુજને દયા આવી પણ મારૂં તે શું ચાલે,
એકલો હું તે શું કરૂં મને સર્વ આવીને ઝાલે;" ૧૬
રૂક્ષમણી ચાલી આવીઆં જ્યાં બેઠા છે જાદવરાય,
રોષ ભરી ચાલ્યાં આવ્યા જ્યાં બેઠા કૃષ્ણ સભાય; ૧૭
"સ્વામી! સેવકને ભીડ પડે તો અહુઆણા ઉજાઓ,
કુંવર કારાગ્રહમાં પડીઓ વહારે શેં નવ ધાઓ; ૧૮
અમને પરમેશ્વરે પુરૂષ ન સરજ્યાં નારી સરજ્યાં નાથ!
તમે પહેરો કાંચળી ને આયુધ આપો અમ હાથ; ૧૯
અમને આપો આયુધ તો ભૂદર! જઇને ભડીયે,
કુંવરને મહેલાવી આવું રણમાં જઇને વડીએ;" ૨૦
વચને વચને પ્રભુજી કોપ્યા ગરૂડ તેડાવ્યો સાર,
છયાસી જોજન પાંખ ઉપર જાદવ થયા તૈયાર; ૨૧
આવી વાડીમાં ઉતર્યા ભાંગ્યું રાયનું વન,
ગરૂડને આપી આજ્ઞા મૂકાવી લાવો તન. ૨૨

## કડવું પર મું

ગરૂડ ત્યાંથી પરવર્યો એક નદી આવી વિશેક,
ગરૂડે તેમાં ચાંચ બોળી પાણી લીધું શેક; ૧
ત્યાંથી આઘા પરવર્યા મહા ખેરના અંગાર,
પાણી પેલું લીધુંતું તે ત્યાં વાવરીઉં નિરધાર; ૨
ત્યાંથી આઘા પરવર્યા બહુ ભુત ને બહુ પ્રેત,
પાંખે મારી પાડીઆ બહુ કીધા રે અચેત; ૩
ભલું થજો ભગવાનનું જે પુરણ પામ્યા આહાર,
કુંવરને મૂકાવી લાવ્યા જ્યાં છે જુગદાધાર; ૪
ઉદ્ધવ ને અક્રૂર બે હસીઆ ભલા કૃષ્ણના તન,
"રાતમાં શું દોડી આવ્યા પરણ્યા ઉપર મન; ૫
તમે અરે, આવ્યા પરણવા ને નવ લાવ્યા જાન,
અમને પીરસત લાપશી તમે જમતા પકવાન." ૬

## કડવું ૫૩ મું.

"એણી વાતે કુંવર શરમાણો નવ થઇએ,
મારી વાતો તુજને કહું તે રાખ તારા હઇએ; ૧
કુબ્જા પેલી રાંટી ટુટી કંસ ઘેર ભરતી પાણી,
મારા મનમાં જો ગમીતો કરી બેસાડી પટરાણી; ૨
નરકાસુરને મારીને સોળ સહસ્ર લાવ્યો ધરણી,
તારા સમજો મુજને તેમાંથી એકે નથી પરણી; ૩
તારી માને જઇને લાવ્યો બંધવને બંધાવી,
જાંબુવતી રીંછડી તેને માનીતી કહી બોલાવી; ૪
તું તો મારો દીકરો છે ધન્ય તારી માનું પેટ,
આ બીજા સર્વે દીકરા તે જનમ ઊઠી વેઠ; ૫

આપણા તે કુળમાં ચાલ્યું આવ્યું શરમાણા નવ થઇએ,
જો રૂડી કન્યા દેખીએ તો હરણ કરીને લઇએ; ૬
અક્રુર ને ઉદ્ધવ બેહુ હસીઆ ખડખડ મેલ્યા દંત,
તે વળતા સાંભળીને કે'છે, "ધન્ય ધન્ય ભગવંત; ૭
રૂડી શિખામણ દીકરાને દોછો શું ઘનસ્યામ,
તમારા વાદે અમારા શીખશે તો મેલવું પડશે ગામ." ૮

## કડવું ૫૪ મું.

પ્રધાનની પેરે ઉદ્ધવને હરિએ હકાર્યા,
ઉદ્ધવ આવ્યા દૈત્ય સભામાં બાણાસુરે બોલાવ્યા; ૧
"આવ્યા રે કૃષ્ણાગર કેશવ વાડીમાં ઉતરીઆ,
આવ્યારે જાદવના જોધા તરવારે તરવરીઆ; ૨
આવ્યો છે દૈત્યનો કાળજ તું તો પાપી માર્યો,
શ્રીકૃષ્ણ સાથે જુધ કરતામાં તું તો જાઇશ હાર્યો; ૩
ઉદ્ધવ ભણેરે અંધ બાણાસુર તારી આંખો ફુટી,
શ્રીકૃષ્ણ સાથે જુધ કરતાંમાં બાંહો જશે વછૂટી; ૪
ઉદ્ધવ ભણેરે અંધ આ બુદ્ધ કોણે આપી?
સોંપ્ય ઓખા અનિરૂદ્ધને શ્રીકૃષ્ણ ચરણે લાગી;" ૫
દર્પ રૂપ બાણાસુર બોલ્યો, "વિચિત્ર સુણજો ભાઇ;
ઉપાન શિર ઉપર ચઢી બેસે કરે મસ્તક શું વડાઇ; ૬
નીચ જાત જાદવ જાડેજા પીંડારા પરિયાણ,
વૃંદાવનમાં ગાયો ચારી મહિનાં લીધાં દાણ; ૭
છ મહિનાની રાત કરીને નટુઓ થઇને નાચ્યો,
ભરવાડાંની ગાયો ચારી માંગી પીતો છાસો; ૮

આટલારે દહાડા સેવક થઇને પરઘેર ભરીઉં પેટ,
આજ માંરી કન્યા ઇચ્છે છે જુઓ દૈવની વેઠ; ૯
જા કરવું હોય તે કરી લેજે વળીરે વહાણા માંય,"
ઉદ્ધવ ચાલી આવીઆ શ્રીકૃષ્ણ બેઠા જ્યાંય; ૧૦
"સ્વામી ! તમને બાણાસુર તેડે લઈ ઘણેરી જાન,
તમારે જમવાને કાજે કરાવ્યાં છે. પકવાન; ૧૧
કહ્યું તમારૂં નહિ માન્યું મુજને છે વિશ્વાસ,
સૈન્ય લઇ બાણાસુર આવ્યો જુધ કરવા તમ પાસ. ૧૨

## કડવું ૫૫ મું

નગર પડો વજાડાવીઓ રાજાએ વજડાવ્યાં નિશાન,
ગામ ગોદરે ચાલી આવ્યો બાણાસુર બલવાન; ૧
હયદલ, રગદલ, મેદલ, પાદલ સૈન્ય ચાલ્યું જાય,
સૈન્ય જોયું જાદવનું ને દીઠા જાદવરાય; ૨
કૌભાણ્ડને પ્રદ્યુમન વઢે રણ બાણાસુર ભગવાન,
વઢતાં વઢતાં રાજાને તો આવ્યું છે અભિમાન; ૩

### રાગ સિંધુડો

જા, પરો જા, છોકરા નંદના અલ્યા ! વઢવાને તું મોરી પાસ આવ્યો,
હાથ હજારની બાથમાં કાં મરે ? મારી દૃષ્ટેથી નહિ જાય ફાવ્યો; ૧
વૃંદા તે વનમાં ગાવડી ચારતો, પરનારી કેરાં તું ચિર હરતો,
દાણ લે દહીંતણાં નામ ગોવાલીઓ, અલ્યા ! પરઘેર રહીને પેટ ભરતો; ૨
સાંગ શ્રીસૂર્યની, નેત્ર ત્રિશૂલનું, માહરા હાથમાં, તે, રે, ઝલકે,
ડોલે છે દેવતા, ધરણી ધ્રૂજે વળી, જોને તું જોને તું શેષ સળકે." ૩

## કડવું ૫૬ મું.

એવું કહેતાં કોપે ચઢીઆ સ્વામી દેવ મોરાર,
બાણાસુરના હાથ વાઢીઆ ક્ષણું ન લાગી વાર; ૧
નારદ ચાલી આવીઆ જ્યાં બાણાસુરની માય,
"તારા કુંવરના હાથ વઢાઢે કહો વલે શી થાય;" ૨
વસ્ત્ર કાઢી, નગ્ન થઇને ચાલી તે રણમાંય,
વસ્ત્ર વિના વેવાણ આવ્યાં લાજ્યા શ્રી જદુરાય; ૩
મેરૂ જેવડું માથું તેનું તાડ જેવા પાય,
કૃષ્ણ સામી આવી તે તો લાગી સ્તુતિ કરવાય. ૪
રાક્ષસી કે'વા લાગી, "સાંભળો દીનના નાથ!
મારે કાજે રાખજો એક મુસ્તક ને ચાર હાથ; ૫
પછી કૃષ્ણે ચક્ર મૂક્યું ક્ષણ ન લાગી વાર,
કર સઘળા તે છેદી નાખ્યા રાખ્યા વળતા ચાર; ૬
શોણિતની તે નદી વહી છે સહસ્ત્ર કેરે ધાય,
બાણાસુર તે પછી લાગ પામી કૈલાસ નાસી જાય. ૭

## કડવું ૫૭ મું.

મહાદેવજીની સેના ચાલી કહેતાં નાવે પાર,
ભૂત પ્રેત ને ડાકણ શાકણ ચેટક ચીસો પાડે; ૧
લાંબા કાનની ભૈરવીને ધાડે ધાડે ત્રાડે,
ભૂત પ્રેત આવ્યું અરભડીને જોતાં વાર ન લગાડે; ૨
"અલ્યા, કૃષ્ણ નામ ધરાવીને તું ચાલ્યો છલભેદ,
જન્મારો એમ ગયો છે તારો વાણી બોલ્યા એમ વેદ;" ૩
"તમે ડાહ્યાં છો તે છાના રહોને પ્રાક્રમ શિવ! હું જાણું,
ભીલડી રૂપ પાર્વતીએ ધર્યું હઇડે ના રાખી ધીર; ૪

આપ જો ડાહ્યા હઇએ તો બીજાને કહીએ,"
મહાદેવજીને મહેણું દીધું મહાદુઃખ લાગ્યું હૈયે; ૫
કોપ કરીને અગ્ન્યાસ્ત્ર મેલ્યું હરિએ અગ્નિ છાંટયો ત્યારે,
મહાદેવે પરવતાસ્ત્ર મેલ્યું પર્વત દોડ્યા જાય;
ભગવાને વજ્રાસ્ત્ર મેલ્યું પર્વત ચુરણ થાય; ૬
મહાદેવે નાગાસ્ત્ર મેલ્યું નાગ દોડ્યા જાય,
ગોવિંદે ગરૂડાસ્ત્ર મેલ્યું નાગ વીણી ખાય; ૭
કોપ કરી ત્રિશૂલ મેલ્યું શિવે રણમાં જ્યાંહે,
ભગવાને તો ચક્ર મેલ્યું અગ્નિ ઊઠયો ત્યારે; ૮
ચક્ર ને ત્રિશૂલ વઢે છે રણ અગ્નિના ભડકાય,
વઢતાં વઢતાં ગગને ગયા બળવા લાગ્યા દેવતાય; ૯
મહાદેવે તાવ મોકલ્યો જાદવ ઉપર જાય,
જાદવ સહુને તાવ ચઢયો ત્યારે કોપ્યા જાદવરાય; ૧૦
ભગવાને તાપ ઉપજાવીઓ એકાંતરીઓ તાવ,
તાવ તાવ સઘળા વઢે જુધ જોવા સરખું થાય; ૧૧
લડે ને લોટે લડથડે ભૂંઇ પડે ને બેઠો થાય,
શીતજ્વર ને પીતજ્વર મહિં કૃષ્ણજ્વર કહેવાય; ૧૨
પૃથ્વી થઇ છે આકળી તે બ્રહ્મા પાસે ગઇ તતકાળ,
મહાદેવજી શ્રીકૃષ્ણ વઢે છે હું જાઉં છું રસાતાળ. ૧૩

## કડવું ૫૮ મું

બ્રહ્માજી વચમાં આવીયા "દુઃખ ભાંગીએ રે,
તમે વઢતા રોહો ભગવાન્ મળ્યાં મન માનીએ રે; ૧
કોણ બ્રહ્મા! કોણ વિષ્ણુજી! દુઃખ ભાંગીએ રે,
કોણ કહીએ મહાદેવ! મળ્યાં મન માનીએ રે; ૨

એક રૂપ શરીર એક આતમા દુઃખ ભાંગીએ રે,
આપણ બેહુમાં શી વઢવાડ મળ્યાં મન માનીએ રે;" ૩

બાણાસુર લાગ્યો પાય, દુઃખ ભાંગીએ રે,
"મેં તો નવ જાણ્યું ભગવાન મળ્યાં મન માનીએ રે; ૪

હવે મંદિર મારે આવજો દુઃખ ભાંગીએ રે,
હું તો દેઉં કન્યાદાન મળ્યાં મન માનીએ રે; ૫

ચતુર્ભુજ રાજ્ય કરો દુઃખ ભાંગીએ રે,
કર્યું પોતાના સરખું રૂપ મળ્યાં મન માનીએ રે. ૬

## કડવું ૫૯ મું.

ગરૂડને આપી આજ્ઞા તે અમૃત લાવ્યો સાર,
અમૃત છાંટી સૈન્ય ઉઠાડયું વર્ત્યો જેજેકાર; ૧

પેલા તાવ વાણી બોલીઆ, "કંહિ રહેવા આપો ઠામ,"
અજ્ઞાન ને અધરમીને ઘેર આપ્યો તુંને વિશ્રામ; ૨

ઓખાહરણ જે સાંભળે તેનો તરિયો તાવ તે જાય,
આજ્ઞા મારી તું લોપે તો શતધા કડકા થાય;" ૩

પછી જાનીવાસે જાન લઇને આવ્યા તે જદુરાય,
પછી પારવતીનાં પિયેરને નોતરાં કહેવાય. ૪

## કડવું ૬૦ મું.

પારવતીનાં પિયેરને નોતરડાં રે,
બેસણાં રૂડાં લાવજો પાથરણાં રે; ૧

તેડાવોને ઉદયાચલ અસ્તાચલ તેડાવો રે,
વરરાયને નહાવણ થાય પીઠી ચોળાયં રે; ૨

## કડવું ૬૧ મું.

(સરખાવો પ્રેમાનંદ કડવું ૪૨, ૪૩. બૃ. કા. દો.)

શ્રીકૃષ્ણકેરી ધરણી ન નિદ્રાએ પહોડશો રે,
અનિરૂદ્ધને તેલ સિંચારો કે રૂક્ષ્મણી જાગવું રે; ૧
બલભદ્ર કેરી ધરણી ન નિદ્રાયે પહોડશો રે,
અનિરૂદ્ધને તેલ સિંચારો કે રેવંતી જાગવું રે; ૨
પ્રદ્યુમન કેરી ધરણી નિદ્રાએ ન પહોડશો રે,
અનિરૂદ્ધને તેલ સિંચારો કે રતિરાણી જાગવું રે; ૩
બ્રહ્મા કેરી ધરણી નિદ્રાએ ન પહોડશો રે,
અનિરૂદ્ધને તેલ સિંચારો કે બ્રહ્માણી જાગવું રે; ૪
સૂર્યકેરી ધરણી નિદ્રાએ ન પહોડશો રે,
અનિરૂદ્ધને તેલ સિંચારો કે સૂર્યાણી જાગવું રે; ૫
બાણાસુરની ધરણી નિદ્રાએ ન પહોડશો રે,
ઓખાબાઇને તેલ સિંચારો કે રૂપવતી જાગવું રે; ૬
કૈલાંડ કેરી ધરણી નિદ્રાએ ન પહોડશો રે,
ઓખાબાઇને તેલ સિંચારો કે પારવતી જાગવું રે; ૭
ગણપત્ય કેરી નાર નિદ્રાએ ન પહોડશો રે,
ઓખાબાઇને તેલ સિંચારો કે સિદ્ધિ બુદ્ધિ જાગવું રે. ૮

## કડવું ૬૨ મું.

હલહલ હાથિણી શણગારીરે તે ઉપર રત્નજડિત અંબાડી રે,
તે ઉપર અનિરૂદ્ધજીની માડી રે પહેરેણ પહેરી છે રે સાડીરે; ૧
માથે તો મોડ ભમરીએ ઝલકેરે હાથમાં તો રૂડો રામણદીવો
લળકે રે,
સાતપાન, શ્રીરૂપ, સોપારી પોશમાં રે, ટબકું દીધું છે વરને
ગાલે રે; ૨

વરરાજા થયા અસવાર રે આવી અંતરીક્ષથી ઘોડી ઉતરી રે,
તેને પૂજ્યે કુંકુમ ફુલ ચંચલ ચરણે ચાલતી રે; ૩
ઘોડીનું કોય ન કળી શકે મૂલ અનિરૂદ્ધજીની ઘોડલી. ૪

મોહરડે મોતી જડ્યાં, મણિ તેનાં હિરેજડિત પલાણું રે,
ચનક ચનક નાચતી રે ઘોડીનું પાંચ કલ્યાણી નામ રે;
અનિરૂદ્ધજીની૦ ૫

સ્ફટિકનાં એ પેગડાંમાંહે પાયે ધરિયાં પલાણુ રે,
તેની શોભા શી કહુ રે ઘોડીને પરવાળાંનાં પલાણ રે;
અનિરૂદ્ધજીની૦ ૬

સનકાદિક શિરછત્ર ધરે રે માંહિ ઉદ્ધવ ચમર ઢાળે રે,
અક્રૂર છત્ર ધરી રહ્યા રે આગળ વેદ ભણે બ્રહ્માય રે;
અનિરૂદ્ધજીની૦ ૭

ચંદ્રસૂરજ ત્યાં ઝગમગ્યા નારદ તુંબરૂ વાય રે,
દેવ દુંદુભિ ગરગડે રે આગળ ઇન્દ્ર રહ્યા છડીદાર રે;
અનિરૂદ્ધજીની૦ ૮

રાજાએ નગર સોહાવીઉં રે કીધ ભલી શણગારી વાટ રે,
પવન પતાકા ઝળહળે રે ભલાં નગર સોહાવ્યાં ઘાટ રે;
અનિરૂદ્ધજીની૦ ૯

હિંડે હલધર હાથીઓ રે ઘણી ઉલટ અંગ ન માય રે,
સારાં છાંટ્યાં છાંટણાં રે મળી માનુની મંગળ ગાય રે;
અનિરૂદ્ધજીની૦ ૧૦

પુંખવા આવી પ્રેમદા બતરીસ ભમરીની સોડ રે,
તેની શોભા શી કહું રે ઉપર ઘરસાડીની સોડ રે;
અનિરૂદ્ધજીની૦

મુસળ, મુશળ, રવાઇ, ઓરેસરી સંપુટ ને ત્રાક,
દાંડી, પીડી, ઉતારીઆં રે વરનું તિલક કરીને તાણ્યું નાક;
અનિરૂદ્ધજીની૦ ૧૨

ગળે ધાટ નાંખીને લાવીઆં માહ્યરા મોઝાર,
કરે પાયે સંપુટ અપીંઆં રે ત્યાં તો વર્તો જેજેકાર;
અનિરૂદ્ધજીની૦ ૧૩

એ ઘોડી જે ગાય અને સાંભળે રે તેને ગંગા નાહ્યાનાં પુણ્ય,
વાંઝીઆને પુત્ર પામે વળી નિર્ધન પામે ધન;
અનિરૂદ્ધજીની૦ ૧૪

## કડવું ૬૩ મું

### રાગ ધનાશ્રી.

લોક સકલ ત્યાં આવીઆ જોવા અનિરૂદ્ધની જાન રે,
નીરખતાં મનમાં ભાવીઆં દીઠા ત્રિભુવન ભગવાન રે; ૧
માણેક મોતીડે વધાવીઆ બાંધ્યાં તરીઆ તોરણ દ્વાર રે,
મોતીડે ચોક પૂરાવીઆ ઘણું હર્ષે અસુરની નાર રે; ૨
ઓછવ મંગળ અતિ ઘણા મંદિર પ્રત્યે થાય રે,
ઘોર ઘણા થાય વાજીંત્રના ત્યાં માનુની મંગળ ગાય રે; ૩
વૃષ્ટિ થાય બહુ પુષ્પની ત્યાં ગાંધર્વ અપછરા ગાય રે,
લોક કહે અતિ શોભતી દીસે છે અનિરૂદ્ધજીની જાન રે; ૪
બંદીજન જશ વર્ણવે થાય નાટયારની થઇથઇકાર રે,
બાણાસુર હીંડે મલપતો નારીને હૈયે હર્ષ અપાર રે; ૫
અનિરૂદ્ધને નવરાવાને આવી સુંદર નાર રે,
બાવના ચંદન કસ્તુરી સુગંધિ અનેક અપાર રે; ૬
ડમરો, મરૂઓ ને મોગરો માલતી ચંપાના છોડ રે,
શેષ ભરે ને ડગલું ભરે અનિરૂદ્ધના પોંક્યા છે કોડ રે; ૭

બાજોઠે બેઠા વરરાયજી રે નવરાવે નાની નાર રે,
ઉત્તમ ઉદક અણાવીઆં રે ભરીઆં ગંગાજલ માટ રે; ૮
કાંકણુ તેના ખલમલે પહેર્યાં સોનેરી ઘાટ રે,
ઝલકે નાર્ય જાણે વીજળી વેણી જાણે વાસુકી નાર રે; ૯
ડગ ભરે ભામિની હર્ષ શું ઝણહણે તે ઉરનો નાદ રે. ૧૦

## કડવું ૬૪ મું

ત્યાં તો બ્રહ્મા વદે સાવધાન રે, સૌભાગ્ય રેણી,
રાય આપે છે કન્યાદાન રે, સૌભાગ્ય રેણી; ૧
ત્યાંતો પહેલું મંગળ વરતાય રે, સૌભગ્ય રેણી,
ત્યાંતો દાન અપરિમિત થાય રે, સૌભાગ્ય રેણી; ૨
ત્યાંતો બીજું મંગલ વરતાય રે, સૌભાગ્ય રેણી,
ત્યાંતો અશ્વનાં દાન અપાય રે, સૌભાગ્ય રેણી; ૩
ત્યાંતો આવે સત્યવાદી રાય રે, સૌભાગ્ય રેણી,
ત્યાંતો ત્રીજું મંગલ વરતાય રે, સૌભાગ્ય રેણી; ૪
ત્રીજે મંગલ ધેનુનું દાન અપાય રે, સૌભાગ્ય રેણી,
દાન લે છે શ્રી ભગવાન રે, સૌભાગ્ય રેણી; ૫
ત્યાંતો ચોથું મંગલ વરતાય રે, સૌભાગ્ય રેણી,
આપ્યા કુંચી સહિત ભંડાર રે, સૌભાગ્ય રેણી; ૬
એવાં મંગલ વરત્યાં ચાર રે, સૌભાગ્ય રેણી,
લાવ્યા બાણાવતી કંસાર રે, સૌભાગ્ય રેણી; ૭
તે તો પીસે છે ચાર વાર રે, સૌભાગ્ય રેણી,
માંહે ઘૃત સાકરની ધાર રે, સૌભાગ્ય રેણી; ૮
ચાર સૌભાગ્યવતી કહેવરાવે રે, સૌભાગ્ય રેણી,
ઘૃત કંસાર અશન કરાવ્યું રે, સૌભાગ્ય રેણી; ૯
ત્યાંતો અનિરૂદ્ધ પરણીને ઊઠ્યા રે, સૌભાગ્ય રેણી,
દિવસે સૌનેયે મેઘ ત્રુઠયા રે, સૌભાગ્ય રેણી. ૧૦

## કડવું ૬૫ મું.

(મૂળમાં અત્ર ભાલણનું એક કડવું મૂક્યું છે જે અમે પુરવણીમાં આપ્યું છે.)

આપ્યું મેલ્યું સર્વે પોત્યું કન્યાને વળાવો વહેવાઈ,
દક્ષિણતાં ચીર રૂક્મિણીને આપો મારા વહેવાઇ; ૧
અગરાઇનાં છાયલ રાણી સતભામાને આપો રે; ૨
મગીઆં તે માંગરોળનાં રાણી જાંબુવતીને આપો રે; ૩
પાંચ પટોળાં રાણી રેવતીને આપો રે; ૪
શેણીઆં, મુગટા, પામરીઆં પટકા સૌ જાદવને વેંચી આપોરે; ૫
રથ ઘોડા ને પાલખી તે સહુ જાદવને વેંચી આપો રે; ૬
સહુ પામ્યારે પહેરામણી ને અથવા રહ્યા ભગવાન,
એ ચાલી એ ચાલીરે પેલા જાદવરાયની જાન. ૭

## કડવું ૬૬ મું.

ઓખા ચાલી રે ચાલણહાર સહિયર વળાવવાને સંચરી,
કોઈ લાવે એકાવલ હાર કોઈ લાવે સોનાનાં સાંકળાં; ૧
કોઇ લાવે રે શણગાર ઓખાબાઇને આપવા,
ઓખા! ઉભી રહેહો, ભુંડી! ઓરી આવ દીકરી થાપણ પારકી; ૨
બોલી બાઇરે ચિત્રલેખા, "ઓરી, આવ્ય, આવ્યાં બાઇરે,
આલે, સોનાનાં સાંકળાં, બોલ્યાં બાઇ રે;
તુંને આપું એકાવલ હાર, લાવ્યાં બાઇ રે," ૩
"મારી સહિયરમાં તું તો ભલી બોલ્યાં બાઇ રે;"
જઇ લાવી મુજ ભરથાર લાવ્યાં બાઇ રે;" ૪
"નિત્ય ગોમતી શ્રી રણછોડ બોલ્યાં બાઇ રે,
ત્યાં મુજને સંભારજે લાવ્યાં બાઇ રે; ૫
એટલે પોંત્યા મનના કોડ બોલ્યાં બાઇ રે. ૬

## કડવું ૬૭ મું.

ઓખા બાઇ તો સાસરેયે હવે જાય રે,
માનુની મળી મંગલ ગાય રે; ૧
ઓખા બાઇને લાડી કચોલા અપાય રે,
રથ અગ્રે શ્રીફળ ત્યાં વધેરાય રે; ૨
ઓખાબાઇને ત્યાં શીખામણ દેવાય રે. ૩

## કડવું ૬૮ મું.

"સાસરીઆંના સાથમાં તું ડાહી થાજે દીકરી,
તને શીખામણ દેઉં તે તું રખે જાતી વિસરી; ૧
સાસરીઆંના સાથમાં ધબધબ પગ નવ માંડીયે,
વડસસરો બેઠા હોય તો પિતાને ઠામે જાણીયે; ૨
સાસરીઆંના સાથમાં કોઈ કહે તો હાંજી કીજીયે,
પરપુરૂષ જો જાતો હોય તો વાત કરતાં બીજીયે; ૩
સાસરીઆંના સાથમાં હસી તાળી નવ દીજીયે
પિયુને પરમેશ્વર જાણી પગ ધોઇને પીજીએ; ૪
સાસરીઆંના સાથમાં તે સાસું નવ બોલીયે,
સાસુ નણંદ વઢતા હોય તો તેને ગાળો નવ દીજીએ; ૫
સાસરીઆંના સાથમાં તું ડાહી થાજે દીકરી,
તને શીખામણ આજ દીધી તે રખે જાતી વીસરી. ૬

## કડવું ૬૯ મું.

આવ્યો આવ્યો નગર ધુતારો, લાખેણી લાડી લઇ ગયો રે,
આવ્યો આવ્યો દ્વારકાંનો ચોર, ,, ,, ,, ૧
જેણે રણવગડામાં ચાર્યાં ઢોર, ,, ,, ,,
એ તો રાધાવર રમણ કિશોર, ,, ,, ,,

આવ્યો, આવ્યો દહિંનો દાણી, લાખેણી લાડી લઇ ગયો રે,
જેણે રાધાજીની સુંદણી તાણી, ,, ,, ,, ૩
હાર્યો હાર્યો બાણાસુર રાય, કલ્યાણરાય જીતીઆ રે,
તે તો કન્યા લઇને જાય, ,, ,, ૪
રાણી રૂક્ષ્મણી પૂજવાને જાય, ,, ,,
તે તો ગોત્રજ આગળ જાય, ,, ,, ૫
તેના કંકણ દોરા છોડાય, ,, ,,

## કડવું ૭૦ મું.

તારા બાપનો બાપ તેડાવ, લાડીલી આ દોરડો કયમ છૂટે? ૬
તારે દોરડીયે શત ગાંઠ, ,, ,, ,, ૧
તારા કૃષ્ણ પિતાને તેડાવ, છોગાળા ,, ,,
તારી રૂક્ષ્મણી માને તેડાવ, ,, ,, ,, ૨
તારો પ્રદ્યુમ્ન તાત તેડાવ, ,, ,, ,,
હવે ગીત ગાય જાનરણી, લાડીલી ,, ,, ૩
બ્રહ્માજીની વાળેલ ગાંઠ, ,, ,, ,,
તારા બાણાસુર બાપને તેડાવ, ,, ,, ,, ૪
તારી બાણમતિને તેડાવ, ,, ,, ,,
તારો ઇશ્વર તાત તેડાવ, ,, ,, ,, ૫
તારી પારવતી માત તેડાવ, લાડીલી આ દોરડો કયમ છૂટે?
તાહરા ગણપતિને તેડાવ, ,, ,, ,, ૬
સિદ્ધિ બુદ્ધિ ભોજાઇને તેડાવ, ,, ,, ,,
તારી ચિત્રલેખાને તેડાવ, ,, ,, ,, ૭
ઓખા છોડો દોરડો એમ જાદવ જુવતી ગાય,
એહી ગાંઠ તે દ્દઢ કરી પણ સડક છૂટી જાય. ૮

## કડવું ૭૨ મું

દોરડા છૂટચા લાડકે ને માનિની મંગલ ગાય,
આનંદ ઉપન્યો ઓખાબાઇ સાસુને પડીઆં પાય; આનંદ૦ ૧
વહુ સહુ સાસુને પગે પડી પણ ન પડી મારે પાય, આનંદ૦ ૨
જાંબુવતી રીસાઇ બેઠાં ઘરમાં અન્ન ન ખાય; આનંદ૦ ૩
શ્રીકૃષ્ણજીના ઘરમાં વળતી ભલી ધમાધમ થાય; આનંદ૦ ૪
જેમતેમ કરીને શ્રીકૃષ્ણજીએ ઓખાને સમજાવ્યાં; આનંદ૦ ૫
છતાં સાસુ મર્મે બોલ્યાં વહુવર ઠગ તમે કહાવ્યાં; આનંદ૦ ૬
પંચ શબ્દ વાજીંત્ર વાજે સહુ મનાવી ઘેર આવ્યાં; આનંદ૦ ૭
"વડસાસુ સહુકોને સંતોખો અખંડ હેવાતન થાપો;" આનંદ૦ ૮
રૂક્ષ્મણીએ મેણું દીધું, "ભલુ કર્યું સહુ કામ; આનંદ૦ ૯
અમારા પુત્રને હરી ગયાં'તાં પણ આવ્યાં અમારે ધામ; આનંદ૦ ૧૦
ભલું કર્યું વહુજી! તમે પધાર્યાં વર્ત્યો જેજેકાર; આનંદ૦ ૧૧
અખંડ એવાતણ સુખ ભોગવજો થજો પુત્ર પરિવાર; આનંદ૦ ૧૨
પુરી દ્વારકાં પરમ મનોહર દીસે ઝાકઝમાળ; આનંદ૦ ૧૩
વહુ પુત્ર ઘરમાં પધાર્યાં જે જે શ્રી રણછોડ; આનંદ૦ ૧૪

## કડવું ૯૨ મું

રીતભાત પરિપુરણ થઇ ને ઉઠયા કૃષ્ણના તન,
જુજુઆં વસવાને કાજે આપ્યાં રે ભુવન; ૧
એકવાર શ્રીકૃષ્ણે ઓખા ખોળામાં બેસારી,
"માગવું હોય તે માગી લેને તું છે વહુઅર મારી;" ૨
"મારા બાપને આપો દીકરો સ્વામી શ્રી ભગવાન,"
ભગવાને આપ્યો દીકરો તેનું ગયાસુર નામ; ૩

બાણાસુરનો ગયાસુરને વંશવધારણ હોય,
કહી કથાને સંદેહ ભાગ્યા પરીક્ષિત લાગ્યો પાય; ૪
શુકદેવ અમને પાવન કીધો સંભળાવ્યો મહિમાય,
શ્રોતાવક્તા સાંભળે, નહિ પામે તે ગર્ભનો વાસ; ૫
ઓખાહરણ પરિપુરણ થયું કહે છે વિષ્ણુદાસ. ૬

---

# ભાલણનું ઓખાહરણ

## એક ત્રૂટક કડવું

### રાગ ગોરવ

બાણાસુર ગોરવ નોતરે સર્વ સાથશું રે;
શ્રીકૃષ્ણને મહેલ પધાર્યા સુંદર ભાત શું રે; ૧
તમે ગોરવે વહેલા પધારજ્યો સહુકો આવજોરે,
સાથે માણસની રીત ગમે તેહને લાવજો રે; ૨
ઓખાની માડી આવીઆં જ્યાં વર ને લાડી રે,
આ કુંકુયે પૂજ્યા પાય જઈ પાયે પડી રે; ૩
તમે ગોરવે વેહલા પધારજો કહું ઘોડે ચડી રે,
હું તમને લાગું છું પાય કહું છું કર જોડી રે; ૪
અનિરૂદ્ધની માડી બોલીઆં રીત અમારી રે,
તે લેઇશું સઘળી ચાર પરઠણ જે કરી રે; ૫
ગોરવ મનાવીને આવીઆં હાલતાં માલતાં રે,
હલહલ કરાવીને રાય કીધાં રાંધણાં ચાલતાં રે; ૬
ગોરવ નુતરતાંય વચ્ચે શું નીપજ્યું રે-
ઘેર મીઠા બોલી નાર તેણે સહુ નીપજ્યું રે; ૭
જાદવકેરી જાન સર્વે જોડશું રે,
આવ્યા જાદવજી મહારાજ છપ્પન કોડશું રે; ૮

આજ્ઞા આપી રાય સહુ બેઠા થયા,
નાહ્યા ઉષ્ણોદક નીર મંદિરમાં ગયા; ૯
આખળીઆ, તકીઆ ઘણા ઝારી ને લોટડા,
બેસણાં બહુ વિવેક દીસે ફુટડા રે; ૧૦
બાવન પરની થાળી સોનાના વાટકા,
પીરસે નારી પરમાલી જમનારા લાડકા રે; ૧૧
સામગ્રી સહુ શી કહું મેવા બહુ ઘણા રે,
ટોપરૂં ને દૂધપાક શાકરીયા ચણા રે; ૧૨
તલ સાંકળી ને દહીંથરાં, શેવ છૂટી કળી રે,
ખોભલે પીરસાવો ખાંડ મરકી બે પડી રે; ૧૩
ખાજાં, જલેબી ને પેંડા મગદળીઆ મસમસે રે,
ઘેબર મોતી ચુરમાં જમતાં સહુ હસે રે; ૧૪
(?) બ્હેકે બહાંજો રાંધિઓ તેમાં સાકર ભેળી રે,
ગોરીનાં તાવ્યાં ઘીઇ હસે તો વેગળી રે; ૧૫
ગોર ગળ્યો કંસાર ને પોળી પાતળી રે,
સાકરનો છે સ્વાદ કેળાં રસ કાતળી રે; ૧૬
માલપુઆનાં માન મોગ ગળી, ગલ પાપડી રે,
જમવા બેઠી જાન જાદવની બાપડી રે; ૧૭
ગોટા, ગળ્યાં તડબુચાં, આંબાની શાખ શું રે,
રાની બિજોરાં ને ફાલસાં દાડમ દ્રાખ શું રે; ૧૮
શાક નાવે પાર રચના શી કહું રે,
વાલોળ ને વત્યાંક શાક સમારીઆં રે;
ટિંડારાં છમકાર ઘણું છમકારીઆં રે, ૧૯
આરિયાં, તુરિયાં શાક સરવે સમારીઆં રે;
કારેલાં, કંકોડા પ્રેમે વઘારીઆં રે, ૨૦
સુવા, તાંદળજાની ભાજી મંદિર આણિઆં રે,
મૂળા, મોગરી, મેથી સર્વે વખાણીઆં રે; ૨૧

ચોળા, ગવારની શીંગ જે તળી સરસીએ રે,
ડોડી, ભરૂચી ભાજી સરવને પીરસીએ રે; ૨૨

કોળાં વડીનાં રાયતાં તીખાં ને તમતમાં રે,
છાશ ઘણી છમકારીઆં રાખ્યાં છમછમાં રે; ૨૩

અથાણાંનો નાવે પાર રચના શી કહું રે,
મહિં રાયતી કેરી ને લીંબુ કરમદાં કેસૂર રે; ૨૪

શીતળ જળ ફેરવાવોને રે તરસ્યા પીજીએ રે,
કોરાં ચલાણાં મહિ કેરી અથાણાં લીજીએ રે; ૨૫

દાળભાતમાં જ્યમ +વાટડીનો સડકો રે,
તેની જોડે સ્વાદ પાપડનો ભડકો રે; ૨૬

કૂર કર્યો કમોદનો તે સહુને ગમે રે,
દાળ ચંપાના છોડ આણી વ્હાલ સહુ જમે રે; ૨૭

ઘેનુની છાશોની રમલી કૂરનો કરમલો રે,
મહિં દહિં ને જીરાલુણ, જમતાં કહે ભલો રે; ૨૮

લવિંગ સોપારી એલચી બીડાં બંધાવીઆં રે,
બીડલે બાસઠ પાન સૌને આપીયાં રે; ૨૯

સર્જન સહુ શ્રી કૃષ્ણનું તે સઘળું જમ્યું રે,
એટલે ભાલણ પ્રભુ રઘુનાથ જમતાં વહાણું થયું રે. ૩૦





+ વાટ = છાશમાં રાઇ ફીણીને ભેળવી તેમાં ફુદીનો તથા પાકાં કેળાં નાખવાથી જે બને તે. કૂર = ભાત. જીરાલુણ = જીરાળુ = મીઠામાં દળેલું જીરૂ વગેરે ભેળવીને કરેલું. સર્જન = સાજન = સહુ જન.